આ આવૃત્તિમાં કંઈપણ ફેરફાર કરવામાં આવેલો નથી અસલ મુજબ છે.

# भारतार्थप्रकाश.

## THE BHARATARTHA--PRAKASH.

### द्रोणपर्व.

પર્વ ૭ મું.

आवृत्ति त्रीजी—प्रत १७५

રા. રા. ભાઇશંકર નાનાભાઇ સોલિસીટરની
સહાયતાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર;
ભટ્ટ મણિશંકર મહાનંદ તરફથી
રા. રા. રવિપ્રસાદ ગણપતરામ મહાનંદ.
અમદાવાદ.



अमदावाद-दाणापीठ—श्री भारतबन्धु प्रिन्टिंग वर्कसमां
शाह वाडीलाल मोतीलाले छाप्युं.

સંવત્ ૧૯૬૮, સન ૧૯૧૨.



मूल्य रु. ५—०—०

# भारतार्थप्रकाश.

## ॥अथ द्रोणपर्व प्रारंभः॥

॥ श्लोक ॥

जनमेजयउवाच॥ तममतिमसत्वौजोबलवीर्यसमन्वितं ॥

॥ हतंदेवव्रतंश्रुत्वापांचाल्येनशिखंडिना ॥

જનમેજય પૃછે છે—હે વૈશંપાયન, કોઈને જેની ઉપમા અપાય નહિ એવાં ધૈર્ય, માનસબળ, શરીરબળ તથા પરાક્રમ સહિત ભીષ્મને દ્રુપદપુત્ર શિખંડીયે માર્યા એમ સાંભળી, હે વિપ્રર્ષિ શોકથી વ્યાકુળછે નેત્ર જેનાં એવા પરાક્રમી ધૃતરાષ્ટ્રરાજાએ શું કર્યું? હે ભગવન્, હે તપોધન, તેમજ ભીષ્મ તથા દ્રોણુ છે મુખ્ય જેમાં એવા રથિયોવડે કરી, મોટા ધનુષવાળા પાંડવોને પરાજય પમાડી રાજ્યને ઇચ્છતા દુર્યોધને પણુ શું કર્યું? તે મને કહો. વૈશંપાયન કહે છે—હે જનમેજય, પોતાના પિતારૂપ ભીષ્મને હણાયા સાંભળી કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા શોકાતુર ધૃતરાષ્ટ્ર રાજા શાન્તિ ન પામતાં તે દુઃખથી નિરંતર ચિંતાતુર થઇ રહ્યા હતા તેટલામાં શુદ્ધ બુદ્ધિવાળો સંજય ફરી આવ્યો. હે મહારાજ, હે જનમેજય, તંબુથી રાત્રિયે હસ્તિનાપુરમાં આવેલા સંજયને, ભીષ્મનુ મરણુ સાંભળી અત્યંત અપ્રસન્ન ચિત્તવાળા, પુત્રના જયને ઇચ્છતા, આતુરની પેઠે વિલાપ કરતા, અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રે, ભયંકર પરાક્રમવાળા મહાત્મા ભીષ્મનો અત્યંત શોક કરી પુછ્યું કે, હે તાત, હે સંજય, મહાત્મા પાંડવોનું વૃદ્ધિ પામેલું મોટું સૈન્ય, ત્રિલોકીને પણુ મોટું ભય ઉત્પન્ન કરે ત્યારે બીજાને કરે તેમાં શું! માટે તે ભીષ્મ પડયા પછી દુર્યોધનના સૈન્યમાં કોણુ મહારથિ પુરૂષ રહ્યો કે જેનો આશ્રય કરી મોટા ભયવાળા સંગ્રામમાં પાંડવની સેનાથી કૌરવો ત્રાસ ન પામે. હે સંજય, કૌરવોમાં શ્રેષ્ઠ તે મહાત્મા હણાયા પછી, કાળે, પ્રેરેલા

કૌરવો તથા બીજા રાજાઓ પણ શું કરવા ઇચ્છતા હતા, તે મને કેહે. સંજય કહે છે—હે રાજન્, ભીષ્મ હણાયા પછી તમારા પુત્રોએ એકાગ્ર ચિત્ત થઇ જે કર્યું તે વિષે હું કહું તે મારાં વચન સાંભળો. હે રાજન્, સત્ય પરાક્રમવાળા ભીષ્મ, હણાયા ત્યારે તમારી તરફના તથા પાંડવ તરફના જૂદા જૂદા વિચાર કરતા હતા. પછી ક્ષાત્રધર્મને જોઇ વિસ્મય પામેલા તથા પ્રસન્ન થયેલા સ્વધર્મને નિંદતા તે, મહાત્મા ભીષ્મને પ્રણામ કરી હે પુરૂષમાં સિંહરૂપ, ઘણાં કર્મવાળા તે મહાત્મા વાસ્તે ગ્રંથિ વગરના બાણે કરી ઓશિકાસહિત શય્યાની કલ્પના કરી, તેની રક્ષા કરી પરસ્પર ભાષણ કરી, ગંગાપુત્ર તેને સત્કાર સાથે પ્રદક્ષિણા કરી, ક્રોધે કરી રક્ત છે નેત્ર જેમનાં એવા કાળે પ્રેરેલા તે ક્ષત્રિયો એક બીજા મળી પાછા યુદ્ધ વાસ્તે નીકળ્યા. તુરી તથા ભેરીના શબ્દો સાથે તમારાં તથા પારકાઓનાં સૈન્ય પણ યુદ્ધ વાસ્તે નિકળ્યાં. એ રીતે ગંગાપુત્ર પડયા ને અપરાન્હ વખતના સૂર્ય થયા તે ટાણે, કાળે હણેલાં છે ચિત્ત જેમનાં એવા ક્રોધ વશ થયેલા તે ક્ષત્રિયો, પોતાના હિતરૂપ મહાત્મા ગંગાપુત્રના વચનનો અનાદર કરી, શસ્ત્ર ગ્રહણ કરી, ઉતાવળથી યુદ્ધ વાસ્તે નીકળ્યા. પુત્ર સહિત તમારા મોહથી તે શાંતનુ પુત્ર ભીષ્મનો વધ થવાથી સર્વ રાજાઓ સહિત મૃત્યુ વશ થયેલા તમારી તરફનાઓ, સિકારી પશુથી સંકુળ એવા વનમાં ગોવાળ વગરનાં બકરાંનાં ટોળાંઓની પેઠે ભીષ્મે કરીને હીન, તે, અત્યંત ઉદ્વિગ્ન મનવાળા થયા. ભરતકુળમાં શ્રેષ્ઠ તે મહાત્માના પડવાથી કૌરવની સેના નક્ષત્ર વગરના આકાશની પેઠે, શોભાહીન તથા શૂન્ય, ધાન્ય વગરની પૃથ્વીની પેઠે નિઃસાર, અસંસ્કૃત વાણીની પેઠે કર્તવ્યમાં અસમર્થ, બલિરાજાનો નિગ્રહ થયા પછી અસુરની સેનાની પેઠે વ્યાકુળ, વિધવાની પેઠે અલંકાર રહિત, પાણી વગરની નદીની પેઠે નિરૂપયોગી, વનમાં હણાયો છે યૂથપતિ જેનો એવી વરૂએ રૂંધેલી વિચિત્ર મૃગીની પેઠે નજીક મરણ આવેલી, શરભ નામના મૃગે હણેલો છે સિંહ જેમાંથી એવી પર્વતની ગુફા સરખી, અનેક દિશાના વાયુથી હણાયેલ મહાસમુદ્રમાં ભાગેલા નાવ સરખી, વ્યાકુળ છે અશ્વ, રથ તથા હસ્તિ જેમાં અને ઘણા હણાયેલ મનુષ્યવાળી, કૃપણ, મનોભંગ થયેલી, તથા બરોબર તાકી બાણ મારનાર શૂરવીર તથા બળવાન પાંડવોએ અત્યંત પીડા પમાડેલી, અત્યંત દીન થઇ. જેમાં ત્રાસ પામેલા રાજાઓ તથા બીજા સૈનિકો, ભીષ્મવિના

પાતાળ વિષે જાણે બૂડતા હોય નહિ એવા તે, સર્વ શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ અતિરથિની પેઠે વિદ્યા તથા તપો યુક્ત કર્ણને, તે ભીષ્મ સરખો છે, એ રીતે યાદ કરી કહેવા લાગ્યા કે, આપત વિષે જેમ માણસનું મન પોતાના બંધુમાં જાય તેમ, અમારૂં મન એમાં જાય છે, એમ કહી, સંગ્રામમાં શરીર ત્યાગ કરનાર સૂતપુત્ર કર્ણને, એ અમારાં હિતનો પણ કરનાર છે એમ કહી, હે કર્ણ, હે કર્ણ, એમ પોકારતાં તેમણે કહ્યું કે મોટા યશવાળા જેણે દશ દિવસસૂધી અમાત્ય તથા બંધુ સહિત યુદ્ધ ન કર્યું તે કર્ણને જલદી લઇ આવો. હે રાજન્, સર્વ ક્ષત્રિયોની સમક્ષ ભીષ્મે, બળ તથા પરાક્રમ યુક્ત રથિયોને ગણ્યા તેમાં, પુરૂષમાં શ્રેષ્ઠ મહાબાહુ શૂરવીરોમાં સંમત અને રથિ તથા અતિરથિની સંખ્યા ગણવામાં અગ્રણી ગણવા લાયક, અને સંગ્રામમાં અસુર સહિત દેવતાઓ સાથે પણ યુદ્ધ કરવા સમર્થ દૌરથ એવા કર્ણને અર્ધરથ ગણ્યો. હે રાજન્, તે કોપે કરી ગંગા પુત્ર ભીષ્મને તેણે કહ્યું કે, હે કૌરવ્ય, તમ જીવતાં ક્યારેય પણ હું યુદ્ધ નહીં કરૂં. અને હે કૌરવ્ય, મહા સંગ્રામમાં પાંડવ તરફના સર્વને તમે મારશો તો દુર્યોધનની આજ્ઞા લઇ હું વનમાં જઇશ. અથવા પાંડવે તમને મારવાથી તમે સ્વર્ગમાં જશો તો, જેને તમે રથિયો માનોછો તે બધાને એક રથે કરી હું મારી નાંખીશ. એમ કહી મોટા બાહુ તથા યશવાળા કર્ણે તમારા પુત્રના સમતથી દશ દિવસ સૂધી યુદ્ધ ન કર્યું. હે ભારત, અસંખ્ય પરાક્રમવાળા ભીષ્મ, પાંડવ તરફના હજારો યોદ્ધાઓને મારી, સાચી પ્રતિજ્ઞાવાળા મોટા બળવાન્ શૂરવીર તે હણાયા ત્યારે તમારા પુત્રોએ, સમુદ્રને તરવાની ઇચ્છાવાળા જેમ નાવને યાદ કરે તેમ કર્ણને યાદ કરી સર્વ રાજાઓ સહિત, હે કર્ણ, એ રીતે તેને બોલાવાને કહ્યું કે, તારા પરાક્રમનો આ વખત છે. એ રીતે સંગ્રામમાં તે તે ઠેકાણે મહા બળવાન યોદ્ધાઓ, સંગ્રામમાં શરીરનો ત્યાગ કરનાર સૂત પુત્ર કર્ણને બોલાવા લાગ્યા. પરશુરામે શિખવેલું છે અસ્ત્રવિદ્યામાં કોઇથી વારી શકાય નહિ એવું પૌરૂષ જેને, એવા કર્ણ પ્રત્યે, દુઃખ વખતે પોતાના બંધુ પ્રત્યે જેમ માણસનું મન જાય તેમ, અમારૂં મન જવા લાગ્યું. હે રાજન્, સંગ્રામમાં હમેશ દેવતાઓને જેમ ગોવિંદ ભગવાન રક્ષણ કરવા સમર્થ છે તેમ તે, આપણને મહા ભયથકી રક્ષણ કરવા સમર્થ છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય, તે રીતે વારંવાર કર્ણની વાત કરતાં સંજયને, આશી વિષ સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરી,

ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે જે ટાણે તે સૂર્ય પુત્ર કર્ણમાં તમારૂં મન ગયું તે ટાણે સંગ્રામમાં શરીર ત્યાગ કરનાર કર્ણને તમે જોઓ? અને સત્ય પરાક્રમવાળા તેણે, સંભ્રાંત પીડિત રક્ષણને ઇચ્છતા ત્રાસ પામેલા અમારાઓનું ધારેલું ફોગટ તો ન કર્યું? ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ તેણે, ભીષ્મ હણાયા પછી કૌરવોમાં જે ન્યુનતા થઇ હતી તે પાછી પૂરી કરી? હે સંજય, ન્યુનતાને ટાળનાર તેણે, પારકાઓને ભય ઉત્પન્ન કર્યું, કારણ જે, લોક વિષે પુરૂષમાં સિંહરૂપ કેહેવાય છે, વળી જેણે પીડિત તથા પોકારતા બાંધવોના રક્ષણ વાસ્તે સંગ્રામમાં પ્રાણ તથા સુખનો ત્યાગ કર્યો, તેથી મારા પુત્રોના જયની આશા સફળ થઇ કે ન થઇ?

॥ परित्यज्यरणेप्राणांस्तत्राणार्थंचशर्मच ॥

॥ कृतवान्ममपुत्राणांजयाशांसफलामपि ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि धृतराष्ट्रप्रश्ने गुर्जर भाषायां प्रथमोऽध्यायः ॥ १ ॥



संजयउवाच॥हतंभीष्ममथाधिरथिर्विदित्वाभिन्नांनावमिवात्यगाधेकुरूणां

॥सोदर्यवद्व्यसनात्सूतपुत्रःसंतारयिष्यंस्तवपुत्रस्यसेनां॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, અધિરથનો પુત્ર કર્ણ, ભીષ્મ હણાયા એ વાત સાંભળીને, અગાધજળમાં ભેદ પામેલા નાવની પેઠે ભેદ પામેલી તમારા પુત્રની સેનાને કૌરવના સગા ભાઇની પેઠે દુઃખથી તારવા વાસ્તે પાસે આવ્યો. હે નૃપ, એ રીતે અસ્ખલિત વ્રતવાળા મહારથિ શંતનું પુત્ર ભીષ્મ પડ્યા તે વાત સાંભળી, ધનુષ ધરનારમાં અત્યંત શ્રેષ્ઠ, શત્રુનો નાશ કરનાર, પિતા પુત્રને તારવા જાય તેમ, સમુદ્રમાં બૂડતા નાવની પેઠે નાશ પામતા કૌરવોને તારવા ઇચ્છિતા કર્ણે, જલદી તમારા પુત્રની સેના પાસે આવી કહ્યું કે, જેમ ચંદ્રમા વિષે સદા કલંક રહેલું છે તેમજ, જે કૃતજ્ઞ તથા બ્રાહ્મણના શત્રુનો નાશ કરનાર ભીષ્મમાં, ધારણા, બુદ્ધિ, પરાક્રમ, મનોબળ, સત્ય, સ્મૃતિ, શૂરવીરના સર્વગુણ, દિવ્યઅસ્ત્ર, વિનય, લજ્જા, પ્રિયવાણી તથા દ્વેષરહિત એટલા ગુણ, હમેશ રહેલા હતા, પારકા શૂરવીરને

હણનાર તે હણાયા તેથી હું સર્વ યોદ્ધાઓને પણ હણાયેલાજ માનું છું. દઢ બ્રહ્મચર્યવાળા ભીષ્મ હણાયા તેથી હવે કાલ સૂર્યોદય થશે એનો નિશ્ચય કોને થાય? કોઇને પણ નહિ, તેમ આ લોકમાં અનિત્યકર્મને લીધે કયારેય પણ કાંઇ નિશ્ચલ છે નહિ. વસુ સરખા પ્રભાવવાળા, વસુના સરખા વીર્યવાળા શંતનુથી છે જન્મ જેનો એવા પૃથ્વીના પતિ ભીષ્મ, વસુ પાસે ગયા ત્યારે, હવે ધન, પુત્ર, પૃથ્વી, કૌરવ તથા આ સેનાનો પણ શોચ કરો. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, એ રીતે મોટા પ્રભાવવાળા વર આપનાર લોકના ઇશ્વર, સર્વને શિક્ષા કરનાર ઘણા પરાક્રમવાળા ભીષ્મને પાડયા. ભરતો પરાજય પામ્યા ત્યારે ખેદયુક્ત છે મન જેનું એવો કર્ણ એટલાં વચન કહી મોટો નિશ્વાસ મૂકવા લાગ્યો; ને તેની આંખોમાંથી અશ્રુ પડવા લાગ્યાં. હે રાજન્, તે ટાણે એવાં કર્ણનાં વચન સાંભળી, તમારા પુત્ર તથા સૈનિકો પણ, પરસ્પર આક્રોશ કરતાં આંખમાંથી અશ્રુ પડે તે રીતે રોવા લાગ્યા. ને વળી મોટો સંગ્રામ પ્રવર્ત્તમાન થયો ને રાજાઓ સેનામાં આવ્યા ત્યારે સર્વ મહારથિમાં શ્રેષ્ઠ કર્ણે, રથિમાં શ્રેષ્ઠ તે સર્વને, હર્ષ કરનાર આવીરીતનું વચન કહ્યું કે, અનિત્ય આ જગત્ હમેશ નાશ થવા લાગ્યું તેને જોઇ વિચારૂં છું ત્યાં કાંઇપણ સ્થિર હોય એમ હું માનતો નથી, તોપણ તમે સર્વ વિદ્યમાન છતે, સંગ્રામમાં પર્વત સરખા કુરૂકુળમાં શ્રેષ્ઠ ભીષ્મને તેણે કેમ પાડ્યા. પૃથ્વીમાં બીજા સૂર્ય સરખા મહારથિ શંતનુ પુત્ર ભીષ્મને પાડ્યા ત્યારે, પર્વતને વેહેનાર પવનને જેમ વૃક્ષો સહન કરી શકે નહિ તેમ રાજાઓ, અર્જુનને કેમ સહન કરી શકશે. માટે આજ હણાયા છે મુખ્ય જેમાંથી એવા પીડાયેલા, પારકાયે હણેલા, ઉત્સાહ વગરના અનાથ આ કૌરવના સૈન્યને જે રીતે તે મહાત્મા રક્ષા કરતા હતા તેમ હું રક્ષા કરીશ. સંગ્રામમાં શોભિતા ભીષ્મ પડ્યા તેથી આ ભાર મારી ઉપર છે, તેમ આ જગત્ અનિત્ય છે, એમ જાણતે છતે આ વખતે હું ભય કેમ કરૂં? માટે સંગ્રામમાં વિચારતો હું બાણે કરી પાંડવોને યમપુરીમાં મોકલી, જગત્માં યશ સંપાદન કરી સંગ્રામમાં ઉભો રહીશ. વા, તેમણે મારેલો હું વીરશય્યામાં શયન કરીશ. જે સૈન્યમાં ધૈર્ય, બુદ્ધિ, સત્ય તથા બળવાન યુધિષ્ઠિર, સેંકડો હસ્તિ તુલ્ય પરાક્રમવાળા ભીમસેન, તથા ઇંદ્ર પુત્ર યુવાવસ્થાવાળા અર્જુન છે તે સૈન્યને દેવતાઓથી પણ સુખે કરીને કેમ જીતાય? વળી બળમાં જેને યમરાજાની ઉપમા અપાય એવા નકુળ, સહદેવ, તથા

સાત્યકિસહિત દેવકી પુત્ર કૃષ્ણુ છે તે સૈન્ય સામે જઇ, મૃત્યુના મુખથી જેમ પ્રાણી બચે નહિ તેમ કુત્સિત પુરૂષ બચે નહિ. જેમ તપને તપે કરી બાધ કરાય છે તેમ, શૂરવીરો સૈન્યને સૈન્યે કરી બાધ કરે છે; તેમ મારૂં મન પણ શત્રુનું નિવારણુ કરવામાં તથા પોતાનું રક્ષણુ કરવામાં અચલ પર્વત સરખું થઇ રહ્યું છે. હે સૂત, આ રીતે મારૂં મન અનુકૂળ છે માટે જતાંવેત એમના પ્રભાવને બાધ કરી, તેમને હું જીતીશ. આ મારા મિત્રનો દ્રોહ મારાથી સહન થતો નથી, કારણુ જે સૈન્યના ભંગાણુ વખતે સહાયતા કરવા આવી ઉભો રહે તેજ મિત્ર જાણુવો. એ રીતે સંગ્રામમાં સર્વ શત્રુ સમુદાયને હું હણીશ, અથવા તેણે હણેલો હું પ્રાણુનો ત્યાગ કરી ભીષ્મની પાછળ વીર લોકને પામીશ. એમ સત્પુરૂષોને યોગ્ય એવું શ્રેષ્ઠ કર્મ હું કરીશ. જે કોઇ પણ મારી રક્ષા કરો, રક્ષા કરો, એમ કહે, સ્ત્રી અથવા બાળક રૂવે તથા દુર્યોધનનું પરાક્રમ હણાય તે વખતે મારે યુદ્ધજ કર્ત્તવ્ય છે એમ હું જાણું છું; માટે આજ રાજાના શત્રુઓને હું જીતીશ. ભયંકરરૂપ આ સંગ્રામમાં કૌરવોની રક્ષા કરતાં પાંડવોને મારવા ઇચ્છતો હું પ્રાણુનો ત્યાગ કરીને પણુ, સર્વ શત્રુ સમુદાયને હણી, દુર્યોધનને રાજ્ય આપીશ. માટે મણિ તથા રત્ને કરીને શોભિતુ સ્વચ્છ, મારૂં વિચિત્ર પ્રકારનું સુવર્ણનું કવચ બાંધ, ને સૂર્ય સરખી કાંતિવાળી મારી લડાઇની ટોપી બાંધ. તેમ અગ્નિ, વિષ તથા સર્પ સરખા મારા ધનુષ બાણુ પણુ તૈયાર કર. ને બાણુથી ભરેલા સોળ ભાથા, દિવ્ય ધનુષ, ખડ્ગ, શક્તિયો, મોટી ગદાઓ, સુવર્ણથી વિચિત્ર પ્રકારના નાળવાવાળો શંખ, સુવર્ણથી વિચિત્ર પ્રકારના હાથિના તંગ સરખો કમરપટો, કમળના ચિન્હવાળો જયને આપનાર એવો વિચિત્ર પ્રકારનો ધ્વજ, અને સારી રીતે બાંધેલી સાળની ધાણી સહિત વિચિત્ર પ્રકારની માળા, હે સૂતપુત્ર, શ્વેત વાદળા સરખા પુષ્ટ, મંત્રે કરી પવિત્ર જળથી નાહેલા અને સુવર્ણના ચિત્રવાળા આભરણે કરી યુક્ત તથા જલદી ચાલનારા ઉત્તમ અશ્વોને જલદી લાવ્ય. સુવર્ણની માળા યુક્ત સૂર્ય તથા ચંદ્ર સરખા પ્રકાશવાળા રત્ને કરી શોભિતા, પ્રહાર કરવા યોગ્ય એવાં સાધને તથા વાહને કરી યુક્ત એવા ઉત્તમ રથને પણુ જલદી લાવ. વિચિત્ર પ્રકારનાં વેગવાળાં ધનુષ, ઉત્તમ પ્રત્યંચાઓ, બાણુ ભરેલા મોટા ભાથાઓ, કવચો, ને યુદ્ધ વાસ્તે પ્રયાણુ કરવામાં યોગ્ય સર્વ વસ્તુ, દહિથી ભરેલાં કાંસાનાં તથા સોનાનાં પાત્ર, અને માળાને પણુ લાવી, અંગે બાંધી તત્કાળ જય વાસ્તે

ભેરી નામનાં યુદ્ધવાદ્ય વગાડો. હે સૂત, પછી જ્યાં અર્જુન, ભીમસેન, ધર્મ પુત્ર યુંધિષ્ઠિર તથા નકુલ સહદેવ હોય ત્યાં જા. કારણ સંગ્રામમાં ત્યાં જઇ તેમને હું મારીશ અથવા તેમણે મારેલો હું ભીષ્મ પ્રત્યે જઇશ. જ્યાં સત્ય તથા ધૈર્યવાન યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, વાસુદેવ ભગવાન, સાત્યકિ તથા સંજયો છે તે સૈન્યને કોઇ પણ રાજાઓ જીતી શકે નહિ એમ હું માનું છું. તેમ કદાચિત્ સંગ્રામમાં હમેશ સાવધાન. સર્વને હરનાર મૃત્યુ, તે અર્જુનની રક્ષા કરશે; તોપણ હું તેને મારીશ, અથવા તેણે મારેલા ભીષ્મની પાછળ યમપુરીમાં જઇશ. પણ સ્વામી ઉપર થોડા સ્નેહવાળા, મિત્રના દ્રોહી પાપિષ્ટ એવા આ મને સહાય નથી, એમ કહી તે શૂરવીરના મધ્યમાં નહિ જાઊં એમ હું નહિ કહું. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, એટલું કહી કુબડા સહિત સુવર્ણથી શોભિતા પતાકા યુક્ત, વાયુ સરખા વેગવાળા, ઉત્તમ ઘોડા જોડેલા દૃઢ મૃદ્ધિમાન ઉત્તમ રથમાં બેશી જય વાસ્તે, તે ચાલ્યો, દેવતાના ગણ જેમ ઇંદ્રનો સત્કાર કરે તેમ કૌરવોયે સત્કાર કરેલો રથિમાં શ્રેષ્ટ, ઉગ્ર ધનુષવાળો મહાત્મા કર્ણ, સંગ્રામમાં જ્યાં ભીષ્મ પડ્યા હતા ત્યાં લોહાદિકના દૃઢ આવરણ યુક્ત, ધ્વજ સહિત, સુવર્ણ, મૌક્તિક, તથા રત્નની માળાથી શોભિતા, મેઘ સરખા શબ્દવાળા રૂડા અશ્વ જોડેલા રથે કરી, સૂર્યની પેઠે ઘણા :તેજવાળો તે આવ્યો. તે ટાણે અગ્નિ સરખી કાંતિવાળા સુંદર પોતાના રથમાં બેઠેલો, અગ્નિ સરખા તેજવાળો ધનુષ ધરનાર શોભિતો અધિરથનો પુત્ર મહારથિ તે, પોતાના વિમાનમાં બેઠેલો ઇંદ્ર શોભે તેવો શોભતો હતો.

॥ हुताशनाभःसहुताशनप्रभेशुभःशुभेरवैस्वरथेधनुर्धरः ॥
॥ स्थितोरराजाधिरथिर्महारथःस्वयंविमानेसुरराडिवास्थितः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि कर्णनिर्याणे गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥



संजयउवाच ॥ शरतल्पेमहात्मानंशयानममितौजसं ॥
॥ महावातसमूहेनसमुद्रमिवशोषितं ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, મહા વાયુના સમૂહે સોષણ કરેલા સમુદ્રની પેઠે બાણશય્યામાં સુતેલા સર્વ ક્ષત્રિયને નાશ કરનાર, ગુરૂ દિવ્ય અસ્ત્રે કરી અર્જુને પાડેલા, મોટા ધનુષ તથા પરાક્રમવાળા, અગાધ જળમાં રહેલા સ્થાનને ઇચ્છિતા ઘણાકને દ્વીપ સરખા, યમુનાના પ્રવાહ સરખા, બાણના ઓઘે કરી વ્યાપ્ત, ઇંદ્રે પૃથ્વી ઉપર પાડેલા મૈનાકપર્વત સરખા, અસહ્ય, આકાશમાંથી ભ્રષ્ટ, થઇ પૃથ્વી તળ ઉપર પડેલા સૂર્ય સરખા, પૂર્વે ઇંદ્રે જીતેલા વૃત્રાસુર સરખા, સર્વ સૈન્યને મોહ કરનાર, સર્વ સૈનિકોમાં શ્રેષ્ઠ, સર્વ, ધનુષ ધરનારમાં ઉત્તમ, અર્જુનના બાણે કરી વ્યાપ્ત, પુરૂષમાં શ્રેષ્ઠ, મોટા વ્રતવાળા શૂરવીર વીરશય્યામાં સુતેલા મહાત્મા ભીષ્મને જોઇ, અધિરથનો પુત્ર મોટી કાંતિવાળો કર્ણ, રથમાંથી નીચે ઉતરી હાથ જોડી તે મહાત્માને પ્રણામ કરી, પીડિત સ્વરે કરી, આવી રીતે કેહેવા લાગ્યો કે—હે ભારત, હું કર્ણ છું. મારી સાથે તમારી કલ્યાણરૂપ પવિત્ર વાણીયે કરી ભાષણ કરો; તથા પવિત્ર દૃષ્ટિયે કરી મને જુવો. તમારૂં કલ્યાણ થાઓ, અને અહિં હવે કોઇ સુકૃતના ફળને નહિ પામે, કારણ જ્યાં ધર્મમાં તત્પર વૃદ્ધ તમો પૃથ્વી ઉપર સુતા છો. તેમ હે કુરૂ પુંગવ, કોશ સંચય કરવામાં, વિચાર કરવામાં, વ્યૂહ રચવામાં, તથા પ્રહાર કરવામાં કૌરવોના મધ્યમાં તમારા વિના બીજા કોઇને હું જોતો નથી. જે તમો, શુદ્ધ બુદ્ધિયે કરી કૌરવોને ભયથી તારતા હતા. માટે ઘણાક યોદ્ધાઓને મારી તમો પિતૃલોકમાં જશો. હે ભરત શ્રેષ્ઠ, આજથી અત્યંત ક્રોધેલા પાંડવો, વાઘ જેમ મૃગનો ક્ષય કરે તેમ કૌરવોનો ક્ષય કરશે, ને આજ આ ગાંડીવ ધનુષના શબ્દના પરાક્રમને જાણનાર કૌરવો, ઇંદ્રથકી અસુરો જેમ ત્રાસ પામે તેમ અર્જુનથી ત્રાસ પામશે; અને ગાંડીવમાંથી નીકળેલા બાણોનો વજ્ર સરખો શબ્દ કૌરવ તથા બીજા રાજાઓને ત્રાસ પમાડશે. હે વીર, વૃદ્ધિ પામેલો મોટી જ્વાળાવાળો અગ્નિ જેમ વૃક્ષોને બાળે તેમ અર્જુનના બાણ, ધૃતરાષ્ટ્રના પુત્રોને બાળશે. વનમાં એકઠા મળેલા વાયુ તથા અગ્નિ, જે જે માર્ગે જાય તે તે માર્ગમાં ઘણાક ગુચ્છ, તૃણ તથા વૃક્ષોને બાળી નાખે, તેમ વૃદ્ધિ પામેલા અગ્નિ સરખા અર્જુન છે ને વાયુ સરખા કૃષ્ણ છે એમાં સંશય નહિ. માટે નર હે વ્યાઘ્ર, એકઠા મળેલા તે બેઉ, કૌરવો સૈન્યનો નાશ કરે તેમાં શું આશ્ચર્ય? માટે પાંચજન્ય તથા ગાંડીવનો શબ્દ સાંભળી, સર્વ સૈન્યો ત્રાસ પામશે. હે વીર, શ-

ત્રુનો નાશ કરનાર સામે આવતાં અર્જુનના રથના શબ્દને તમારા વિના બીજા રાજાઓ સહન નહિ કરી શકે. બુદ્ધિમાન્ પુરૂષો જેનાં દિવ્ય કર્મનું ગાન કરે છે. તેમ જે મહાત્મા મહાદેવ સાથે યુદ્ધ કરી, બીજાઓને દુઃખે કરીને પણ પ્રાપ્ત થાય નહિ એવા વરને પ્રાપ્ત થાય છે તેમ સર્વ ક્ષત્રિયોનો નાશ કરનાર ભયંકર દેવ તથા દાનવનો ગર્વ હરનાર પરશુરામને જે, તમો જીત્યા હતા તે તમો પણ પૂર્વે જેને જીતી નોહોતા શક્યા, તે અર્જુનને જીતવા સમર્થ કોણ થાય તથા તેની સાથે યુદ્ધ કરવા પણ યોગ્ય કોણ થાય. યુદ્ધમાં પરાક્રમિ તે પાંડુ પુત્રને સહન ન કરી શકતો હું, સંગ્રામમાં શૂરવીર, અત્યંત ઘોર, દ્દષ્ટિ હરનાર, સર્પ સરખા, શૂરવીર તે પાંડુપુત્રને તમારી આજ્ઞાથી આજ, હું અસ્ત્રના બળે કરી મારી શકીશ.

तमद्याहंपांडवंयुद्धशौंडममृष्यमाणोभवताचानुशिष्टः ॥
आशीविषंदृष्टिहरंसुघोरंशुरंशक्ष्याम्यस्त्रबलान्निहंतुं॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि कर्णवाक्ये गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

संजयउवाचं ॥ तस्यलालप्यमानस्यकुरुवृद्धःपितामहः ॥
॥ देशकालोचितंवाक्यमब्रवीत्प्रीतमानसः ॥

સંજય કહેછે—હે ધૃતરાષ્ટ્ર, એ રીતે બોલતા કર્ણનાં વચન સાંભળી કુરૂકુળમાં વૃદ્ધ પિતામહ ભીષ્મ, પ્રસન્ન મનથી દેશકાળને લગતું આવી રીતનું વચન કેહેવા લાગ્યા કે, નદિયોનો સમુદ્ર, તેજના સૂર્ય સત્યના સત્પુરૂષો, બીજોની પૃથ્વી તથા સર્વ પ્રાણિયોનો જેમ મેઘ પાલક છે તેમ સર્વ સંબંધિયોનો તું પાલક થા. ને ઇંદ્રનો આશ્રય કરી જેમ સર્વ દેવતાઓ જીવેછે તેમ તારી પાછળ સર્વ બાંધવો જીવો. અને શત્રુનું માન હરનાર તથા મિત્રને આનંદ વધારનાર તું, દેવતાઓની ગતિ જેમ વિષ્ણુ છે તેમ કૌરવની ગતિરૂપ થા. હે કર્ણ, દુર્યોધનના જયને ઇચ્છતા તેં રાજપુર પ્રત્યે જઇ પોતાના બાહુબળના પરાક્રમથી કાંબોજને જીત્યા હતા; તેમજ ગિરિવ્રજમાં રહેલા નગ્નજીત્ વિગેરે રાજાઓ, :અંબષ્ઠ, વિદેહ, તથા ગંધારના રાજાઓને પણ તેં જીત્યા હતા, હે કર્ણ, હિમાલયમાં દુઃખે કરી જઇ શકાય

નહિ એવા સ્થાનમાં રહેલા સંગ્રામમાં કઠોર કિરાતોને પણ પૂર્વે તેં, દુર્યોધનને વશ કરયા હતા. તેમજ હે કર્ણ, તે તે ઠેકાણે સંગ્રામમાં દુર્યોધનના હિતને ઇચ્છતા તેં, ઉત્કલ, મેકલ પૌંડ્ર, કલિંગ આંધ્ર, નિષાદ, ત્રિગર્ત્ત, તથા બાલ્હીકને પણ જીત્યા હતા. માટે હે તાત, જ્ઞાતિકુલ તથા બંધુ સહિત દુર્યોધન જેમ કૌરવોની ગતિ છે તેમ તું પણ સર્વ કૌરવોની ગતિરૂપ થા. તારૂં કલ્યાણ થાય તે રીતે હું તને કહુંછું કે, જા; શત્રુઓ સાથે યુદ્ધ કર, સંગ્રામમાં કૌરવોનું પાલન કર અને દુર્યોધનનો જય કર. અને અમારે જેમ દુર્યોધન તેમ તું પણ પૌત્ર સમાન છે. તેમજ અમે બધા પણ જેમ તેને, તેમ ધર્મથી તારે પણ છીયે. હે નરશ્રેષ્ઠ, લોકમાં યૌન સંબંધથી સત્પુરૂષોની સત્પુરૂષો સાથે એકતા અધિક હોય છે એમ બુદ્ધિમાન્ પુરૂષો કહે છે. માટે આ સૈન્ય મારૂં છે એમ સત્ય સંગતવાન થઇ દુર્યોધનની પેઠે કૌરવના સૈન્યનું પાલન કર. એવાં ભીષ્મનાં વચન સાંભળી તેના ચરણમાં પ્રણામ કરી સૂર્યપુત્ર કર્ણે, સર્વ ધનુષ ધરનારની સમીપે આવી મનુષ્ય સમુદાયનું મોટું અનુપમ સ્થાન જોઈ, એકઠાં મળી ઉભેલાં પ્રહાર કરવામાં બલિષ્ઠ સૈન્યને વૃદ્ધિ પમાડયું. સર્વ સૈન્યની આગળ ચાલનાર યુદ્ધમાં ઉભેલા મહાબાહુ મહાત્મા કર્ણને જોઇ, પ્રસન્ન થયેલા દુર્યોધનાદિ સર્વ કૌરવો, ક્રીડા, શસ્ત્રના શબ્દ, સિંહનાદ તથા વિવિધ પ્રકારના ધનુષના શબ્દે કરી તેનો સત્કાર કરવા લાગ્યા.

॥ कर्णंदृष्ट्वामहात्मानंयुद्धायसमुपस्थितं ॥
॥ क्ष्वेडितास्फोटीतरवैःसिंहनादरवैरपि ॥
॥ धनुःशब्दैश्चविविधैःकुरवःसमपूजयन् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि कर्णाश्वासे गुर्जर भाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

संजयउवाच ॥ रथस्थंपुरुषव्याघ्रंदृष्ट्वाकर्णमवस्थितं ॥
॥ हृष्टोदुर्योधनोराजन्निदंवचनमब्रवीत् ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, રથમાં બેઠેલા પુરૂષમાં સિંહરૂપ કર્ણને જોઇ, પ્રસન્ન થયેલા દુર્યોધને આવી રીતે તેને વચન કહ્યું કે, તેં રક્ષા કરેલા આ સૈન્યને હું સનાથની પેઠે માનું છું, માટે આ ઠાણે આ-

પણાં હિતરૂપ શું કર્તવ્ય છે તે તું કેહે, કર્ણે કહ્યું કે, હે પુરૂષમાં સિંહ રૂપ, હે નૃપ, તમે અત્યંત ચતુર છો માટે અમને તમે કહો. કારણ મુખ્ય સ્વામી, જે રીતે કૃત્ય જાણે તેવું બીજો જાણે નહિ. હે નરેશ્વર, અમને સર્વને તમારાં વચન સાંભળવાની ઇચ્છા છે; તેમ તમે ન્યાય રહિત વચન બોલશો પણ નહિ એમ મારી મતિ છે. એવાં કર્ણનાં વચન સાંભળી દુર્યોધને કહ્યું કે. અવસ્થા, પરાક્રમ તથા શસ્ત્ર સંપન્નતાને લીધે ભીષ્મ, સર્વ યોદ્ધાઓ સહિત સેનાના નાયક હતા. શત્રુગણને હણતા સારી રીતે યુદ્ધ કરનાર અતિ યશસ્વિ મહાત્મા, તેણે દશ દિવસ અમારી રક્ષા કરી પણ હવે કોઇથી ન બને એવું કર્મ કરનાર તે સ્વર્ગમાં ગયા માટે તે પછી સેનાના નાયક કેને કરવા તું ધારે છે. કારણ જેમ જળમાં કર્ણધાર વિના નાવ રહે નહિ તેમ નાયક વિના એઘડી પણ સેના રહે નહિ. કર્ણધાર વિના નાવ તથા સારથિ વગરનો રથ જેમ પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરે, તેમ નાયક વિનાની સેના પણ પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરે, કોઇપણ અગ્રેસરવિના જેમ સથવારો કષ્ટ પામે તેમ નાયક વિનાની સેના સર્વ દોષને પામે, માટે ભીષ્મની પાછળ મારી તરફના સર્વ મહાત્મા વિષે સેનાપતિ કરવા યોગ્ય કોણ છે તે તું જો. ને જેને સેનાના નાયક થવાની યોગ્યતા તું કહીશ તેને જ અમે સર્વ એકઠા મળી સેનાપતિ કરીશું; એમાં સંશય નહિ. એવાં દુર્યોધનનાં વચન સાંભળી કર્ણે કહ્યું કે, પુરૂષમાં શ્રેષ્ઠ આ સર્વ મહાત્મા, સેનાપતિપણાને યોગ્ય છે, એમાં કાંઇ પણ વિચાર કરવા જેવું નથી તેમ આ સર્વ, કુળ, શરીર, જ્ઞાન, બળ પરાક્રમ, બુદ્ધિ તથા શાસ્ત્રસંપન્ન તેમ સંગ્રામમાં પાછા ન ફરનાર એવા છે, તથાપિ એક વખતે કાંઇ સર્વને નાયક કરી શકાય નહિ. માટે જેમાં વિશેષ ગુણ હોય તે એકને નાયક કરવો. તોય પણ પરસ્પર સ્પર્ધા કરનાર એઓમાંથી એકને નાયક કરીશ તો બાકી રહેલા ખેદયુક્ત મનવાળા થઇ જરૂર યુદ્ધ નહિ કરે, માટે આ દ્રોણચાર્ય સર્વ યોદ્ધાઓમાં વૃદ્ધ, શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ, તથા ગુરૂ છે, માટે એમને જ સેનાપતિ કરવા એ યોગ્ય છે. કોઇથી દુઃખે કરી સહન થાય નહિ એવા શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ શુક્ર તથા બૃહસ્પતિ સરખા દ્રોણાચાર્ય ઉભા હોય ત્યાં બીજો કોણ સેનાપતિ થાય, તેમ હે ભારત, સર્વ રાજાઓમાં તમારો એવો કોઇ પણ યોદ્ધો નથી જે સંગ્રામમાં જતા દ્રોણની પાછળ જાય. તેમ હે રાજન, તમારા ગુરૂ આ

દ્રોણ, સેનાના નાયકોમાં, શસ્ત્ર ધરનારાઓમાં તથા બુદ્ધિમાન્ પુરૂષોમાં પ- ણ શ્રેષ્ઠ છે માટે હે દુર્યોધન, અસુરોને જીતવા ઇચ્છતા દેવતાઓએ જેમ કાર્તિકસ્વામિને સેનાપતિ કર્યા હતા તેમ તું જલદી આચાર્યને સેનાપતિ કર.

॥ एवंदुर्योधनाचार्यमाशुसेनापतिंकुरु ॥

॥ जिगीषंतोसुरान्संख्येकार्तिकेयमिवामराः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि कर्णवाक्ये गुर्जरभाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥

---

संजयउवाच ॥ कर्णस्यवचनंश्रुत्वाराजादुर्योधनस्तदा ॥

॥ सेनामध्यगतंद्रोणमिदंवचनमब्रवीत् ॥

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર, એવાં કર્ણનાં વચન સાંભળી દુર્યોધન રાજાએ, સેનાના મધ્યમાં રહેલા દ્રોણાચાર્ય પ્રત્યે આવી રીતે વચન કહ્યું કે, ચાર વર્ણમાં શ્રેષ્ટપણું, સત્કુલમાં જન્મ, શાસ્ત્રાધ્યયન, અવસ્થા, બુદ્ધિ, પરાક્રમ, ચાતુર્ય, અસક્ષતા અર્થજ્ઞાન, ન્યાય, જય, તપ તથા કૃતજ્ઞતા ઇત્યાદિ સર્વ ગુણે કરી યુક્ત ને તમારા સરખો રક્ષણ કરનાર રાજાઓમાં બીજો કોઇ નથી, માટે હે દ્વિજસત્તમ, સર્વ દેવતાઓને જેમ ઇંદ્ર પાળે છે તેમ તમો અમારી રક્ષા કરો. કારણ તમારા રક્ષણથી અમો પારકાઓને જીતવા ઇચ્છિયે છીએ. રૂદ્રોમાં કપાલી, વસુમાં અગ્નિ, યક્ષોમાં કુબેર, વાયુમાં ઇંદ્ર, બ્રાહ્મણોમાં વસિષ્ઠ, તેજસ્વિયોમાં સૂર્ય, પિતૃઓમાં યમ, જળજંતુઓમાં વરૂણ, નક્ષત્રોમાં ચંદ્ર, તથા દૈત્યોમાં જેમ શુક્ર શ્રેષ્ઠ છે, તેમ સેનાપતિમાં શ્રેષ્ઠ તમે અમારા સેનાપતિ થાઓ. હે અનઘ, આ મારી અગિયાર અક્ષૌહિણી સેના તમારે વશ થાય ને તેની વ્યૂહ રચના કરી, ઇંદ્ર દૈત્યોને મારે તેમ તમે શત્રુઓને મારતાં, દેવતાઓની આગળ જેમ કાર્તિક સ્વામી ચાલે તેમ અમારી આગળ ચાલો. ને અમો, મોટા બળદની પાછળ નાના વાછડા ચાલે તેમ તમારી પાછળ ચાલીશું. કારણ આગળ ચાલતા તમોને જોઇ, ઉગ્ર તથા મોટા ધનુષવાળો, દિવ્ય ધનુષ સજ્જ કરેલો અર્જુન પ્રહાર નહિ કરે. હે પુરૂષમાં સિંહરૂપ, તમો જો સેનાપતિ હશો તો રણસંગ્રામમાં પરિવાર તથા ભાઇયો સહિત ધર્મ રાજાને જરૂર હું જીતીશ.

સંજય કહે છે, હે રાજન્, એ રીતે તમારા પુત્રે દ્રોણાચાર્યને કહ્યું તે ટાણે રાજાઓએ તમારા પુત્રને હર્ષ કરતાં મોટા સિંહનાદ સાથે જય, જય, એ રીતે કહ્યું; અને મોટા યશને ઇચ્છતા હર્ષયુક્ત સૈનિકો પણ દુર્યોધનને આગળ કરી, બ્રાહ્મણમાં ઉત્તમ દ્રોણાચાર્યને ઉત્સાહ કરવા લાગ્યા. હે રાજન્, તે ટાણે દ્રોણાચાર્યે દુર્યોધનને આવી રીતે વચન કહ્યું.

॥ सैनिकाश्चमुदायुक्तावर्द्धयंतिद्विजोत्तमं ॥
॥ दुर्योधनंपुरस्कृत्यमार्थयंतोमहद्यशः ॥
॥ दुर्योधनंततोराजन्द्रोणोवचनमब्रवीत् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि द्रोणमोत्साहने गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

द्रोणउवाच ॥ वंदेषडगंवेदाहमर्थविद्यांचमानवीं ॥
॥ त्र्यंबकमथेष्वस्त्रशस्त्राणिविविधानिच ॥

દ્રોણ કહે છે—હે દુર્યોધન, ષડંગવેદ, મનુનીતિ, મહાદેવ સંબંધી અસ્ત્ર, બાણ વિદ્યા તથા વિવિધ પ્રકારનાં શસ્ત્ર પણ હું જાણું છું, અને જયને ઇચ્છતા તમોએ બીજા પણ જે મારા વિષે ગુણ કહ્યા તે સર્વને કરી દેખાડવા ઇચ્છતો હું, પાંડવ સાથે યુદ્ધ કરીશ; પણ પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્નને ક્યારેય પણ હું નહિ મારૂં. કારણ પુરૂષમાં શ્રેષ્ઠ તે, મારા વધ વાસ્તેજ ઉત્પન્ન થયેલો છે અને સર્વ સોમકોનો નાશ કરતાં સૈન્યો સાથે યુદ્ધ કરીશ પણ યુદ્ધમાં પાંડવો પ્રસન્ન થઇ મારી સાથે યુદ્ધ નહિ કરે. સંજય કેહે છે—હે ધૃતરાષ્ટ્ર, એવાં દ્રોણાચાર્યનાં વચન સાંભળી તમારા પુત્રે વિધિપૂર્વક દ્રોણાચાર્યને સેનાપતિ કીધા. એ રીતે પૂર્વે ઇંદ્રાદિક દેવતાઓએ કાર્તિકસ્વામીને સેનાપતિનો અભિષેક કર્યો હતો તેમ દુર્યોધનાદિક રાજાઓએ દ્રોણાચાર્યને અભિષેક કર્યો. એવી રીતે દ્રોણાચાર્યને સેનાપતિ કીધા તે વખતે વાદિત્ર તથા શંખના મોટા શબ્દોયે કરી સર્વને હર્ષ ઉત્પન્ન થયો. તે ટાણે પુણ્યાહ વાચન તણા સ્વસ્તિવાચનના શબ્દ સાથે સૂત માગધ તથા બંદિજનના સ્તુતિસહિત ગાન શબ્દ તથા ઉત્તમ બ્રાહ્મણના જય શબ્દ અને સૌભાગ્યવતીના નૃત્યે કરી, વિધિપૂર્વક દ્રોણાચાર્યનો સત્કાર

કરી પાંડવોને જીતેલાજ છે એમ તમારી તરફના માનવા લાગ્યા. સંજય કહે છે—હે રાજન્, યુદ્ધ કરવાને ઇચ્છતા મહારથિ દ્રોણાચાર્ય સેનાપતિપણાને પામી, સૈન્યોની વ્યૂહ રચના કરી તમારા પુત્રોસહિત ચાલ્યા. જે વ્યૂહમાં સિંધુ દેશનો રાજા જયદ્રથ, કલિંગ તથા તમારો પુત્ર વિકર્ણ, કવચ પેહેરેલા એટલા તો જમણા પડખાંનો આશ્રય કરી ઉભા રહ્યા. નિર્મળ સાંગથી યુદ્ધ કરનાર કંધારના શ્રેષ્ઠ ઘોડેસવારોસહિત તેમની રક્ષાકરનાર શકુની થયો. કૃપાચાર્ય, કૃતવર્મા, ચિત્રસેન વિવિંશતિ તથા સાવધાન થયેલા દુઃશાસનાદિક વ્યૂહના ડાબા પક્ષની રક્ષા કરતા હતા, તેમના રક્ષણ વાસ્તે મોટા વેગવાળા અશ્વકરી સુદક્ષિણાદિક કાંબોજ તથા યવનસહિત શક ગયા. અને મદ્ર, ત્રિગર્ત્ત, અંબષ્ઠ, પશ્ચિમ તથા ઉત્તરના, માલવ, શિબિ, શૂરસેન શૂદ્ર, મલદ, સૌવીર, કિતવ, પૂર્વ તથા દક્ષિણના ચોતરફથી તમારા પુત્રને આગળ કરી, સૂતપુત્ર કર્ણની પાછળ બીજા તમારા પુત્રસહિત પોતાના સૈન્યને હર્ષ કરતાં યુદ્ધ કરવા ચાલ્યા. અને સર્વ યોદ્ધાઓમાં અત્યંત શ્રેષ્ઠ સૈન્યોને બળ આપનાર સૂર્યપુત્ર કર્ણ, સર્વ ધનુષધારિના અગ્રણી થઈચાલવા લાગ્યા; તે વખતે તેનો અત્યંત મોટો હાથિ સાંકળના ચિન્હ વાળો, સૂર્ય સરખો કાંતિમાન મોટો ધ્વજ, પોતાના સૈન્યને હર્ષ કરતાં ઘણોક શોભતો હતો. તે કર્ણને જોઇ ભીષ્મ સંબંધી દુઃખને કોઇપણ જાણતા ન હતા. તેમજ કૌરવસહિત સર્વ રાજાઓ પણ શોકરહિત થયા. તે ટાણે પ્રસન્ન થયેલા ઘણાક યોદ્ધાઓ આવી રીતે કેહેવા લાગ્યા કે—કર્ણને જોઇ યુદ્ધમાં તેની સામે પાંડવો નહિ ઉભા રહે. કારણ કર્ણ સંગ્રામમાં ઇંદ્ર સહિત દેવતાઓને પણ જીતવા સમર્થ છે ત્યારે હીન છે વીર્ય તથા પરાક્રમ જેનું એવા પાંડવોને જીતે તેમાં તે શું આશ્ચર્ય ! અને ભીષ્મે તો બળવાન છતે પાંડવોનું રક્ષણ કર્યું હતું અને કર્ણ તો તેમને તીક્ષ્ણ બાણે કરી સંગ્રામમાં મારશે. એ રીતે પરસ્પર ભાષણ કરતા પ્રસન્ન થયેલા તે, કર્ણની પ્રશંસા તથા સત્કાર કરતે યુદ્ધ કરવા નિકળ્યા. હે રાજન્, આપણી સેનાનો દ્રોણાચાર્યે શકટ નામનો વ્યૂહ કરેલો હતો, અને મહાત્મા પાંડવોનો પ્રસન્ન થયેલા ધર્મરાજાએ ક્રૌંચનામનો વ્યૂહ રચેલો હતો. તેમના વ્યૂહના અગ્ર ભાગમાં પુરૂષમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ તથા અર્જુન, હનુમાન છે ધજામાં જેની, એવા રથમાં વિરાજમાન થઇ ઉભેલા હતા. ઘણા તેજવાળા તે મહાત્મા અર્જુનનો સૂર્ય પર્યંત ઉંચો ગયેલો ચોતરફ દેખાતો તે ધ્વજ, પ્ર-

લય વખતનો પ્રજ્વલિત સૂર્ય જેમ પૃથ્વીને પ્રકાશ કરે તેમ યુધિષ્ઠિરના સૈન્યને પ્રકાશ કરતો હતો. યોદ્ધાઓમાં અર્જુન, ધનુષમાં ગાંડીવ, સર્વ ભૂતમાં વાસુદેવ તથા ચક્રોમાં સુદર્શન શ્રેષ્ઠ છે. એ ચાર તેજને વહન કરતો ધોળા ઘોડાવાળો ઉદ્યુક્ત થયેલા કાળચક્ર સરખો અર્જુનનો રથ શત્રુઓ સામે આવી ઉભો. એ રીતે શત્રુઓના અગ્ર ભાગમાં અર્જુન અને તમારાઓના અગ્રભાગમાં કર્ણ ઉભો. બળવાન સેનાના અગ્ર ભાગમાં ઉભેલા પરસ્પર વધને ઇચ્છતા અત્યંત ક્રોધેલા મહાત્મા કર્ણ તથા અર્જુન પરસ્પર સામે જોવા લાગ્યા. તેટલામાં મહારથિ દ્રોણાચાર્યે પ્રયાણ કર્યું. તે વખતે ભયંકર શબ્દ સાથે પૃથ્વી કંપાયમાન થઈ. સૂર્યસહિત આકાશ, વાયુથી ઉડેલ રેશમના સમુદાય સરખી તીવ્ર રજે કરી વીંટાઇ ગયું. વાદળ વગરના આકાશમાંથી માંસ, અસ્થિ તથા રૂધિરની વૃષ્ટિ થઇ. ગૃધ્ર, શિયાણા, બગલા, કંક તથા હજારો કાગડા સેના ઉપર પડવા લાગ્યા. માંસ ખાવા તથા રૂધિર પાન કરવા ઇચ્છતાં શિયાળિયાં ભયંકર શબ્દ કરતાં બહુધા કરી તમારી સેનાને જમણાં થતાં હતાં. પ્રકાશમાન ગર્જનાસહિત કંપાયમાન બળતાં ઉંબાડીયાં પુચ્છને ચોતરફથી વીંટી સંગ્રામમાં પડવા લાગ્યાં. વીજળી તથા કડાકા સહિત મોટું કુંડાળું સૂર્યને ચોતરફ થવા લાગ્યું તથા શૂરવીરના જીવીતનો ક્ષય કરનાર બીજા પણ અત્યંત ઘણાક દારૂણ ઉત્પાત સંગ્રામમાં થવા લાગ્યા. ત્યાર પછી પરસ્પર વધને ઇચ્છતાં કૌરવ તથા પાંડવના સૈન્યનું શબ્દે કરી જગતને પૂરતું યુદ્ધ પ્રવર્તમાન થયું; જેમાં અત્યંત ક્રોધેલા, જયને ઇચ્છતા, પ્રહાર કરનાર કૌરવ તથા પાંડવો તીક્ષ્ણ શસ્ત્રે કરી પરસ્પર મારવા લાગ્યા. તેટલામાં મોટી કાંતિ તથા ધનુષ્યવાળા દ્રોણાચાર્ય તીક્ષ્ણ હજારો બાણ ફેકતાં પાંડવની મોટી સેના સામે વેગે કરી દોડયા. સંગ્રામમાં ઉદ્યુક્ત થયેલા દ્રોણને જોઇ સંજય સહિત પાંડવો જૂદા જૂદા બાણનો વરસાદ કરવા લાગ્યા. તોયપણ દ્રોણે મારવા માંડેલી તેથી ક્ષોભ પામેલી પાંચાલસહિત પાંડવોની મોટી સેના વાયુએ કરી મેઘ જેમ વીખરાય તેમ વિખરાવા લાગી. તેટલામાં ઘણાંક દિવ્ય અસ્ત્રનો પ્રયોગ કરતાં દ્રોણાચાર્ય, ક્ષણમાત્રમાં પાંડવસહિત સંજયોને પીડવા લાગ્યા. એ રીતે ઇંદ્ર જેમ દૈત્યોને મારે તેમ દ્રોણે મારવા માંડેલા ધૃષ્ટદ્યુમ્નાદિક પંચાલો અત્યંત કંપવા લાગ્યા. તે ટાણે દિવ્યાસ્ત્ર જાણનાર પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો બળવાન મહારથિ ધૃષ્ટદ્યુમ્ન, અનેક તરેહથી

બાણુના વરસાદે કરી દ્રોણે નાખેલી બાણવૃષ્ટિને નિવારણ કરી સર્વ કૌરવોને પણ મારવા લાગ્યો. તેટલામાં મોટા ધનુષવાળા દ્રોણાચાર્યે પોતાના સૈન્યને નિયમમાં રાખી, સંગ્રામ મૂકી, ધૃષ્ટદ્યુમ્ન સામે દોડી, ક્રોધેલો ઇંદ્ર જેમ દૈત્યો ઉપર બાણુનો વરસાદ કરે તેમ તેની ઉપર બાણુનો વરસાદ કર્યો. એ રીતે દ્રોણે બાણેકરી કંપાવેલા પાંડવસહિત સંજયો, સિંહને જેઇ મૃગ--લાઓ ભાગે તેમ ભાગ્યા. હે રાજન્! તે ટાણે બળવાન દ્રોણાચાર્ય, પાંડવના સૈન્યમાં અગ્નિ ચક્રની પેઠે ફરવા લાગ્યા. તે આશ્ચર્ય! સરખું થયું! સ્વર્ગ સરખા, શાસ્ત્ર દૃષ્ટિથી રચેલા, વાયુથી હાલતા પતાકાવાળા, યુદ્ધ કરનારને આનંદ આપનાર, સુંદર ઘોડા જોડેલ, સ્ફટિકમણિ સરખા નિર્મળ ધ્વજયુક્ત શત્રુઓને ત્રાસ કરનાર એવા શ્રેષ્ઠ રથમાં બેઠેલા દ્રોણાચાર્યે શત્રુની સેનાને મારતા હતા.

॥ खचरनगरकल्पंकल्पितंशास्त्रदृष्ट्याचलदनिलपताकंल्हादनंवल्गिताश्वं॥
॥ स्फटिकविमलकेतुंत्रासनंशात्रवाणांरथवरमधिरूढःसंजहारारिसेनां ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि द्रोणपराक्रमे गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७ ॥



संजयउवाच ॥ तथाद्रोणमभिघ्नंतंसाश्वसूतरथंद्विपान् ॥
॥ व्यथिताःपांडवादृष्ट्वानचैनंपर्यवारयन् ॥

સંજય કહેછે—હે રાજન્. તે રિતે અશ્વ, સારથિ, રથ તથા હસ્તિયોને મારતા દ્રોણાચાર્યને જેઇ, વ્યથા પામેલા પાંડવોએ એને વીંટી ન લીધા. તે સમયે યુધિષ્ઠિર રાજાએ ધૃષ્ટદ્યુમ્ન તથા અર્જુનને કહ્યું કે, સાવધાન થઇ ચોતરફથી દ્રોણાચાર્યને વારી રાખો. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી અર્જુન તથા પાછળ ચાલનારસહિત પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, દ્રોણને સામા થયા. ત્યાર પછી કેકય, ભીમસેન, સુભદ્રા પુત્ર અભિમન્યુ, ઘટોત્કચ, યુધિષ્ઠિર, નકુળ, સહદેવ, દ્રુપદના પુત્રો, અત્યંત પ્રસન્ન થયેલા દ્રૌપદીના પાંચ પુત્રો, ધૃષ્ટકેતુ, સાત્યકિ, અત્યંત ક્રોધેલો ચેકિતાન, મહારથિ યુયુત્સુ, તથા પાંડવને અનુસરનાર બીજા મહારથિ સર્વ રાજાઓ પણ, પોતાના કુળ તથા પરાક્રમને યોગ્ય એવાં કર્મ કરવા લાગ્યા. તે ટાણે પાં·

કરોએ સારી રીતે રક્ષા કરેલી તેમની સેનાને જોઈ, કોપથી ચક્ષુ ફાડી સંગ્રામમાં દુઃખે કરી જીતાય નહિ એવા દ્રોણાચાર્ય તીવ્ર ક્રોધ ધારણ કરી, વાદળાંને જેમ વાયુ નાશ કરે તેમ પાંડવ સૈન્યનો નાશ કરવા લાગ્યા. ચોતરફ દોડી, રથ, અશ્વ, મનુષ્ય તથા હસ્તિયોને મારતા તે, વૃદ્ધ છે તોય પણ તરૂણની પેઠે ઉન્મત્તતાથી ફરતા હતા. હે રાજન્! રૂધિરથી લીપાયેલાં છે અંગ જેનાં, વાયુ સરખા વેગવાળા, કુલીન થાકેલા નહિ એવા તેના ઘોડા આવવા લાગ્યા. એ રીતે અત્યંત ક્રોધેલા, નિયમિત વ્રતવાળા, કાળ સરૂખા આવતા તેને જોઇ પાંડવ તરફના યોદ્ધાઓ તે તે ઠેકાણે ભાગવા લાગ્યા. એથી કરી જે ભાગતાં, પાછા વળતા જોતા અને ઉભા રેહેતા તેમનો શૂરવીરોને હર્ષ ઉત્પન્ન કરનાર તથા ભીરૂને ભય પેંદા કરનાર, ધાવા પૃથ્વીના મધ્યને ચોતરફથી પૂરતો અત્યંત દારૂણ ભયંકર શબ્દ થવા લાગ્યો! વળી ફરીથી પણ દ્રોણાચાર્ય સંગ્રામમાં પોતાનું નામ સંભળાવી ભયંકર રૂપ ધારણ કરી શત્રુ ઉપર બાણ નાખવા લાગ્યા. હે મારિષ! એ રીતે બળવાન તે દ્રોણાચાર્ય, યુધિષ્ઠિરનાં તે સૈન્યોમાં પોતે વૃદ્ધ છતે કાળની પેઠે તથા યુવાન્ પુરૂષની પેઠે વિચરતાં, કેટલાક મહારથિયોને આક્રોશ કરાવતાં તેમનાં મસ્તક તથા ભૂષણ સહિત બાહુને કાપી, કેટલાક રથ શૂન્ય કરયા. તે ટાણે તેના હર્ષજન્ય શબ્દથી તથા બાણના વેગે કરી ટાહાડથી પીડિત થએલી ગાયોની પેઠે યોદ્ધાઓ કંપવા લાગ્યા. દ્રોણના રથના શબ્દે કરી તથા પ્રત્યંચાના દાબવાથી થતા ધનુષના શબ્દે કરી આકાશમાં મોટો શબ્દ થતો હતો. અને એના ધનુષમાંથી નિકળતા હજારો બાણ સર્વ દિશાયોમાં વ્યાપ્ત થઇ, હસ્તિ, અશ્વ, રથ, તથા પાયદળો વિષે પડતા હતા. ધનુષરૂપિ મોટા વેગવાળા અસ્ત્રરૂપ પ્રજ્વલિત અગ્નિસંયુક્ત દ્રોણ સામે પાંડવ સહિત પંચાલો ગયા તેમને હસ્તિ પાયદલ તથા અશ્વ સહિત થોડા વખતમાં યમપુરીમાં મોકલી દ્રોણે રૂધિરના ગારાવાળી રણભૂમી કરી. દિવ્ય અસ્ત્ર વિસ્તારતા તથા હમેશ બાણ ફેંકતા દ્રોણે નાંખેલા બાણ સમુદાય દિશાઓમાં દેખાતા હતા. પાયદળ રથ અશ્વ તથા હસ્તિયો વિષે વિચરતો તેનો ધ્વજ, વાદળમાં વિજળી દેખાય તેવો દેખાતો હતો. ધનુષબાણ છે હાથમાં જેને એવા ઘણા બળવાળા દ્રોણાચાર્ય, પાંચ કેકય તથા ધૃષ્ટદ્યુમ્નને બાણથી મંથન કરી યુધિષ્ઠિરના સૈન્ય સામા આવ્યા. તેને જોઇ ભીમસેન, અર્જુન, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, શૈબ્યનો પુત્ર, કાશિપતિ તથા શિબિ, એટલા શૂરવીર

તેની ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા. તેમના તથા દ્રોણના ધનુષમાંથી મૂકાયલા સુવર્ણથી વિચિત્ર પ્રકારના પુંખવાળા રૂધિરથી લીપાયલા બાણ, ગજ, અશ્વ તથા યુવા પુરૂષોનાં શરીરો ભેદી પૃથ્વીમાં જતા હતા. તે વખતે પડેલા યોદ્ધાઓના સમુદાય, રથ, ભાગેલા બાણ, હસ્તિ તથા ઘોડાઓથી ઢંકાઇ ગયેલી તે રણભૂમી, કાળા મેઘથી વીંટાયેલ આકાશ શોભે તેવી શોભતી હતી. તે ટાણે તમારા પુત્ર વાસ્તે સમૃદ્ધિને ઇચ્છતા દ્રોણાચાર્ય, સાત્યકિ, ભીમ, અર્જુન, ધૃષ્ટદ્યુમ્ન, અભિમન્યુ, દ્રુપદ, કાશિરાજ તથા બીજા પણ શૂરવીરોને મર્દન કરવા લાગ્યા. હે રાજન્! હે કૌરવેંદ્ર! એ રિતે કર્મ કરનાર મહાત્મા દ્રોણાચાર્ય એ અને બાકી બીજા પણ સંગ્રામમાં મોટાં કર્મ કરી કાળ સૂર્યની પેઠે લોકોને તપાવી તે પણ સ્વર્ગમાં ગયા. સુવર્ણથી શોભિતા રથવાળા, શૂરવીર પાંડવ તરફના લોકોને મારનાર તેને ધૃષ્ટદ્યુમ્ને પાડ્યા. પાછા ન ફરનાર શૂરવીરોની અક્ષૌહિણી ઉપરાંતને માર્યા પછી ધૈર્યવાન્ તે, પરમગતિને પામ્યા. હે રાજન્! ક્રૂર કર્મ કરનાર અમંગળરૂપ પંચાળ સહિત પાંડવોએ અત્યંત દુષ્કર કર્મ કરી સુવર્ણથી શોભિતા રથવાળા તેને માર્યા. હે રાજન્! યુદ્ધમાં આચાર્ય હણાયા તે ટાણે આકાશમાં તથા સૈન્યમાં પ્રાણિયોનો ધાવા પૃથ્વી, આકાશ દિશા તથા વિદિશાઓમાં પ્રતિધ્વનિ કરતો, 'અહો ધિક્' એ રિતે એટલે 'અહો ધિક્કાર' એવો શબ્દ થતો હતો, તે વખતે દેવતા, પિતૃ તથા એના જે પૂર્વે બંધુ હતા તે પણ હણાયેલા મહારથિ દ્રોણાચાર્યને જોતા હતા. અને પાંડવો તો જયને પામી સિંહનાદ કરતા હતા. તે ટાણે પૃથ્વી મોટા સિંહનાદ સાથે કંપાયમાન થઇ.

॥ पांडवास्तुजयंलब्ध्वासिंहनादान्प्रचक्रिरे ॥

॥ सिंहनादेनमहतासमकंपंतमेदिनी ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि द्रोणवधश्रवणे गुर्जर भाषायां अष्टमोऽध्यायः ॥ ८ ॥

धृतराष्ट्रउवाच ॥ किंकुर्वाणंरणेद्रोणंजघ्नुःपांडवसृंजयाः ॥

॥ तथानिपुणमस्त्रेषुसर्वशस्त्रभृतामपि ॥

ધૃતરાષ્ટ્ર પૂછેછે—હે સંજય ! સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓ વિષે અ-સ્ત્રમાં નિપુણ દ્રોણાચાર્યને શું કામ કરતા પાંડવ સહિત સંજયોએ માર્યા? શું એનો રંગ ભંગ થયો ? વા બાણ ફેંકતાં એનું ધનુષ શિથિલ થયું ? અથવા પોતે ગાફલ રહ્યા ? એમાં શું થયું જે એનું મરણ થયું. હે તાત ! શત્રુથી દુઃખે કરી સહન થાય નહિ, સુવર્ણના પુખવાળા અનેક બાણ સ-મુદાય નાંખતા. જલદી બાણ ફેંકનાર, બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, સારી કૃતિવાળા, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, દૂર બાણ નાખનાર, ઇન્દ્રિયો નિયમમાં રાખનાર, અસ્ત્ર યુદ્ધમાં પારંગત, દિવ્યાસ્ત્ર ધારણ કરનાર, પાછા ભાગ-નાર નહિ, દારૂણ કર્મ કરનાર, સાવધાન, મહારથિ શૂરવીર દ્રોણાચાર્યને મહાત્મા પંચાળ પુત્ર ધૃષ્ટદ્યુમ્ને હણ્યા માટે જરૂર પુરૂષાર્થથી દૈવ બલવાન છે, એવી મારી મતિ થાય છે. વળી જે શૂરવીર વિષે ચાર પ્રકારની અસ્ત્ર વિદ્યા રહી છે, ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ, વ્યાઘ્રના ચર્મથી વીંટાયલા, સુવર્ણથી શોભિતા રથવાળા તે આચાર્યને હણાયા એ રીત તું કહે છે તે સાંભળી આજ હું શોક નથી કરતો; તેમ, હે સંજય ! પારકા દુઃખે કરી જરૂર કોઇ મરતું પણ નથી. જો કે દ્રોણને હણાયા સાંભળી મંદ બુદ્ધિવાળો હું જીવુંછું તેમ મારૂ હૃદય પણ કાળમીઢ પાણા સરખું અત્યંત દઢ છે; જે તેને હણાયા સાંભળી સો તરેથી વિદીર્ણ થતું નથી. તેમ વેદમંત્ર તથા અસ્ત્ર-વિદ્યા શીખવા સારૂ ગુણ સંપાદન કરવા ઇચ્છતા બ્રાહ્મણ તથા રાજપુત્રો નિરંતર જેને સેવતા હતા તે કેમ મરણ પામ્યા ? ને હું પણ સમુદ્રનું સુકાવું, મેરૂ પર્વતનું ખસવું તથા સૂર્યનું પડવું જેમ અસંભવિત છે તેમજ તેને પાડવું પણ માનતો હતો. વળી શત્રુને તપાવનાર, દુષ્ટોને રૂંધનાર, ધાર્મિ-કની રક્ષા કરનાર, કૃપણ વાસ્તે પોતાના પ્રાણ આપનાર, મંદ બુદ્ધિવાળા મારા પુત્રોની આશા પૂરણ કરનાર તથા બુદ્ધિયે કરી બૃહસ્પતિ અને શુ-ક્રાચાર્ય સરખા તે કેમ હણાયા ? તેમજ સુવર્ણની જાળથી ઢંકાયલા, વાયુ સરખા વેગવાન્, સંગ્રામમાં સર્વ શસ્ત્રને અતિક્રમણ કરનાર, બલવાન્, હણહણાટી કરનાર, દમન કરેલા, સારી રીતે રથને વેહેનાર, દઢ અંગવા-ળા, વિહ્વળતા રહિત, શ્વાસ જીતેલ, વ્યથા રહિત, જય કરનાર દ્રોણાચા-ર્યના રથમાં જોડેલા સિંધુદેશના લાલ ઘોડા પણ શું પરાજય પામ્યા ? હે તાત ! સુવર્ણથી શોભિતા, ઉત્તમ રથમાં બેઠેલા, સત્ય પરાક્રમવાળા દ્રોણા-ચાર્યે તે વખતે યુદ્ધમાં શું પરાક્રમ કર્યું ? લોકમાં સર્વ ધનુષ ધરનાર

જેની વિદ્યાથી પોતાનું ઉપજીવન કરે છે, સાચિ પ્રતિજ્ઞાવાળા બલવાન્, તે દ્રોણાચાર્યે યુદ્ધમાં શું કર્યું ? સ્વર્ગમાં ઇન્દ્રની પેઠે સર્વમાં શ્રેષ્ઠ, ધનુષ ધરનારમાં પ્રધાન તથા યુદ્ધમાં ભયંકર કર્મ કરનાર તેની સામે કયા રથિયો આવ્યા હતા. સુવર્ણથી શોભિતા રથમાં બેશી દિવ્ય અસ્ત્ર નાખતા મહા બલવાન્ તેને જોઇ પાંડવો ભાગી જતા હતા; વા સૈન્ય તથા ભાઇઓ સહિત ધર્મરાજા ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી તેમે વારી રાખતા હતાં; અથવા બાણે કરી આપણી તરફના બીજા રથિઓને અર્જુને વારી રાખવાથી પાપ કર્મ કરનાર ધૃષ્ટદ્યુમ્ને દ્રોણને હણ્યા. અર્જુને રક્ષણ કરેલા, ભયંકર ધૃષ્ટદ્યુમ્નવિના દ્રોણને મારે એવા બીજા કોઇ પણ તેજસ્વીયોને હું જોતો નથી, તથાપિ જેમ કિડિઓ સર્પને આકુલ કરે તેમ, કેકય, ચેદિ, કારૂપ, મત્સ્ય, તથા બીજા રાજાઓએ આકુલ કરેલા કોઇથી ન બને એવા કર્મમાં આસક્ત, તેને ચોતરફથી પાંડવોએ વીંટાયલા પાંચાલમાં અધમ શૂરવીર ધૃષ્ટદ્યુમ્ને હણ્યા હશે; એવી મારી મતિ છે. જે આચાર્ય પુરાણ ભારતાદિરૂપ પાંચમા વેદ યુક્ત અંગ સહિત ચાર વેદ ભણી, નદીઓનો આશ્રય જેમ સમુદ્ર છે, તેમ સર્વ બ્રાહ્મણોના આશ્રયભૂત હતા. વળી જે વિષે ક્ષત્રિયપણું તથા બ્રાહ્મણત્વ બેઉ રહ્યાં હતાં; તે શત્રુઓને તપાવનાર વૃદ્ધ બ્રાહ્મણ શસ્ત્રે કરી કેમ હણાયા ? પણ મને એમ ભાસે છે કે, ક્લેશ પમાડવા લાયક નહિ એવા કુંતિપુત્ર પાંડવોને ક્રોધથી મેં ક્લેશયુક્ત કર્યા તે દ્રોણ સહન કરી ગયા પણ તેમની સહાયતા ન કરી તેનું આ ફળ થયું. વળી જેની પાસેથી વિદ્યા શીખી લોકમાં સર્વ ધનુષ ધરનાર જીવે છે. સાચિ પ્રતિજ્ઞાવાળા, પુણ્યવાન્, સ્વર્ગમાં ઇન્દ્રની પેઠે સર્વમાં શ્રેષ્ઠ મહા બુદ્ધિ તથા બળવાળા, જલદી બાણ ફેંકનાર, દઢ ધનુષવાળા, તથા શત્રુને મર્દન કરનાર, તેને, નાના મત્સ્ય જેમ મોટા મત્સ્યને હણે તેમ લક્ષ્મીની કામના વાસ્તે પાંડવોએ કેમ હણ્યા ? તેમ જેને વિદ્યમાન છતે, વેદ ભણનાર વાસ્તે વેદનો શબ્દ અને ધનુર્વિદ્યા શીખનાર વાસ્તે પ્રત્યંચાનો શબ્દ એ બે શબ્દ કયારેય પણ ત્યાગ ન કરતા હતા. તેમ જયને ઇચ્છનાર પુરૂષ જેના સામીપ્ય દેશને પામી પાછો જીવતો જાય નહિ, પુરૂષમાં સિંહરૂપ, લજ્જાવાન, શૂરવીર કોઇ ઠેકાણે પરાજય પામેલા નહિ, હસ્તિસરખા પરાક્રમી, અસહ્ય યશ તથા બળવાળા મહા પરાક્રમી દ્રોણ હણાયા તે હું સહન કરી શકતો નથી. પણ આપણી તરફના શ્રેષ્ઠ સર્વ યોદ્ધાઓ જોતાં ધૃષ્ટદ્યુમ્ને તેને માર્યા તે વખતે

તેના અગ્ર ભાગમાં તેનું રક્ષણ કરનાર કોણ હતા, પાછળથી કોણ રક્ષા કરતા હતા, તથા તે મહાત્માના દક્ષિણ તથા વામચક્રની કોણ રક્ષા કરતા હતા. અને તે નિમિત્ત પોતાના શરીરનો ત્યાગ કરી કોણ પ્રતિકૂળ મૃત્યુને પામ્યા; અને કયા શૂરવીર તે સમયે દ્રોણને ધૈર્ય આપતા હતા. હે સંજય! રક્ષણ કરનાર સર્વ ક્ષત્રિયો તેને છોડી દઇ દૂર તો ન ખશી ગયા હતા ને તે ટાણે તે શૂન્ય દેશમાં તે તે શત્રુઓએ તો તેને નહોતા હણ્યા. જે આચાર્ય શૂરવીર પણાને લીધે અત્યંત આપતને પામે તોય પણ ત્રાસથી સંગ્રામમાં શત્રુઓને પોતાનો પૃષ્ઠ ભાગ દેખાડે નહિ, તેને શત્રુઓએ કેવી રીતે મારયા. હે સંજય! શ્રેષ્ઠ પુરૂષનું સદા એજ કર્તવ્ય છે. જે કષ્ટરૂપ આપત્ પ્રાપ્ત થાય તોપણ પોતાની શક્તિ પ્રમાણે પરાક્રમ કરી ઉભું રહેવું એ ગુણ હમેશ તે મહાત્મા વિષે રહ્યો હતો. હે તાત, હે સંજય! હવે મારૂં મન મુઝાય છે, માટે કથા બંધ કર. ફરી સંજ્ઞા પામી પાછો હું તને પૂછીશ.

॥ मुह्यतेमेमनस्तातकथातावन्निवार्यतां ॥

॥ भूयस्तुलब्धसंज्ञस्त्वांपरिपृच्छामिसंजय ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि धृतराष्ट्रशोके गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥



वैशंपायनउवाच ॥ एतत्पृष्ट्वासूतपुत्रंहृच्छोकेनार्दितोभृशं ॥

॥ जयेनिराशःपुत्राणांधृतराष्ट्रोपतत्क्षितौ ॥

વૈશંપાયન કહે છે-હે મહારાજ! સૂત પુત્ર સંજયને એટલું પૂછી પુત્રના જય વિષે નિરાશ થયેલા, હૃદયના શોકથી અત્યંત પીડિત ધૃતરાષ્ટ્ર પૃથ્વી ઉપર પડી ગયા. સંજ્ઞારહિત પડેલા તેને અંતઃપુરની દાસીયો સુગંધી શીતળ જળે કરી વાસર કરતાં સિંચન કરવા લાગિયો. હે મહારાજ! એ રીતે પડેલા એને જોઇ ભરતકુળની સ્ત્રિયોએ હાથે કરી સ્પર્શ કરતાં ચોતરફથી તેને વીંટી લીધા. નેત્રમાં છે અશ્રુ જેમને એવી શ્રેષ્ઠ મુખવાળી તે સ્ત્રિઓએ રાજાને પૃથ્વીતલ ઉપરથી ઉપાડી આસનપર બેસાડયા. તે સ્ત્રિઓએ ચોતરફથી વાસર કરેલા મૂર્છાએ કરી વ્યાપ્ત તે રાજા તે આસનને પામીને પણ તે ઉપર ચેષ્ટા રહિત બેઠા રહ્યા. પછી કંપાયમાન તે રાજા ધીરે ધીરે

સંજ્ઞા પામી ગવલ્ગના પુત્ર સંજયને યથાર્થ પૂછવા લાગ્યા કે, ઉગતા સૂર્યની પેઠે તેજે કરી અંધકારને ટાળતા આપણી તરફના કેણે, મદ ઝરતા હસ્તિ સરખા, ક્રોધેલા, વેગવાન્, સામેના યૂથપતિથી જીતી શકાય નહિ એવા હસ્તિનીના સંગ વાસ્તે સામે દોડતા હસ્તિસરખી ગતિવાળા, પ્રસન્ન મુખે કરી દ્રોણ સામે આવતા યુધિષ્ઠિરને વારી રાખ્યા. વળી પુરૂષમાં સિંહરૂપ, શૂરવીર, આપણી તરફના શૂરવીરોને હણનાર જે, એકલા સમગ્ર દુર્યોધનના સૈન્યને પોતાના ભયંકર ચક્ષુએ કરી બાળી નાખે, એવા મહાપરાક્રમી, સત્ય પ્રતિજ્ઞાવાળા, ધૈર્યવાન્, માત્ર ચક્ષુથી હણનાર, જયમાં આસક્ત, ધનુષ ધારણ કરેલા, પાછા ન ફરનાર, ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર, લોકમાં અત્યંત મનાયલા કુન્તિ પુત્ર તે રાજાને, મારી તરફના કયા શૂરવીરોએ વારી રાખ્યા. જે, વેગે કરી દ્રોણ સામે દોડતો હતો, શત્રુ સમીપે મોટું કર્મ કરનાર, મોટી કાયા બળ તથા ઉત્સાહવાળા, બળે કરી દશ હજાર હસ્તિ સરખા આવતા તે ભીમસેનને કયા શૂરવીરોએ વારી રાખ્યો. જ્યારે વરસાદને મૂકતા ભયંકર વીજળીને સૃજતા, ઇન્દ્રની પેઠે બાણ સમુદાય મુકતા, મેઘ સરખા અત્યંત પરાક્રમી, મોજાના તથા રથના પાટાના શબ્દે કરી સર્વ દિશાઓને શબ્દાયમાન કરતા, ધનુષરૂપ વિજળીવાળા, ભયંકર, બાણ ધારણ કરનાર, રૂધિરરૂપ ઉદકેકરી સર્વ દિશાઓને બોળનાર, મનુષ્યે કરી રણભૂમિને પૂરી દેનાર, ભયંકર શબ્દવાળા, ગાંડીવ ધનુષ ધારણ કરનાર, બુદ્ધિમાન્ અર્જુને, ગૃધ્રના પીછ બાંધેલા શિલા ઉપર તીક્ષ્ણ કરેલ બાણનો દુર્યોધનાદિક ઉપર વરસાદ કર્યો. તે ટાણે તમારૂ મન કેવું થયું ? એ રીતે વાનર ધ્વજવાળો અર્જુન બાણ સમુદાયથી આકાશને પૂરતો જ્યારે આવ્યો ત્યારે તેને જોનારનું મન કેવું થયું ? વા જે વખતે અત્યંત ભયંકર શબ્દ કરતાં અર્જુન આવ્યો તે સમયે ગાંડીવના શબ્દે કરી તમારૂ સૈન્ય શું નાશ ન થયું ? વાયુ, વેગે કરી જેમ મેઘગણનો નાશ કરે તેમ બાણગણે કરી રાજાઓને વીંધતા અર્જુને તમારા પ્રાણનો શું નાશ ન કર્યો ? જેનું નામ સાંભળી સેનાના અગ્ર ભાગમાં રહેલા સર્વ મનુષ્ય નાશ પામે તે ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુનને કોણ પુરૂષ સંગ્રામમાં વહન કરી શકે ? જેનાથી સેના કંપાયમાન થાય તેમજ શૂરવીરોને પણ ભય પ્રાપ્ત થાય એવા અર્જુન દ્રોણ સામે આવ્યા તે ટાણે આપણી તરફના કયા યોદ્ધાઓએ દ્રોણનો ત્યાગ ન કર્યો; કયા તુચ્છ પુરૂષો ભયથી ભાગ્યા; અને કયા શૂરવીરો તે સમયે પોતાનું શરીર

ત્યાગ કરી સામે મૃત્યુ પામ્યા. યુદ્ધમાં દેવતાઓને પણ જીતનાર ધોળા ઘોડાવાળા અર્જુનના વેગને તથા વર્ષાઋતુના મેઘ સરખા શબ્દવાળા ગાંડીવના શબ્દને મારી તરફના સહન કરી શકશે નહિ. જેના સારથી વિશ્વક્સેન ભગવાન્ છે અને જેમાં યોદ્ધા અર્જુન છે તે રથને દેવ તથા અસુરો પણ જીતવા સમર્થ થઈ શકે નહિં. એમ હું માનું છું. સુકુમાર અંગવાળો, યુવા, શૂરવીર, દર્શનીય, મેધાવી, નિપુણ, બુદ્ધિમાન્, યુદ્ધમાં સત્ય, પરાક્રમી પાંડુ પુત્ર નકુળ, મોટા શબ્દે કરી સર્વ સૈનિકોને વ્યથા પમાડતો જ્યારે દ્રોણ સામે આવ્યો ત્યારે તેને કયા શૂરવીરોએ વારી રાખ્યો. તેજે કરી દુઃખથી જીતાય નહિ, સર્પની પેઠે ક્રોધયુક્ત, શ્રેષ્ઠ વ્રતવાળો, લજ્જાવાન્, પરાજય પામેલો નહિ, તથા સફળ છે બાણ જેનાં એવો, સહદેવ જ્યારે આવ્યો ત્યારે તેને કયા શૂરવીરોએ વારી રાખ્યો. જેણે સૌવીરરાજની મોટી સેનાને મંથન કરી સર્વ અંગે કરી શોભિતી પોતાની ઇચ્છા કરતી ભોજા નામની સ્ત્રીને ગ્રહણ કરી હતી ને સત્ય, ધૈર્ય, શૌર્ય, મતિ તથા બ્રહ્મચર્ય ઇત્યાદિ સર્વ શ્રેષ્ઠગુણ, જે પુરૂષ શ્રેષ્ઠ સાત્યકિ વિષે, ત્રિલોકી જેમ કેશવ ભગવાન્ વિષે રહી છે તેમ નિરંતર રહ્યા છે. બળવાન્ સત્ય કર્મવાળા, ઉદાર, પરાજય પામેલા નહિ, યુદ્ધમાં વાસુદેવ સરખા, તે પછી બીજા, અર્જુનના ઉપદેશથી અસ્ત્રવિદ્યા શીખેલા, તે વિદ્યામાં અર્જુન તથા પરશુરામ સરખા, યાદવોમાં શ્રેષ્ઠ, વીર, સર્વ ધનુષ ધરનારમાં શૂર, બ્રહ્માસ્ત્ર જાણનાર, યશસ્વી તથા અત્યંત પરાક્રમી એવા ગુણ સંપન્ન, દેવતાઓ પણ દુઃખે કરી જેને વારી શકે નહિ એવા મોટા ધનુષવાળા આવતા સાત્યકિને, સામે જઇ કયા શૂરવીરોએ વારી રાખ્યો. સર્વ પંચાળોમાં ઉત્તમ, મુખ્ય જન વિષે પ્રીતિમાન્, સંગ્રામમાં ઉત્તમ પરાક્રમવાળા, ગુણવાન્, અર્જુનના હિતમાં તત્પર, મારા અનર્થ વાસ્તે ઉઠેલા, યમ, કુબેર, સૂર્ય, મહેંદ્ર તથા વરૂણ સરખા, મહારથિપણાથી વિખ્યાત, સંગ્રામમાં દ્રોણ વાસ્તે ઉદ્યુક્ત થયેલા, તથા ભયંકર યુદ્ધમાં પ્રાણ ત્યાગ કરનાર, વળી એકલા જેણે ચેદી થકી અપસરણ કરી પાંડવોનો આશ્રય કર્યો હતો એવા દ્રોણ સામે આવતા તે ધૃષ્ટકેતુને, કોણે વારી રાખ્યો. જે શૂરવીર કેતુમાને દુઃખે કરી સહન થાય નહિ એવા રાજપુત્રને ગિરિદ્વારવિષે માર્યો હતો તેને દ્રોણ સામે આવતાં કોણે વારી રાખ્યો. પુરૂષમાં સિંહરૂપ જે, સ્ત્રી પુરૂષ બેઉના ગુણાગુણ જાણે છે ને મહાત્મા ભીષ્મના સંગ્રામમાં મરણના હેતુ-

૨૫ પ્રસન્ન મનવાળા દ્રોણ સામે આવતાં શીખંડીને કયા શૂરવીરોએ વારી રાખ્યો. જે શૂરવીર વિષે અર્જુન થકી, સર્વ ગુણ અધિક છે તેમજ સમગ્ર અસ્ત્રવિદ્યા, સત્ય તથા બ્રહ્મચર્ય જેને વિષે નિરંતર રહ્યાં છે, પરાક્રમમાં વાસુદેવ તથા બળમાં અર્જુન સરખા, તેજે કરી સૂર્ય અને મતિએ કરી બૃહસ્પતિ સમાન, મોઢું ફાડેલા કાળસરખા દ્રોણ સામે આવતા મહાત્મા અભિમન્યુને સંગ્રામમાં કયા શૂરવીરોએ વારી રાખ્યો; અને તરૂણ બુદ્ધિ તથા અવસ્થાવાળો, પારકા શૂરવીરને હણનાર સુભદ્રા પુત્ર જ્યારે દ્રોણાચાર્ય સામો આવ્યો ત્યારે તમારા મનમાં કેમ થયું? જે બાળકો ક્રીડાનો ત્યાગ કરી બાર વર્ષપર્યંત ઉત્તમ વ્રત ધારણ કરી ભીષ્મ પાસે અસ્ત્રવિદ્યા શીખવા રહ્યા હતા, પુરૂષમાં સિંહરૂપ, સમુદ્ર પ્રત્યે નદીયો આવે તેમ દ્રોણ સામે આવતા તે દ્રૌપદી પુત્રોને કયા શૂરવીરોએ વારી રાખ્યા; તેમજ દ્રોણ સામે આવતા શૂરવીર ક્ષત્રંજય, ક્ષત્રદેવ, તથા માન દેનાર ક્ષેત્રવર્મા નામના ધૃષ્ટદ્યુમ્નના પુત્રોને કોણે વારી રાખ્યા? યુદ્ધમાં જેને યાદવો સૌથી અધિક માને છે, દ્રોણ સામે જતા મોટા ધનુષવાળા તે ચેકિતાનને કોણે વાર્યો. જેણે યુદ્ધમાં કલિંગોની કન્યા હરણ કરી હતી, દ્રોણ સામે આવતા વૃદ્ધક્ષેમના પુત્ર શૂરવીર તે અનાધૃષ્ટિને કોણે વાર્યો? ધાર્મિક, સત્ય, પરાક્રમવાળા, ઇન્દ્રગોપ નામના જંતુસરખાં લાલ છે કવચ, આયુધ તથા ધ્વજ જેમનાં માની બેનના છોકરા, શૂરવીર પાંડવોના જયને ઇચ્છતા દ્રોણ સામે આવતા પાંચ ભાઇ કેકયને કયા શૂરવીરોએ વારી રાખ્યા. પૂર્વે વારણાવતમાં જે શૂરવીરને, અત્યંત ક્રોધથી યુદ્ધ કરતા તથા મારવા ઇચ્છતા રાજાઓ ૭ મહીને પણ જીતી શકયા નહિ, ધનુષ્ ધરનારમાં શ્રેષ્ઠ, શૂરવીર, સત્ય પ્રતિજ્ઞાવાળા, મહાબળવાન્ તથા પુરૂષમાં સિંહરૂપ, દ્રોણ સામે આવતા તે યુયુત્સુને કોણે વારી રાખ્યો. જેણે વારાણસીમાં સ્ત્રીયોની ઇચ્છા રાખનાર કાશિરાજના મહારથિ પુત્રને ભાલાયે કરી રથમાંથી પાડયો હતો; મોટા ધનુષવાળા, પાંડવના મંત્રી, દુર્યોધનના અનર્થમાં તત્પર, દ્રોણના વધ વાસ્તે વિધાતાયે સૃજેલા, સંગ્રામમાં યોદ્ધાઓને બાળતા, તથા ચોતરફથી વિહારણ કરતા દ્રોણ સામે આવતા ધૃષ્ટદ્યુમ્નને કયા શૂરવીરોએ વારી રાખ્યો? દ્રુપદના ખોળામાં જ જાણે વૃદ્ધિ પામેલો હોય નહીં! તેમ અત્યંત વૃદ્ધિ પામેલા, અસ્ત્ર વિદ્યામાં અત્યંત કુશળ, શસ્ત્રે રક્ષણ કરેલા દ્રોણ સામે આવતા શિખંડિ પુત્રને કયા શૂરવીરોએ રોકયો! જેણે ઘણાં અન્નપાન તથા દક્ષિણા-

વાળા દશ અશ્વમેધ કર્યા હતા, અને જ્યાં કોઇને જવાની બંધી નથી એવા બીજા પણ સર્વ યજ્ઞ કર્યા હતા. વળી જે ઉશીનર પુત્ર શૂરવીર શીબીએ ગંગાના પ્રવાહમાં જેટલી વેળુની સંખ્યા હોય તેટલી ગાયો દીધી હતા અને જેનું દુષ્કર કર્મ જોઈ દેવતાઓએ આવી રીતે કહ્યું હતુ કે આવું કર્મ પૂર્વે કોઇ માણુસોએ કર્યું નથી અને કોઇ કરશે પણ નહિ તેમ, સ્થાવર જંગમાત્મક આ ત્રણ લોકમાં આ સરખો કોઇ થયો નથી અને થશે નહિ તથા હાલ વિદ્યમાન પણ અમે જોતા નથી, જેની ગતિને પણ, મનુષ્ય લોકવાસી કોઇ પામે નહિ, મોટા રથના શબ્દે કરી આ સમગ્ર પૃથ્વી ચર્મની પેઠે વીંટી લેનાર, મુખ્ય શત્રુને હણુનાર મહારથિ દ્રોણ સામે આવતાં તેના પૌત્ર શૈબ્યને કયા શૂરવીરોએ વારી રાખ્યો ? દ્રોણુની સન્મુખ આવતા સાવધાન, મોઢું ફાડેલા કાળ સરખા, શત્રુને હણુનાર મત્સ્ય દેશના વિરાટ રાજાના રથ સૈન્યને કયા શૂરવીરોએ વારી રાખ્યું ? તત્કાળ ભીમસેન થકી ઉત્પન્ન થયેલ, મોટા બળ તથા પરાક્રમવાળા, માયાવી શૂરવીર પાંડવોના જયને ઇચ્છનાર, મારા પુત્રોને કંટકરૂપ અને મને જેથી હમેશ મોટું ભય રેહેછે તે મહાત્મા ઘટોત્કચ રાક્ષસને દ્રોણુ સામે આવતાં કેણે વારી રાખ્યો ? હે સંજય ! એટલા એ અને બાકી બીજા પણ ઘણાક જેમને વાસ્તે સંગ્રામમાં પ્રાણુત્યાગ કરી ઉભેલા છે તેમણે યુદ્ધમાં ન જીતેલું એવું શું છે ? કંઇ પણ નથી. જે પાંડવોના પુરૂષમાં સિંહરૂપ, શાર્ઙ્ગ ધનુષ્ ધરનાર શ્રીકૃષ્ણુ, આશ્રયભૂત તથા હિત કરનાર છે તેમનો પરાજય કેમ થાય ? તેમ સંગ્રામમાં જેમના નાથ, પણ લોકના ગુરૂ, લોકનાથ, સનાતન, દિવ્યરૂપ, દિવ્ય સમર્થ નારાયણુ છે બુદ્ધિમાન્ પુરૂષોએ ગાયેલા તે શ્રીકૃષ્ણુના દિવ્ય કર્મને બુદ્ધિ સ્થિર કરવા સારૂં હું પણ કીર્તન કરીશ.

यस्यदिव्यानिकर्माणिप्रवदंतिमनीषिणः ॥
तान्यहंकीर्तयिष्यामिभक्त्यास्थैर्यार्थमात्मनः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥

---

धृतराष्ट्रउवाच ॥ शृणुदिव्यानिकर्माणिवासुदेवस्यसंजय ॥
॥ कृतवान्यानिगोविंदोयथानान्यःपुमान्कचित् ॥

ધૃતરાષ્ટ્ર કહેછે—હે સંજય, ગોવિંદ ભગવાને બીજા પુરૂષથી કયારેય પણ બને નહિ એવાં જે કર્મ કર્યાં છે તે વાસુદેવનાં દિવ્ય કર્મ હું કહું તે તું સાંભળ. ગોપકુળમાં વૃદ્ધિ પામતા મહાત્મા તે બાળકે, ત્રણ લોકમાં પોતાનું બાહુબળ વિખ્યાત કર્યું છે; તે કહું તે સાંભળ. તે બાળકે ઉચ્ચૈઃશ્રવા ઘોડા સરખા બળવાળા, વેગે કરી વાયુ સરખા, યમુનાના તટ ઉપર વનમાં આવેલા મોટા ઘોડાને માર્યો હતો. તેમજ ભયંકર કર્મ કરનાર, બળદનું રૂપ ધારણ કરેલા, ગાયોને મૃત્યુ તુલ્ય દુઃખ દેનાર દૈત્યને પણ બાળકપણામાં બે હાથથી માર્યો હતો. કમળ સરખાં નેત્રવાળા તેણે પ્રલંબ, નરક, જંભ પીઠ તથા કાળસરખા મોટા મુર નામના દૈત્યને પણ માર્યો હતો. તેમજ તે શ્રીકૃષ્ણે જરાસંધે પાલન કરેલા મોટા તેજવાળા પોતાના ગણસહિત કંસને પરાક્રમે કરી પાડયો હતો. સંગ્રામમાં પરાક્રમી સમગ્ર અક્ષૌહિણીનો પતિ વેગવાન્ શૂરસેન દેશના રાજા ભોજરાજ, કંસના વચોટભાઇ સૈન્ય સહિત સુનામાને પણ શત્રુને હણનાર બળદેવ સહિત શ્રીકૃષ્ણે નાશ પમાડયો. સ્ત્રી સહિત એ શ્રીકૃષ્ણ અત્યંત કોપવાન્ વિપ્રર્ષિ દુર્વાસાનું આરાધન કરી તેથી વરને પ્રાપ્ત થયા હતા. વળી કમળ સરખાં નેત્રવાળા જેણે રાજાઓને જીતી સ્વયંવરમાં ગાંધાર રાજાની કન્યાને વહન કરી હતી. તે ન સહન કરી શકતા રાજાઓને જેણે જાતવાન્ ઘોડાઓની પેઠે વૈવાહિક રથમાં જોડી ચાબખાથી વ્રણયુક્ત કર્યા હતા તેમજ અક્ષૌહિણીપતિ મહાબાહુ જરાસંધને પણ મરાવ્યો હતો. વળી બળવાન્ જેણે, અર્ઘ આપવા વખતે ખરાબ બોલનાર પરાક્રમી તથા સેનાપતિ શિશુપાળને પશુની પેઠે મારી નાંખ્યો હતો. તેમજ શાલ્વે રક્ષણ કરેલ આકાશમાં રહેલા દુઃખેકરી સહન થાય નહિ એવા સૌભ નામના દૈત્યપુરને જે માધવે પરાક્રમ કરી સમુદ્રમાં પાડયું હતું તેજ પુંડરીકાક્ષ, અંગ, વંગ, કલિંગ, માગધ, કાશિ, કોસળ, વાત્સ્ય, ગાર્ગ્ય, કરૂષ, પૌંડ્ર, આવંત્ય, દાક્ષિણાત્ય, પાર્વતીય, દાશેરક, કાશ્મિરક, ઐારસિક, પિશાચ, મુદ્ગલ, કાંબોજ, વાટધાન, ચોલ, પાંડ્ય, ત્રિગર્ત, માલવ, દુઃખેકરી જીતાય નહિ એવા દરદ અને અનેક દિશાઓમાંથી આવેલા ખશ, શક તથા પાછળ ચાલનાર સહિત યવનને પણ જીત્યા હતા. વળી જળજંતુએ સેવેલા સમુદ્રમાં પ્રવેશ કરી જળમધ્યમાં રહેલા વરૂણને સંગ્રામમાં પૂર્વે જેણે જીત્યા હતા. તેમજ જે ઋષીકેશ પાતાળમાં રેહેનાર પંચજન નામના દૈત્યને યુદ્ધમાં હણી પાંચજન્યનામના દિવ્ય શંખને પ્રાપ્ત

થયા છે. વળી અર્જુન સહિત જે બળવાન્ શ્રીકૃષ્ણ ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કરી કોઇથી સહન થાય નહિ એવા આગ્નેયાસ્ત્ર ચક્રને પામ્યા તેજ શૂરવીર ભગવાન્ દેવપુરી અમરાવતીમાં જઇ તેને ત્રાસ પમાડી ઇન્દ્રના ઘરમાંથી પારિજાત નામના વૃક્ષને લેઇ આવ્યા હતા; તે પણ તેના પરાક્રમને જાણનાર ઇન્દ્ર સહન કરી ગયો. તેમ રાજાઓમાં તે શ્રીકૃષ્ણે જીતેલો નહિ એવો કોઇ પણ અમે સાંભળ્યો નથી. હે સંજય! મારી સભામાં તે પુંડરીકાક્ષ ભગવાને જે મોટું આશ્ચર્યરૂપ કર્મ કર્યું તે કરવા બીજો કોણ યોગ્ય છે? તે ઇશ્વરરૂપ શ્રીકૃષ્ણનાં મને દર્શન થયાં માટે હું તો તે બધું પ્રત્યક્ષની પેઠે સારી રીતે જાણું છું. હે સંજય! બુદ્ધિ તથા પરાક્રમયુક્ત તે હ્રષીકેશ ભગવાનનાં એવાં અસંખ્ય કર્મ છે. તેમજ ગદ, સાંબ, પ્રદ્યુમ્ન, વિદૂરથ, અગાવહ, અનિરૂદ્ધ, ચારૂદેષ્ણ, સારણ, ઉલ્મુક, નિશઠ, પરાક્રમી ઝલ્લીજંભ, પૃથુ, વિપૃથુ, શમીક, તથા અરિમેજય એટલાએ અને બીજા પણ શૂરવીર બલવાન્ પ્રહાર કરનાર યાદવમાં શ્રેષ્ઠ પુરૂષો, મહાત્મા કેશવ ભગવાનના બોલાવવાથી પાંડવ તરફ આવી સંગ્રામમાં ઉભા રહેશે. તે સમયે આપણું સર્વ સૈન્ય સંશયયુક્ત થશે એવી મારી મતિ છે. તેમ દશ હજાર હસ્તિ સરખા બળવાળા, કૈલાસ શિખર સરખા શૂરવીર, વનમાળા તથા હળ ધારણ કરેલા બળરામ પણ જેની તરફ જનાર્દન શ્રીકૃષ્ણ તેની તરફ રહેશે. હે સંજય, જે વાસુદેવને બ્રાહ્મણો સર્વના પિતા કહે છે. એ પોતે પાંડવ વાસ્તે જ્યારે કવચ પહેરી યુદ્ધ કરે. તે વખતે તેમની સામે યુદ્ધ કરનાર કોઇ પણ યોદ્ધો નહિ નિકળે. તેમાં કદી કૌરવો પાંડવોને જીતે તો તે વખતે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલ ભગવાન્ ઉત્તમ અસ્ત્ર ગ્રહણ કરી પુરૂષમાં સિંહરૂપ મહાબાહુ તે, સર્વ રાજાઓને તથા કૌરવોને સંગ્રામમાં મારી કુંતીને પૃથ્વીનું રાજ્ય આપે. માટે જે રથના સારથી હ્રષીકેશ અને જેમાં યુદ્ધ કરનાર અર્જુન છે તે રથ સામે સંગ્રામમાં ચાલનાર કયો રથ થાય? કોઇ પણ નહિ. હે સંજય, વિચાર કરતાં કોઇ ઉપાયે કરીને પણ કૌરવોનો જય દેખાતો નથી; માટે જે રીતે યુદ્ધ પ્રવર્તમાન થયું હોય તે રીતે સર્વ વૃત્તાંત તું મને કહે. શ્રીકૃષ્ણના અર્જુન આત્મા અને અર્જુનના શ્રીકૃષ્ણ આત્મા છે. તેમ અર્જુન વિષે નિરંતર વિજય અને શ્રીકૃષ્ણ વિષે નિરંતર કીર્તિ રહી છે. તેમ અર્જુન સર્વ લોકમાં કોઇ વખતે પણ પરાજય પામ્યા નથી. અને કેશવ ભગવાનમાં સર્વ મુખ્ય ગુણ રહ્યા છે. તથાપિ મૃત્યુપાશને

વશ થયેલો દૈવયોગે કરી મોહાવિષ્ટ દુર્યોધન, મોહને લીધે શ્રી કૃષ્ણને જાણતો નથી, તેમ પાંડુપુત્ર અર્જુનને પણ જાણતો નથી પણ એ બેઉ પ્રાચીનદેવ એકાત્મા છતે બેરૂપે થયેલા પૃથ્વી વિષે મનુષ્યો મનથી પણ સહન કરી શકે નહિ એવા મહાત્મા તથા યશસ્વિ નરનારાયણ છે; માટે તેઓ ઇચ્છા કરે તો આ સેનાને તેજ વખતે નાશ કરે; તથાપિ મનુષ્યપણું ધારણ કર્યું છે તેથી લોકને મોહ કરવા વાસ્તે તેમ નથી ઇચ્ચિતા. તેમ બ્રહ્મચર્ય, વેદાધ્યયનકર્મ તથા અસ્ત્ર પણ મૃત્યુનું નિવારણ કરી શકતાં નથી. નહિ તો મહાત્મા ભીષ્મ તથા દ્રોણનો વધ કેમ થાય? હે સંજય, ભીષ્મ તથા દ્રોણને હણાયા સાંભળી હવે હું શું જીવું છું, પૂર્વે યુધિષ્ટિર વિષે રહેલી જે લક્ષ્મીની આપણે ઇર્ષ્યા કરતા હતા પણ ભીષ્મ તથા દ્રોણનો વધ થવાથી આજ તે લક્ષ્મીને તેની પાસે મોકલવા તૈયાર થયા; અને આ કૌરવોનો ક્ષય પણ મારે લીધેજ પ્રાપ્ત થયો. કેમકે પાકેલાંનો નાશ કરવામાં તૃણપણ વજ્ર સરખાં થાય ને જેના કોપથી મહાત્મા ભીષ્મ તથા દ્રોણ પડ્યા માટે હવે તે યુધિષ્ટિર આ અનંત ઐશ્વર્યને પ્રાપ્ત થયા. કારણ તેમને વિષે સ્વાભાવિક ધર્મ રહ્યો છે અને મારા પુત્રો વિષે તે નથી રહ્યો. તેમ મારી તરફના શૂરવીર જેવી રીતનું ચિંતન કરે છે તેથી વિપરીત થાય છે. માટે જરૂર સર્વનો વિનાશ કરનાર અતિક્રમણ થઈ શકે નહિ એવો આ અતિ ક્રૂર વખત આવ્યો, એવી મારી મતિ છે. આ રીતે જેનો પરિહાર થઇ શકે નહિ અત્યંત કષ્ટ રૂપ દુશ્ચિંત્ય તથા પાર પામી શકાય નહિ એવો વિષય પ્રાપ્ત થયો માટે હવે તો બનેલું વૃત્તાંત યથાર્થ મને કહે.

॥ तस्माद्परिहार्येर्थेसंप्राप्तेकृच्छ्रउत्तमे ॥
॥ अपारणीयेदुश्चिंत्येयथाभूतंप्रचक्ष्वमे ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि धृतराष्ट्रविलापे गुर्जरभाषायां एकादशोऽध्यायः ॥ ११ ॥

---

संजय उवाच ॥ हंततेकथयिष्यामिसर्वंप्रत्यक्षदर्शिवान् ॥
॥ यथासन्यपतद्द्रोणःसूदितःपांडुसृंजयैः ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, પાંડવ તથા સંજયોએ કહેલા તે દ્રોણ જે રીતે પડયા તે બધું વૃત્તાંત પ્રત્યક્ષ જોનાર હું કહું તે સાંભળો. મહારથિ દ્રોણાચાર્યે સેનાપતિપણાને પ્રાપ્ત થઈ સર્વ સૈન્યના મધ્યમાં તમારા પુત્રને આવી રીતે વાક્ય કહ્યું કે, હે મહારાજ! કૌરવોમાં શ્રેષ્ઠ ભિષ્મ પછી આજ તેં મને સેનાપતિ કર્યો તે કર્મના તે સરખા ફળને તું પ્રાપ્ત થા. આજ શું હું તારી ઇચ્છા પૂર્ણ કરૂં. જે તારી ઇચ્છા હોય તે માગ. એવાં આચાર્યનાં વચન સાંભળી કર્ણ દુઃશાસનાદિક સાથે વિચાર કરી જય કરનારાઓમાં શ્રેષ્ઠ, દુઃખેકરી પારકા સહન કરીશકે નહિ એવા આચાર્ય પ્રત્યે તે કહેવા લાગ્યો કે, હે આચાર્ય! મને ઇચ્છિત વર જો તમે આપતા હો તો રથિમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરને સંગ્રામમાં જીવતા પકડી મારી પાસે લેઈ આવો. એવાં તમારા પુત્રનાં વચન સાંભળી કૌરવોના આચાર્યે સર્વ સેનાને અત્યંત હર્ષ કરતાં આવી રીતે વચન કહ્યું કે, હે રાજન્! જેના વધની માગણી ન કરતાં દુઃખેકરી સહન ન થાય એવા કુંતિ પુત્ર યુધિષ્ઠિરને ગ્રહણ કરી લેઇ આવવા તું ઇચ્છે છે તે રાજા ધન્ય છે! હે પુરૂષમાં સિંહરૂપ, હે દુર્યોધન, શું કરવા તેના વધને તું ઇચ્છતો નથી, શું મારાથકી તેની વધરૂપ ક્રિયાની સંભાવના નથી કરતો? આ મોટું આશ્ચર્ય જે ધર્મરાજ યુધિષ્ઠિરનો કોઇ દ્વેષ કરનાર નથી. ને હે ભરતશ્રેષ્ઠ, યુધિષ્ઠિરને તું જીવતા ઇચ્છે છે માટે શું પોતાના કુળની રક્ષા કરે છે; અથવા યુદ્ધમાં પાંડવને જીતી તેને રાજ્ય આપી, શું ભાઇઓમાં સ્નેહ કરવા ઇચ્છે છે. બુદ્ધિમાન્ કુંતિ પુત્ર યુધિષ્ઠિર રાજા ધન્ય છે અને એનું જન્મ પણ સફળ છે. તેમ તેને વિષે રહેલું અજાત શત્રુપણું પણ સત્ય છે. જે તું પણ તેને વિષે સ્નેહ રાખે છે. હે ભારત, દ્રોણનાં એવાં વચન સાંભળી તમારા પુત્રનો હમેશ હૃદયમાં રહેલો જે ભાવ હતો તે તત્કાળ બહાર નીકળ્યો. કારણ બૃહસ્પતિ સરખાનો પણ હૃદયગત ભાવ બહાર નિકળ્યા વગર રહેતો નથી. માટે હે રાજન્, પ્રસન્ન થઇ તે વખતે તમારા પુત્રે વાક્ય કહ્યું કે, હે આચાર્ય, કુંતિ પુત્ર યુધિષ્ઠિરને મારવાથી મારો જય થાય નહિ. કારણ તેને મારવાથી બાકીના પાંડવો આપણ સર્વને જરૂર મારી નાંખે. તેમ તે સર્વને સંગ્રામમાં દેવતાઓ પણ મારી શકે નહિ. માટે તેમાં જે બાકી રહે તે આપણામાંથી કોઇને પણ બાકી રહેવા દે નહિ. વાસ્તે સત્ય પ્રતિજ્ઞાવાળા તેમને જીવતા લેઈ આવી પાછા દ્યૂતથી જીતી તે-

અને અરણ્યમાં મોકલીએ એટલે તેમને અનુસરનાર સર્વ પાંડવો અરણ્યમાં જાય. એમ કરવાથીજ મારો જય ઘણા વખતસુધી થાય. બીજી રીતે થાય નહિ. માટે ક્યારેય પણ હું ધર્મરાજના વધને ઇચ્છતો નથી. અર્થ તત્વ. જાણનાર બુદ્ધિમાન્ દ્રોણાચાર્યે, કપટરૂપ તેનો અભિપ્રાય જાણી વ્યવધાન સહિત વર આપતાં આવી રીતે કહ્યું કે, હે દુર્યોધન, શૂરવીર અર્જુન યુદ્ધમાં યુધિષ્ઠિરની રક્ષા નહિ કરે તો, પાંડવમાં શ્રેષ્ઠ તેમને હું લેઇ આવી તારે વશ કરીશ, પણ તેમ હશે તો નહિ થાય. કારણ સંગ્રામમાં ઇન્દ્ર સહિત દેવ તથા અસુરો પણ અર્જુન સામે જઈ શકે તેમ નથી. વાસ્તે તેણે રક્ષણ કરેલા તેમને પકડવાનો હું ઉત્સાહ નથી રાખતો. તેમ તે મારી પાસે અસ્ત્ર શીખેલ તે કર્મમાં કુશળ, તરૂણ, સુકૃત યુક્ત, જય તથા મરણ એમાંથી એકનો નિશ્ચય કરેલો, વળી ઇન્દ્ર તથા રૂદ્ર પાસેથી અસ્ત્ર શીખેલો તથા તારી ઉપર અત્યંત ક્રોધેલો છે માટે તેણે પાલન કરેલા યુધિષ્ઠિરને ગ્રહણ કરવાનો હું ઉત્સાહ નથી રાખતો માટે કોઇ પણ ઉપાયે કરી જે રીતે તે સંગ્રામમાંથી ખશી જાય તેમ કરજે; તો ધર્મરાજને તેં જીતેલાજ છે. હે પુરૂષમાં શ્રેષ્ઠ, એમને ગ્રહણ કરવાથી તારો જય થાય પણ મારવાથી થાય નહિ. માટે એ ઉપાયથી એમનું ગ્રહણ થાય. બીજા ઉપાયથી થાય નહિ. વાસ્તે હે રાજન્, પુરૂષમાં સિંહરૂપ કુંતિપુત્ર અર્જુન, સંગ્રામમાંથી દૂર થાય અને બે ઘડી પણ જો યુધિષ્ઠિર સંગ્રામમાં મારી સામે ઉભા રહેતો સત્ય ધર્મમાં તત્પર તે રાજાને ગ્રહણ કરી આજને આજ તારી પાસે આણી આપુ; એમાં સંશય નહિ, અને હે રાજન્, અર્જુન પાસેથી તો યુધિષ્ઠિરને ઇન્દ્ર સહિત દેવતાઓ તથા અસુરો પણ ગ્રહણ કરવામાં સમર્થ થાય નહિ. ત્યારે બીજા તો ક્યાંથી થાય? સંજય કહેછે, હે ધૃતરાષ્ટ્ર, એ રીતે યુધિષ્ઠિરના નિગ્રહ વિષે દ્રોણે વ્યવધાનસહિત પ્રતિજ્ઞા કરી તોય પણ અત્યંત બાળબુદ્ધિવાળા તમારા પુત્ર, યુધિષ્ઠિર નિગ્રહ થએલાજ છે, એમ માનવા લાગ્યા. ને તમારો પુત્ર પાંડવ વિષે દ્રોણાચાર્ય સાપેક્ષ છે એમ જાણતો હતો માટે તેની પ્રતિજ્ઞા સ્થિર રહેવા વાસ્તે તેણે તેનો વિચાર બાહાર પાડયો. હે શત્રુને દમન કરનાર, એ રીતે પાંડુપુત્ર યુધિષ્ઠિરને ગ્રહણ કરવાની દ્રોણે પ્રતિજ્ઞા કરી હતી, એ વાત દુર્યોધને સર્વ સૈન્ય સ્થાનમાં પ્રસિદ્ધ કરાવી.

॥ ततोदुर्योधनेनापिग्रहणंपांडवस्यतत् ॥
॥ सैन्यस्थानेषुसर्वेषुसुघोषितमरिंदम ॥
इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि द्रोणप्रतिज्ञायां गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥

संजयउवाच ॥ सांतरेतुप्रतिज्ञातेराज्ञोद्रोणेननिग्रहे ॥
॥ ततस्तेसैनिकाःश्रुत्वातंयुधिष्ठिरनिग्रहं ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર દ્રોણાચાર્યે રાજાને નિગ્રહ કરવાની વ્યવધાનસહિત પ્રતિજ્ઞા કરી તેને સાંભળી સર્વ સૈનિકો સિંહનાદ તથા બહુ શબ્દ કરવા લાગ્યા. હે ભારત, તે બધું દ્રોણનું ચિકીર્ષિત ધર્મરાજાએ તત્કાળ પોતા પાસે પ્રાપ્ત થએલા માણસોથી યથાર્થ સાંભળ્યું. ત્યારપછી ધર્મરાજા સર્વ ભાઇઓ તથા બીજાઓને પણ બોલાવી આવી રીતે અર્જુન પ્રત્યે વચન કહેવા લાગ્યા કે, હે પુરૂષમાં સિંહરૂપ, દ્રોણનું આજનું કર્તવ્ય તેં સાંભળ્યું માટે જે રીતે તે સત્ય ન થાય તે રીતે નીતિ કર હે મોટા ધનુષવાળા, શત્રુને નાશ કરનાર દ્રોણાચાર્યે વ્યવધાન સહિત પ્રતિજ્ઞા કરી છે તે વ્યવધાન તારા વિષે રાખ્યું છે. માટે હે મહાબાહો, આજ જે રીતે દ્રોણાચાર્ય થકી એ મનોરથ દુર્યોધનનો પૂર્ણ ન થાય તે રીતે તું મારી પાછળથી રક્ષા કરતાં યુદ્ધ કર. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી અર્જુન કહેવા લાગ્યા કે, હે રાજન્, જેમ હું કયારેય પણ આચાર્યનો વધ ન કરૂં તેમજ તમારો ત્યાગ પણ ન કરૂં. તેમ હે યુદ્ધિષ્ઠિર કદિ હું સંગ્રામમાં પ્રાણ ત્યાગ કરૂં પણ કયારેય આચાર્ય વિષે પ્રતિકૂળ થાઉં નહિ. અને સંગ્રામમાં તમને નિગ્રહ કરીને આ ધૃતરાષ્ટ્ર પુત્ર રાજ્યને ઇચ્છે છે એ મનોરથ આ જીવ લોકમાં કયારેય પણ પૂરો થવો નથી. કારણ નક્ષત્રસહિત આકાશ પડે, કદિ પૃથ્વીના કડકા થઇ જાય તોપણ હું જીવતાં તમને પ્રાણુ નિગ્રહ કરી શકે નહિ. હે રાજેંદ્ર, કદી સંગ્રામમાં સાક્ષાત્ ઇન્દ્ર આવી તેની સહાયતા કરે, વા દેવતા સહિત વિષ્ણુ કરે તોય પણ સંગ્રામમાં તમને એ પ્રાપ્ત થઇ શકે નહિ. માટે મારા જીવતાં સર્વ શસ્ત્ર તથા અસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ દ્રોણ થકી તમે ભય પામવા યોગ્ય નથી. હે રાજેંદ્ર,

તેમ બીજી પણ મારી પ્રતિજ્ઞા સાંભળો કોઇ દિવસે મેં અનૃત ભાષણ કર્યું તથા હું પરાજય પામ્યો, એ મને યાદ નથી. તેમજ પ્રતિજ્ઞા કરી પાછું તેમ ન કર્યું એવું પણ કંઇ મને સાંભરતું નથી. સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર, હે મહારાજ ત્યાર પછી પાંડવ તરફ પણ શંખ, ભેરી, આનક તથા મૃદંગ ઇત્યાદિ યુદ્ધ વાદ્ય વાગવા લાગ્યાં. તેમજ મહાત્મા પાંડવોનો આકાશને સ્પર્શ કરે એવો અત્યંત ભયંકર પ્રત્યંચા તથા મોજાંના શબ્દ સાથે મળેલો સિંહ નાદ થવા લાગ્યો. મહા પરાક્રમી પાંડવના શંખનો શબ્દ સાંભળી તમારા સૈન્યમાં પણ યુદ્ધવાદ્ય વાગવા લાગ્યાં. તેટલામાં હે ભારત, વ્યૂહ રચના કરી ઉભેલાં તમારાં તથા તેમનાં સૈન્ય ધીરેધીરે યુદ્ધ વાસ્તે પરસ્પર સામે જવા લાગ્યાં. ત્યાર પછી કૌરવ પાંડવનું તથા દ્રોણ, ધૃષ્ટદ્યુમ્નનું પણ રૂવાટાં ઉભાં કરનાર ભયંકર યુદ્ધ પ્રવર્તમાન થયું, તે ટાણે યત્ન કરતાં સંજયો દ્રોણે રક્ષણ કરેલા તેના સૈન્યને નાશ કરવા સમર્થ ન થયા. તમારા પુત્ર તરફના પ્રહાર કરનાર ઉદાર રથિયો પણ અર્જુને રક્ષા કરેલી પાંડવની સેનાને નાશ કરવા સમર્થ ન થયા. અત્યંત ફુલેલા પુષ્પવાળી પત્રનો છે સંકોચ જેમાં એવી બે વનરાજીની પેઠે ચંચળ રક્ષણ કરેલી પરસ્પર મારવા ઇચ્છતી બેઉ સેના ઉભી હતી. તેટલામાં હે રાજન્, દ્રોણાચાર્ય સુવર્ણથી શોભિતા સૂર્યસરખા રથેકરી સેનામાંથી બહાર નિકળી સેનાના મુખ વિષે વિચરતા હતા. રથેકરી સંગ્રામમાં ઉદ્યુક્ત થયેલા, જલદી બાણ ફેંકનાર તે એક, ને પાંડવ તથા સંજયો અત્યંત ત્રાસને લીધે અનેક સરખા માનતા હતા. હે મહારાજ, તેણે મૂકેલા ભયંકર બાણ પાંડવની સેનાને ત્રાસ પમાડતાં સર્વ દિશાઓમાં વિચરતા હતા. તે સમયે દ્રોણ પણ હજારો કીરણોથી વીંટાયલા મધ્યાન્હના સૂર્ય દેખાય તેવા દેખાતા હતા. હે ભારત, તે વખતે સંગ્રામમાં ક્રોધેલા ઇન્દ્રને જેમ દૈત્યો જોઈ શકે નહિ, તેમ પાંડવ તરફનામાંથી કોઇ પણ એને જોવા સમર્થ થતો નહોતો. એ રીતે પ્રતાપવાન્ દ્રોણાચાર્ય, સૈન્યને મોહ પમાડી ધૃષ્ટદ્યુમ્નના સૈન્યને તીક્ષ્ણ બાણે કરી જલદી વીંધવા લાગ્યા; એવી રીતે દ્રોણાચાર્ય, સરળ બાણે કરી સર્વ દિશાઓને રૂંધિ તથા આકાશને વીંટી જે ઠેકાણે પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન હતો તે તરફની પાંડવ સેનાને મર્દન કરવા લાગ્યા.

॥ सदिशःसर्वतोरुध्वासंछत्यखमजिह्मगैः ॥
॥ पार्षतोयत्रतत्रैवममृदेपांडुवाहिनीं ॥

**ઇતિ શ્રીમહાભારતે દ્રોણપર્વણિ દ્રોણાભિષેકપર્વણિ અર્જુનકૃત યુધિષ્ઠિરાશ્વાસને ગુર્જરભાષાયાં ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥**

**સંજયઉવાચ ॥ તતઃસપાંડવાનીકેજનયન્સુમહદ્ભયં ॥**
**॥ વ્યચરત્પૃતનાંદ્રોણોદહન્કક્ષમિવાનલઃ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર અગ્નિ જેમ શુષ્ક તૃણના સમાજને બાળે તેમ પાંડવના સૈન્યવિષે ભય ઉત્પન્ન કરતાં દ્રોણાચાર્ય સૈન્યમાં વિચરતા હતા. વૃદ્ધિ પામેલા સાક્ષાત્ અગ્નિની પેઠે સૈન્યને બાળતા ક્રોધેલા દ્રોણને જોઇ સંજયો કંપવા લાગ્યા. નિરંતર ધનુષ ખેંચતા તથા સંગ્રામમાં જલદી બાણ ફેંકતા, તેની પ્રત્યંચાનો વજ્ર સરખો અત્યંત મોટો શબ્દ સંભળાતો હતો. હસ્તચાલાકીથી મૂકેલા ભયંકર તેના બાણ, રથિ, ઘોડેસ્વાર, હસ્તિ, અશ્વ તથા પાયદળને મર્દન કરતા હતા. વર્ષા ઋતુમાં અત્યંત વૃદ્ધિ પામેલો શબ્દયુક્ત મેઘ જેમ કરાનો વરસાદ કરે તેમ બાણનો વરસાદ કરતાં દ્રોણ શત્રુઓને ભય ઉત્પન્ન કરતા હતા. હે રાજન્, એ રીતે વિચરતા સેનાને ક્ષોભ પમાડતા સમર્થ તે, શત્રુઓને અત્યંત ત્રાસની વૃદ્ધિ પમાડવા લાગ્યા. મેઘ વિષે જેમ વિજળી દેખાય તેમ આ રથરૂપ મેઘમાં સુવર્ણથી શોભિતું ભમતું તેનું ધનુષ વારંવાર દેખાતું હતું. શૂરવીર, સત્યવાન, નિરંતર ધર્મ પાળનાર, પ્રાજ્ઞ દ્રોણાચાર્ય, ક્રોધના વેગથી ઉત્પન્ન થયેલી રાક્ષસગણે કરી સંકુલ, સૈન્યના ઓઘે કરી, ચોતરફથી ભરેલી, ધ્વજરૂપી વૃક્ષને અપહરણ કરનારી, રૂધિરરૂપ જળવાળી, રથરૂપ આવર્ત્તયુક્ત, હસ્તિ તથા અશ્વરૂપ તીરથી શોભિતી, કવચરૂપી છે નાની હોડિયો જેમાં, માંસરૂપ કાદવે કરી સંકુલ, મેદ, મજ્જા, તથા અસ્થિરૂપી વેળુવાળી, પાઘડીઓના સમુદાયરૂપ ફીણને વહન કરનારી, સંગ્રામરૂપ મેઘેકરી પૂર્ણ, સાંગ તથા ભાલારૂપ મત્સ્યેકરી સંકુલ; નર, નાગ તથા અશ્વેકરી દુરધિગમ, બાણના વેગરૂપી વેહેનવાળી, શરીરરૂપ કાષ્ટથી ઘાટી, રથરૂપ કાચબાથી સંકુલ, મસ્તકરૂપ કમળવાળી, ખડ્ગરૂપી મત્સ્યથી સંકુલ, રથ તથા હસ્તિરૂપી ધ્રુના સહિત, પૃથ્વીની રજરૂપ છે લેહેર જેની, મહાપરાક્રમી સારી રીતે તરી જાય અને ભીરૂ પુરૂપ દુઃખે કરીને તરી શકે નહિ એવી શેંકડો શરીરે કરી બાધ કરનારી, ગૃધ્ર તથા કંક નામના માંસ ખાનાર પક્ષિઓએ

સેવેલી, હજારો મહારથિઓને યમલોક પ્રત્યે પમાડનારી, ત્રિશૂળરૂપી સર્પ-થી સંકીર્ણ, પ્રાણિરૂપી પક્ષિઓએ સેવેલી, નાશ પામેલા ક્ષત્રિયોરૂપ હંસ-વાળી, મુકુટરૂપ અંડજે સેવેલી, ચક્રરૂપ કચ્છપ તથા ગદારૂપી નક્રવાળી, બાણરૂપી નાના માછલાથી સંકુલ, બક, ગૃધ્ર, તથા શંગાળના ભયંકર સમૂ-હાએ સેવેલી, અને સંગ્રામમાં મરણ પામેલા હજારો પ્રાણિઓને પિતૃલોકમાં લેઇ જવા વેહેનારી, કેશરૂપ સેવાળવાળી, તથા ભીરૂને ભય વધારનારી પ્રલયના વખતસરખી ભયંકર નદીને પ્રવર્તાવી. એ રીતે તે સૈન્યને તિરસ્કા-ર કરતા, મહારથિ દ્રોણાચાર્ય સામે યુધિષ્ઠિરાદિક ચોતરફથી દોડયા. સામે આવતા તે શૂરવીરોને દઢ પરાક્રમવાળા તમારી તરફનાઓએ ચોતરફથી રોક્યા તે રૂવાટાં ઉભાં થાય તેવું થયું. હજારો તરેહથી માયા કરનાર શકુનિએ તો સહદેવ સામે દોડી, સારથિ, ધ્વજ, તથા રથ સહિત તેને તીક્ષ્ણ બાણેકરી વીંધ્યો. અત્યંત ક્રોધાયમાન નહિ થયેલા એવા માદ્રિપુત્ર સહદેવે પણ સાઠ બાણથી તેને વીંધી, બીજા બાણેકરી તેના ધ્વજ, ધનુષ્, સારથિ તથા ઘોડાઓને પણ વીંધ્યા. શકુનિયે પણ હાથમાં ગદા લેઇને રથમાંથી નીચે ઉતરી, ગદાએ કરી રથમાંથી તેના સારથિને પાડયો. હે રાજન! તે સમયે વિરથ થયેલા હાથમાં ગદા ગૃહણ કરેલા મહા બળ-વાન્ શૂરવીર તે બેઉ સંગવાળા, બે પર્વતો ક્રીડા કરે તેમ સંગ્રામમાં ક્રીડા કરતા હતા. દ્રોણાચાર્યે પંચાલરાજા ધૃષ્ટદ્યુમ્નને દશ બાણે કરી વીંધ્યો. તેણે પણ ઘણાક બાણે કરી તેમને પણ વીંધ્યા. વળી તેથી અધિક બાણે કરી તેમને તેણે વીંધ્યો. શૂરવીર ભીમસેને તીક્ષ્ણ એવા વીસ બાણે કરી વિવિંશ-તીને વીંધ્યો. તોયપણ તે કંપાયમાન થયો નહીં; તે આશ્ચર્ય સરખું થયું. હે મહારાજ, વિવિંશતીએ તો તત્કાળ ભીમસેનને અશ્વ, ધ્વજ તથા ધનુષ્ રહિત કર્યો. તે વખતે બધાં સૈન્ય તેનાં વખાણ કરવા લાગ્યાં. તે સમયે સંગ્રામમાં શત્રુના પરાક્રમને સહન ન કરી શકતા શૂરવીર ભીમ-સેને ગદાએ કરી દમન કરેલા એના સર્વ અશ્વને પાડયા. હે રાજન્, હ-ણાયેલા અશ્વવાળા રથમાંથી નીચે ઉતરી મહા બળવાન્ તે, મદોન્મત્ત હસ્તિ જેમ મદોન્મત્ત હસ્તિ સામે દોડે તેમ ભીમસેન સામે દોડયો, શૂર-વીર શલ્યે તો હાસ્ય કરી પોતાના ભાગિનેયને લડાવતા તથા કોપાવતા હોય તેની પેઠે બાણે કરી વીંધ્યો. પ્રતાપવાન નિકુળે પણ તેના અશ્વ, છત્ર, ધ્વજ, સારથી, તથા ધનુષને પણ પાડી સંગ્રામમાં શંખ વગાડયો.

ધૃષ્ટકેતુએ પોતાના ઉપર કૃપે નાખેલા અનેક તરેહના બાણોને કાપી તેને શીતેર બાણથી વીંધી, ત્રણ બાણે કરી એનું ચિન્હ પણ હરણ કર્યું. વળી કૃપાચાર્યે પણ મોટા બાણના વરસાદથી ક્રોધી ધૃષ્ટકેતુને વીંધ્યો. હસતા હોય નહિ, તેની પેઠે સાત્યકિએ સીતેર બાણે કરી કૃતવર્માને સ્તનના મધ્યભાગમાં વીંધી વળી બીજા બાણે કરીને વીંધ્યો. તેણે શિનિ કુળમાં ઉત્પન્ન થયેલા તે સાત્યકિને તીક્ષ્ણ એવા સીત્યોતેર બાણે કરી વીંધ્યો તોયપણ શીઘ્ર વાયુએ કરી જેમ પર્વત કંપાયમાન થાય નહિ તેમ તે કંપાયમાન થયો નહિ. સેનાપતિએ સુશર્માને મર્મસ્થાનમાં અત્યંત વીંધ્યો. તેણે પણ તેને ભાલાથી જત્રુદેશ ભાગ એટલે હાંસડીમાં વીંધ્યો. મહા પરાક્રમી મત્સ્યોસહિત વિરાટરાજાએ સંગ્રામમાં સૂર્યપુત્ર કર્ણને વારી રાખ્યો. તે આશ્ચર્યસરખું થયું. તે વખતે ગ્રંથિવગરના બાણે કરી સૈન્યને વારી રાખનાર સૂતપુત્ર કર્ણનું તે પરાક્રમ દેખાયું. દ્રુપદ રાજાનું તો ભગદત્તરાજા સાથે આશ્ચર્યરૂપ યુદ્ધ થયું. જેમાં પુરૂષમાં શ્રેષ્ઠ ભગદત્ત રાજાએ ગ્રંથિવગરના બાણે કરી સારથી, ધ્વજ તથા રથ સહિત દ્રુપદને વીંધ્યો. તેથી ક્રોધાયમાન થયેલા દ્રુપદે ગ્રંથિવગરના બાણે કરી મહારથિ ભગદત્તને જલદી વક્ષસ્થળમાં વીંધ્યો. યોદ્ધાઓમાં શ્રેષ્ઠ, અસ્ત્રવિદ્યામાં ચતુર એવા ભૂરિશ્રવા તથા શિખંડી, એ બેઉ, પ્રાણિઓને ત્રાસ કરનાર ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. હે રાજન્, જેમાં પરાક્રમી ભૂરિશ્રવાએ મહારથિ શિખંડિને મોટા બાણના સમુદાયથી ઢાંકી દીધો. ક્રોધાયમાન થયેલા શિખંડિએ પણ નેવું બાણે કરી તે સોમદત્તપુત્ર ભૂરિશ્રવાને કંપાયમાન કીધો. ભયંકર કર્મવાળા, પરસ્પર જીતવા ઇચ્છતા હિડિંબાપુત્ર ઘટોત્કચ તથા અલંબુઝ નામનો રાક્ષસ અત્યંત આશ્ચર્યરૂપ યુદ્ધ કરતા હતા. પરસ્પર હજારો માયા કરનાર, મદોન્મત, અત્યંત આશ્ચર્યરૂપ કર્મ કરનાર, તે બેઉ અંતર્ધ્યાન થઈ વિચરતા હતા. દેવાસુરસંગ્રામમાં મહા બળવાન્ બળ નામનો દૈત્ય તથા ઇન્દ્ર જે રીતે યુદ્ધ કરતા હતા તેજ રીતે ચેકિતાન અને અનુવિંદ અતિ ભયંકર યુદ્ધ કરવા લાગ્યા, હે રાજન્, પૂર્વે વિષ્ણુ ભગવાને જે રીતે હિરણ્યાક્ષ સાથે યુદ્ધ કર્યું હતું, તે રીતે લક્ષ્મણ, ક્ષત્રદેવ સાથે અત્યંત યુદ્ધ કરવા લાગ્યો. હે રાજન્, અત્યંત ચલાયમાન અશ્વ જોડેલા, વિધિએ કરી રચેલા રથે કરી સિંહનાદ કરતો પૌરવ, સુભદ્રા પુત્ર અભિમન્યુ સામે આવ્યો. તેમજ યુદ્ધની આકાંક્ષાવાળો મહા બળવાન્, શત્રુને દમન કરનાર, અભિમન્યુ પણ જલદી

તેની સામે આવ્યો. તે સમયે તે બેઉનું પરસ્પર મોટું યુદ્ધ થયું. જેમાં પૌરવે બાણુ સમુદાયથી સુભદ્રા પુત્ર અભિમન્યુને ઢાંકી દીધો. ને અર્જુન પુત્રે પણ તેનો ધ્વજ, છત્ર તથા ધનુષ્ પૃથ્વી ઉપર પાડી બીજા સાત બાણે કરી પૌરવને વીંધી બીજા પાંચ બાણથી તેના ઘોડા તથા સારથિને પણ વીંધી સેનાને અત્યંત હર્ષ કરતાં વારંવાર સિંહનાદ કરતાં તેણે જલદી પૌરવને નાશ કરે એવો બાણુ ગ્રહણ કર્યો. ભયંકર દેખાવવાળા સાંધેલા તે બાણને જોઇ હાર્દિક્યે બે બાણે કરી તેનું બાણ સહિત ધનુષ્ કાપી નાંખ્યું. તે વખતે પારકા શૂરવીરને હણનાર સુભદ્રા પુત્ર અભિમન્યુએ તે કપાઇ ગયેલા ધનુષનો ત્યાગ કરી હાથમાં ઢાલ લેઇ શ્વેતખડ્ગ ખેંચ્યું. પછી બાણુ મૂકવામાં કુશળ અનેક તારા કૃતિ ચિન્હવાળી ઢાલ તથા ખડ્ગ હાથમાં લેઇ પોતાનું પરાક્રમ દેખાડતા તથા ઢાલ અને ખડ્ગનું નિર્વિશેષપણું જણાય તે રીતે તેમને ફેરવતાં અનેક માર્ગમાં વિચરતા તેણે સિંહનાદ કરી પૌરવના રથના દાંડા ઉપર કૂદી રથમાં જઇ પાટુથી એના સારથિને તથા ખડ્ગથી ધ્વજને પાડી સમુદ્રને ક્ષોભ પમાડી ગરૂડ જેમ સર્પને પકડે તેમ તેના કેશ પકડ્યા. સિંહે પાડેલા બેભાન થયેલા બળદની પેઠે તેણે કેશ વિષે પકડેલા પૌરવને સર્વ રાજાઓ જોતા હતા. અભિમન્યુને વશ થયેલા તેણે, અનાથની પેઠે ખેંચેલા પાડેલા પૌરવને જોઇ જયદ્રથ સહન કરી શક્યો નહિ. તેથી તે સિંધુ દેશનો રાજા મયુરપિચ્છ બાંધેલ અનેક ઘુઘરીની જાળ બાંધેલી ઢાલ તથા ખડ્ગ લઇ સિંહનાદ કરતો રથમાંથી કુદ્યો. અર્જુન પુત્ર અભિમન્યુએ પણ જયદ્રથને જોઇ પૌરવને મૂકી જલદી રથમાંથી શ્યેન પક્ષિની પેઠે કૂદી શત્રુએ મોકલેલા ભાલા, પટ્ટા તથા ખડ્ગોને ખડ્ગથી કાપી ઢાલે કરી રૂંધી રાખ્યાં. એ રીતે બળવાન અભિમન્યુ સૈન્યોને પોતાનું બાહુબળ દેખાડી તે મોટો ખડ્ગ તથા ઢાલ ઉગામી શૂરવીર તે, પિતાના અત્યંત વૈરી, વૃદ્ધક્ષત્રના પુત્ર તે જયદ્રથ સામે સિંહ જેમ હસ્તિ સામે દોડે તેમ દોડ્યો. ખડ્ગ દાંત તથા નખરૂપી આયુદ્ધવાળા તે બેઉ પરસ્પર સામે આવી પ્રસન્ન થઇ વાઘ તથા કેસરીસિંહની પેઠે અન્યોન્ય પ્રહાર કરવા લાગ્યા. સામે કુદવું, મારવું, ખડ્ગ તથા ઢાલનું નાખવું એમાં પુરૂષમાં સિંહરૂપ તે બેઉ વિષે કોઇના જોવામાં અંતર આવતો ન હતો. એ વખતે મર્મનું ભાષણ, ખડ્ગના શબ્દ, બીજા શસ્ત્રનું દેખાડવું,

બહાર તથા અંદર કૂદવું ઇત્યાદિ વિષે બેઉમાં નિર્વિશેષપણુ દેખાતું હતું. બાહ્ય તથા અભ્યંતરરૂપ, ઉત્તમ માર્ગમાં વિચરતા મહાત્મા તે બેઉ પક્ષ-સહિત બે પર્વત સરખા દેખાતા હતા. તેટલામાં ખડ્ગ ફેંકતા યશસ્વિ અ-ભિમન્યુની ઢાલ ઉપર જયદ્રથે ખડ્ગનો પ્રહાર કર્યો. સુવર્ણથી શોભિતી પ્રકાશમાન તે ઢાલ વિષે બળથી વાગેલો તે જયદ્રથનો મોટો ખડ્ગ ભાગી પડયો. તે સમયે છ પગલાં નાશી નિમિષ માત્રમાં જયદ્રથ પાછો પોતાના રથમાં ચડી બેઠો. અને અભિમન્યુ પણ પોતાના ઊત્તમ રથમાં ચઢી બેઠો. તે વખતે એકઠા મળી સર્વ રાજાઓએ ચોતરફથી તેને વીંટી લીધા. તે સમયે મહાબળવાન્ અર્જુનપુત્ર અભિમન્યુ ઢાલ તથા ખડ્ગને મૂકી જયદ્રથ સામે જોઇ સિંહનાદ કરવા લાગ્યો પછી પારકા શૂરવીરને હણનાર તે, સિંધુ રાજાને મૂકી સૂર્ય જેમ જગત્ને તપાવે તેમ તેના સૈન્યને તપાવા લાગ્યો. તે વખતે શલ્યે સુવર્ણથા શોભિતિ, ભયંકર, પ્રદીપ્ત અગ્નિની શિ-ખા સરખી લોહમય શક્તિ તેની ઉપર નાંખી, આવતી તેને નીચે કૂદી પડતા ઊત્તમ સર્પને જેમ ગરૂડ ગ્રહણ કરે તેમ તેણે ગ્રહણ કરી મ્યાનમાંથા ખડ્ગને બહાર કાઢયો. ઘણા તેજવાળા તેના તે તે લાઘવી તથા બળને જો-ઇ સર્વ રાજાઓ સિંહનાદ કરવા લાગ્યા. તે સમયે પારકા શૂરવીરને હણનાર સુભદ્રા પુત્ર અભિમન્યુએ વૈડુર્યમણિથી શોભિતી તીક્ષ્ણ એવી તેજ શક્તિ પોતાના બાહુબળને લીધે તેની ઉપર નાંખી. છૂટા મૂકેલા સર્પ સરખી તેણે તેના રથને પામી શલ્યના સારથિને રથમાંથી પાડયો. તે વખતે વિરાટ, દ્રુપદ, ધૃષ્ટકેતુ, યુધિષ્ઠિર, સાત્યકિ, કેકય, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, નકુળ, સહદેવ, તથા દ્રૌપદીના પાંચ પુત્ર એ સર્વે 'સાધુ, સાધુ,' એ રીતે પોકારવા લાગ્યા. અને વિવિધ પ્રકારના બાણ શબ્દ તથા સિંહનાદ, સંગ્રામમાં પાછા ફરનાર નહિ એવા અભિમન્યુને હર્ષ કરતાં થવા લાગ્યા. શત્રુના વિજય સરખા તે લક્ષણને તમારા પુત્ર સહન ન કરી શકયા. તેથી તત્કાળ મેઘ જેમ પર્વતને ઢાંકી દે, તેમ તેમણે તીક્ષ્ણબાણે કરી, ચોતરફથી એને ઢાંકી દીધો. તે સમયે સૂતના પરાભવને જોઈ તેમના પ્રિયને ઇચ્છતો શત્રુને હ-ણનાર ક્રોધાયમાન થયેલો આર્તાયનિ અભિમન્યુ સામે આવ્યો.

॥ तेषांचप्रियमन्विच्छन्सूतस्यचपराभवं ॥

॥ आर्तायनिरमित्रघ्नःक्रुद्धःसौभद्रमभ्ययात् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि अभिमन्यु-पराक्रमे गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥



धृतराष्ट्र उवाच ॥ बहूनिसुविचित्राणिद्वंद्वयुद्धानिसंजय ॥
॥ त्वयोक्तानिनिशम्याहंस्पृहयामिसचक्षुषां ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! અત્યંત વિચિત્ર પ્રકારનાં ઘણાંક દ્વંદ્વ યુદ્ધ તેં કહ્યાં તે સાંભળી વળી હું, દેવાસુર સરખાં, ચક્ષુવાળાને આશ્ચર્ય-કારક કૌરવ પાંડવના યુદ્ધને સાંભળવા ઇચ્છુ છું. કારણ એ ઉત્તમ યુદ્ધ સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. વાસ્તે સુભદ્રા પુત્ર અભિમન્યુંનું અને આર્ત્તાયિનીનું યુદ્ધ તું મને કહે. સજય કહે છે—રથમાંથી અભિમન્યુએ પાડેલા પોતાના સારથિને ક્રોધાયમાન થયેલો શલ્ય, લોહમય ગદા લેઇ, સિં-હનાદ કરી ઉત્તમ રથમાંથી નિચે ઉતર્યો. પ્રદીપ્ત કાળાગ્નિ સરખા તથા હા-થમાં દંડ ગ્રહણ કરેલા, કાળ સરખા આવતા તેની સામે મોટી ગદા ગ્ર-હણ કરી વેગથી ભીમસેન આવ્યો. અને સુભદ્રા પુત્ર અભિમન્યુ પણ વજ્ર સરખી મોટી ગદા ગ્રહણ કરી 'સામે આવ, આવ, એ રીતે શલ્યને કહેવા લાગ્યો. તેને યત્નથી વારી રાખી પ્રતાપવાન્ ભીમસેન સંગ્રામમાં શલ્ય સામે જઇ અચળ પર્વતની પેઠે ઉભો રહ્યો. તેમજ મદ્રદેશનો અ-ધિપતિ શલ્ય પણ મહા બળવાન ભીમસેનને જોઈ સિંહ જેમ હસ્તિ સામે જાય તેમ જલદી તેની સામે આવી ઉભો. તે સમયે હજારો તુરી ભેરી તથા શંખના શબ્દ સાથે મળેલા મોટા સિંહનાદ થવા લાગ્યા. તેમજ યુદ્ધ જોનાર પરસ્પર સામે દોડતા હજારો રાજાઓનો તથા કૌરવ પાંડવનો 'સાધુ, સાધુ,' એ રીતે શબ્દ થવા લાગ્યો. તેમ હે ભારત! સર્વ રાજાઓ-માં મદ્રદેશના અધિપતિ શલ્ય વિના, બીજો ભીમસેનના વેગને સહન કરી શકે નહિ, તેમજ મહાત્મા મદ્રાધિપના ગદાવેગને પણ ભીમસેન વિના બીજો કોણ સહન કરી શકે? સુવર્ણમય વસ્ત્રથી બાંધેલી, મનુષ્યને હર્ષ કરનારી, મંડળાકારે વિચિત્ર પ્રકારના માર્ગમાં વિચરતા શલ્યની ભીમસેને વિંધેલી પ્રજ્વલિત વિજળી સરખી મોટી ગદા અત્યંત શોભતી હતી. મંડળાકાર થયેલી ગદારૂપી શીંગડાવાળા પરસ્પર શબ્દ કરતા તે બેઉ બે બળદોની પેઠે

મંડળાકારે વિચરતા હતા. એ રીતે મંડળાકાર માર્ગમાં વિચરવું તથા ગદાવિહારમાં પુરૂષમાં સિંહરૂપ તે બેઉનું નિર્વિશેષ યુદ્ધ થતું હતું. જેમાં ભીમસેને હણેલી અગ્નિની જ્વાળા સરખી મહા ભયંકર શલ્યની મોટી ગદા તત્કાળ વિખરાઇ ગઇ. તેમજ શત્રુએ હણેલી ભીમસેનની ગદા પણ વર્ષા ઋતુમાં સાયંકાળ સમયે ખદ્યોત નામના જંતુથી વિંટાયેલો વૃક્ષ જેમ શોભે તેવી શોભતી હતી. હે ભારત! સંગ્રામમાં મદ્રદેશના અધિપતિએ નાંખેલી વારંવાર અગ્નિ ઉત્પન્ન કરતી ગદા આકાશને શોભાડતી હતી. તેમજ ભીમસેને દૂષિ ઉપર નાંખેલી તેની ગદા પણ પડતા મોટા ઉબાડીયાની પેઠે તે મોટા સૈન્યને તપાવતી હતી. ગદા ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ તે બેઉની ઉત્તમ ગદા પરસ્પર મળી શ્વાસોશ્વાસ કરતી બે નાગ કન્યાએ પેઠે અગ્નિને ઉત્પન્ન કરતી હતી. નખે કરી મોટા વ્યાઘ્ર, અને દાંતે કરી બે મોટા હાથી જેમ પરસ્પર હણે, તેમ શ્રેષ્ઠ ગદાથી પરસ્પર હણતા તે બેઉ સંગ્રામમાં વિચરતા હતા. ક્ષણ માત્રમાં ગદાના અગ્રભાગથી હણાયલા, રૂધિરથી વ્યાપ્ત અંગવાળા, તે મહાત્મા બેઉ પુષ્પવાળા બે ખાખરાના વૃક્ષ સરખા દેખાતા હતા. તે વખતે પુરૂષમાં સિંહરૂપ તે બેઉ જણાનો પરસ્પર ગદા મારવાનો ઇન્દ્રના વજ્ર સરખો શબ્દ, સર્વ દિશાઓમાં સંભળાતો હતો. તેટલામાં મદ્રરાજાએ સવ્ય તથા દક્ષિણ બાજુથી હણેલો ભીમસેન, ભેદાતા પર્વત પેઠે ચળાયમાન થયો નહિ, તેમજ ભીમસેનના ગદા વેગે હણાએલો મહા બળવાન મદ્રાધિપતિ પણ ધૈર્યથી વજ્રે હણેલા પર્વતની પેઠે ઉભો રહ્યો. ઉંચી ગદા કરેલા મહા વેગવાન તે બેઉ પરસ્પર સામે આવી મંડળાકારે અનેક તરેહથી સંગ્રામમાં વિચરતા હતા. વળી બે હસ્તિની પેઠે આઠ પગલાં પરસ્પર સામે આવી લોહદંડે કરી અન્યોઅન્ય મારવા લાગ્યા. ગદાના વેગથી અંત્યત હણાયેલા શૂરવીર તે બેઉ એક વખતે રણભૂમિમાં બે ઇન્દ્રધ્વજ પડે તેમ પડયા. તે વખતે હે મહારાજ! વારંવાર શ્વાસોશ્વાસ કરતા વિહ્વળ થયેલા, ગદાયે કરી પીડિત, મુર્છાએ કરી વ્યાપ્ત, સર્પની પેઠે ચેષ્ટા કરતા શલ્યને જોઇ મહારથિ કૃતવર્મા તેની પાસે આવી પોતાના રથમાં તેને બેસાડી જલદી સંગ્રામમાંથી બહાર લેઇ ગયો. અત્યન્ત મહાબાહુ વિહ્વલ થયેલા શૂરવીર ભીમસેન પણ નિમિષ માત્રમાં મત્તની પેઠે પાછા ઉભા થઇ હાથમાં ગદા લઇ દેખાયા. હે મારિષ! વિમુખ થયેલા, મદ્રાધિપતિને જોઇ હસ્તિ, પાયદળ, અશ્વ તથા રથસહિત તમારા પુત્ર કંપ-

વા લાગ્યા. તે સમયે જયશાલિ પાંડવોએ પીડવા માંડેલા ભયભિત તે તમારી તરફના વાયુએ ખશેડેલા મેઘની પેઠે દિશાઓમાં ભાગવા લાગ્યા. હે રાજન્! એ રીતે પાંડવ તરફના મહારથિયો તમારા પુત્રોને જીતી સંગ્રામમાં પ્રદીપ્ત અગ્નિસરખા શોભતા હતા. અને હર્ષ પામેલા સિંહનાદ કરતા તથા અત્યંત શંખ વગાડતા તે, ભેરી, મૃદંગ તથા આનક નામનાં યુદ્ધવાદ્ય પણ વગાડવા લાગ્યા.

॥ सिंहनादान्भृषंचक्रुःशंखान्दध्मुश्चहर्षिता ॥
॥ भेरीश्चवादयामासुर्मृदंगांश्चानकैःसह ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि शल्यापयाने गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

---

संजयउवाच ॥ तद्बलंसुमहद्दिर्णत्वदीयंप्रेक्ष्यवीर्यवान् ॥
॥ दधारेकोरणेराजन्वृषसेनोस्त्रमायया ॥

સંજય કહે છે—હે રાજન્! તે સમયે અત્યંત વિદિર્ણ થતા તમારા સૈન્યને જોઇ પરાક્રમિ એકલા વૃષસેને અસ્ત્ર બળે કરી તેને ધારણ કરી રાખ્યું, અને તે વૃષસેને સંગ્રામમાં મૂકેલા બાણ, મનુષ્ય, અશ્વ, રથ, તથા હસ્તિઓને ભેદી દશેય દિશાઓમાં વિચરતા હતા. હે મહારાજ! એ રીતે ગ્રીષ્મઋતુમાં સૂર્યનાં કીરણો નિકળે તેમ, તેના પ્રદીપ્ત હજારો મોટા બાણ નિકળતા હતા. હે મહારાજ! તેથી પીડાયલા રથિઓ તથા ઘોડેસ્વાર, વાયુથી ભાગેલા વૃક્ષની પેઠે રણભૂમિમાં પડતા હતા. હે રાજન્, એ રીતે મહારથિ વૃષસેન અશ્વ, રથ તથા હજારો હજાર હસ્તિ સમુદાયને સંગ્રામમાં પાડવા લાગ્યો. નિર્ભયની પેઠે સંગ્રામમાં વિચરતા તે એકલાને જોઇ એકઠા મળેલા સર્વ રાજાઓએ ચોતરફથી તેને વીંટી લીધો. નકુળપુત્ર શતાનિકે તે વૃષસેન સામે આવી, મર્મ ભેદનાર નારાચ નામના દશ બાણે કરી એને વીંધ્યો. કર્ણપુત્ર વૃષસેને પણ તેનું ધનુષ કાપી ધ્વજ કાપી નાંખ્યો. તે વખતે તે ભાઇના રક્ષણને ઇચ્છતા દ્રૌપદીના પાંચ પુત્રોએ ત્યાં આવી બાણના સમુદાયથી કર્ણપુત્ર વૃષસેનને જલદી ઢાંકી દીધો. તેને જોઇ સિંહનાદ કરતા તમારી તરફના અશ્વત્થામાદિક રથિઓએ ત્યાં આવી

મેઘ જેમ પર્વતોને ઢાંકે તેમ નાના પ્રકારના બાણે કરી જલદી મહારથિ દ્રૈપદી પુત્રોને ઢાંકી દીધા. તે સમયે પુત્રના રક્ષણને ઇચ્છતા, ઉગામેલા આયુધવાળા પાંડવ, પંચાલ, કેકય, મત્સ્ય, તથા સંજયોએ જલદી તેમને વારી રાખ્યા. તે વખતે તમારી તરફનાઓ સાથે પાંડવોનું દેવદાનવ સરખું રૂવાટાં ઉભાં કરનાર અત્યંત યુદ્ધ થયું. એ રીતે પરસ્પર અપરાધ કરેલા પરસ્પર સામે જોતા અત્યંત ક્રોધાયમાન થયેલા શૂરવીર કૌરવ પાંડવો યુદ્ધ કરતા હતા. તે સમયે ઘણા તેજવાળા, યુદ્ધ કરવા ઇચ્છતા તેમનાં શરીર, ક્રોધને લીધે આકાશમાં ગરૂડ પાસે રહેલા સર્પ સરખાં દેખાતાં હતાં. અને તે રણોદ્દેશ પણ ભીમ, કર્ણ, કૃપ, દ્રોણ, અશ્વત્થામા, ધૃષ્ટદ્યુમ્ન, તથા સાત્યકિએ કરી ઉદય પામેલા કાળસૂર્ય સરખો શોભતો હતો. તે વખતે વળી પરસ્પર મારતા તે મહા બળવાનોનું દેવદાનવ સરખું મહા ભયંકર યુદ્ધ થયું. જેમાં વૃદ્ધિ પામેલા સમુદ્ર સરખા શબ્દવાળું યુધિષ્ઠિરનું સૈન્ય, ભાગે છે મહારથિયો જેમાંથી એવા તમારા સૈન્યને મારવા લાગ્યું. શત્રુઓએ અત્યંત પીડેલા તથા ભંગાણ પાડેલા પોતાના સૈન્યને જોઇ 'હે શૂરવારો હવે ઘણું થયું, સંગ્રામમાંથી પલાયન માં કરો,' એમ કહી લાલ ઘોડાવાળા ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્ય, ચાર દાંતવાળા હસ્તિની પેઠે પાંડવના સૈન્યમાં પ્રવેશ કરી યુધિષ્ઠિર સામે દોડયા. પોતા સામે આવતા તેને જોઇ યુધિષ્ઠિરે કંકપત્ર બાંધેલા તીક્ષ્ણ બાણે કરી તેને વીંધ્યા, દ્રોણ પણ તેમનું ધનુષ્ કાપી જલદી તેમની પાછળ દોડયા. તે સમયે પંચાલોનું યશ વધારનાર ચક્રરક્ષક કુમારે આવતા દ્રોણને, કીનારો જેમ સમુદ્રને રોકે તેમ રોકી રાખ્યા. કુમારે વારેલા બ્રાહ્મણ શ્રેષ્ઠ દ્રોણને જોઇ, પાંડવ સેનામાં સર્વ 'સાધુ સાધુ,' એ રીતે ભાષણ કરતા સિંહનાદ કરવા લાગ્યા. તેટલામાં વળી અત્યંત ક્રોધે ભરેલા કુમારે, તે મહા સંગ્રામમાં વારંવાર સિંહની પેઠે શબ્દ કરતાં બાણે કરી દ્રોણાચાર્યને વક્ષસ્થળમાં વિંધ્યા. દ્રોણે પણ શૂરવીર શ્રેષ્ઠ વ્રતવાળા, મંત્ર તથા અસ્ત્રમાં કુશળ, તે ચક્રરક્ષક કુમારને મર્દન કર્યો. એ રીતે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ તે, સૈન્યના મધ્યમાં જઇ સર્વ દિશાઓમાં વિચરતાં તમારા સૈન્યનું રક્ષણ કરતા હતા. કુંતિપુત્ર યુધિષ્ઠિરને પ્રાપ્ત થવા સારૂ સંગ્રામમાં મુખ્ય યોદ્ધાઓ સામે દોડતા દ્રોણે, બારથી શિખંડીને, વીશથી ઉત્તમૌજાને, પાંચે કરી નકુળને, સાતથી સહદેવને બારવડે યુધિષ્ઠિરને, ત્રણ ત્રણે દ્રોપદીના પુત્રોને, પાંચે કરી સાત્યકીને, તથા દશ બાણેકરી મ-

સ્થમે વીંધી સંગ્રામમાં મુખ્ય યોદ્ધાઓને વિક્ષોભ પમાડયા. તે વખતે અત્યંત ક્રોધાગમાન થયેલા યુગંધરે વાયુથી વૃદ્ધિ પામેલા સમુદ્રની પેઠે ઘણા ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્યને વારી રાખ્યા. દ્રોણાચાર્યે પણ ગ્રંથિવગરના બાણથી યુધિષ્ઠિરને વીંધી ભલ્લ નામના બાણે કરી યુગંધરને પણ રથમાં બેસવાના સ્થાન ઉપરથી પાડી નાંખ્યો. તેટલામાં તો વિરાટ, દ્રુપદ, કેકય સાત્યકિ, શિબિ, પાંચાલ્ય, વ્યાઘ્રદત્ત, તથા પરાક્રમી સિંહસેન એટલા એ અને યુધિષ્ઠિરના રક્ષણને ઇચ્છતા બીજા પણ ઘણાક યોદ્ધાઓએ ઘણાક બાણ નાંખતાં તેનો માર્ગ વીંટી લીધો. હે રાજન્! વળી પંચાળના વ્યાઘ્રદત્તે તીક્ષ્ણ :એવા પચાસ બાણે કરી દ્રોણને વીંધ્યા. તેને જોઇ સર્વ મનુષ્ય ઉંચાસ્વરથી પોકારવા લાગ્યાં. તે ટાણે સિંહસેન પણ જલદી મહારથિ દ્રોણને વીંધી મહારથિઓને ત્રાસ પમાડી પ્રસન્નતાથી તત્કાળ હસવા લાગ્યો. તે સમયે બળવાન્ દ્રોણાચાર્યે નેત્ર ફાડી ધનુષ્યની પ્રત્યંચા ખેંચી, મોટો મોજાનો શબ્દ કરી, તેની પાછળ દોડી, સિંહસેનનું કુંડળસહિત મસ્તક તથા વ્યાઘ્રસેનનું પણ એ ભલ્લનામના બાણે કરી કાયા ઉપરથી પાડી નાંખ્યું. અને પાંડવ તરફના તે મહારથિઓને પણ બાણ સમુદાયથી વારી રાખી પોતે સર્વના અંત કરનાર મૃત્યુની પેઠે યુધિષ્ઠિરના રથની પાસે ઉભા રહ્યા. તે વખતે હે રાજન્! યુધિષ્ઠિરના સૈન્યમાં 'રાજા હણાયા, રાજા હણાયા,' એ રીતે યોદ્ધાઓનો મોટો શબ્દ થવા લાગ્યો. અને તે ટાણે દ્રોણના પરાક્રમને જોઇને પણ સૈનિકો કહેવા લાગ્યા કે, આજ દુર્યોધન રાજા જરૂર કૃતાર્થ થશે. કારણ આ મુહૂર્ત્તમાં પાંડુ પુત્ર યુધિષ્ઠિરને ગ્રહણ કરી હર્ષ પામેલા દ્રોણાચાર્ય, સંગ્રામમા આપણા દુર્યોધનરાજા પાસે આવશે, એમાં સંશય નહિ, એ રીતે તમારી તરફના મહારથિઓ ભાષણ કરવા લાગ્યા. તેટલામાં મહારથિ કુંતિપુત્ર અર્જુન, રથના શબ્દે કરી રણભૂમિને શબ્દાયમાન કરતા વેગે કરી ત્યાં આવી, રૂધિરરૂપ ઉદકવાળી, રથરૂપ આવર્તયુક્ત, શૂરના અસ્થ સમુદાયથી સંકીર્ણ પ્રેતરૂપ તીરને અપહરણ કરનારી, બાણના ઓઘરૂપ છે મોટાં ફીણ જેમાં, ભાલારૂપી મત્સ્યથી સંકુલ એવી નદી કરી વેગે કરી તેને ઉતરી કૈરવોને નસાડી મોટા બાણના સમુદાયથી તમારી તરફનાઓને ઢાંકી દેતા તથા મોહ પમાડતા હોય નહિ! તેની પેઠે તે તત્કાળ દ્રોણ સૈન્ય સામે દોડયા. એ રીતે જલદી બાણ નાંખતા તથા હમેશ બાણ સાંધતા યશસ્વી કુંતિપુત્ર અર્જુનનું કાંઇપણ છીદ્ર કોઇનાથી જોવામાં આવતું ન હતું. હે

મહારાજ, એવી રીતે ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને બાણે કરી મોટો અંધકાર કર્યો, તેથી દિશાઓ, અંતરીક્ષ, તથા પૃથ્વી ઇત્યાદિ કંઇપણ દેખાતું ન હતું. તેટલામાં સૂર્યાસ્ત થવાથી અંધકારને લીધે શત્રુ મિત્ર તથા કોઇપણ દેખાતું ન હતું. તેવા વખતને જોઇ દ્રોણ દુર્યોધનાદિકે પોતાના સૈન્યને યુદ્ધથી નિવૃત્ત થવાનો હુકમ આપ્યો. યુદ્ધથી નિવૃત્ત થયેલા તથા ત્રાસ પામેલા શત્રુઓને જાણી અર્જુને પોતાના સૈન્યનો પણ ધીરજથી અવહાર કર્યો; તે સમયે અત્યંત પ્રસન્ન થયેલા પાંડવ, સૃંજય, તથા પંચાલ મનોહર વાણીએ કરી ઋષિઓ જેમ સૂર્યની સ્તુતિ કરે તેમ અર્જુનની સ્તુતિ કરવા લાગ્યા. એ રીતે શત્રુને જીતી પ્રસન્ન થયેલા કેશવસહિત અર્જુન સર્વ સૈન્યની પાછળ પોતાના તંબુ પ્રત્યે ગયા. ઇન્દ્રનીલમણી, પદ્મરાગમણિ સુવર્ણ, હિરક, પ્રવાલ તથા મુખ્ય સ્ફટિકે કરી વિચિત્ર પ્રકારના રથમાં વિરાજમાન પાંડુ પુત્ર, નક્ષત્રે કરી વિચિત્ર પ્રકારના આકાશમાં જેવા ચંદ્રમા શોભે તેવા શોભતા હતા.

॥ मसारगल्वर्कसुवर्णरूपैर्वज्रप्रवालस्फटिकैश्चमुख्यैः ॥

॥ चित्रेरथेपांडुसुतोबभासेनक्षत्रचित्रेवियतविचंद्रः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि प्रथमदिवसावहारे गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

॥ समाप्तंयद्रोणाभिषेकपर्व ॥

## ॥ अथसंशप्तकवधपर्व ॥

संजयउवाच ॥ तेसेनेशिबिरंगत्वान्यविशेतांविशांपते ॥

॥ यथाभागंयथान्यायंयथागुल्मंचसर्वशः ॥

સંજય કહે છે—હે વિશાંપતે! એ રીતે તે બેઉ સેના, પોતપોતાના તંબુમાં જઇ ઘટતા વિભાગ પ્રમાણે પોતાની ટુકડીમાં રહી અને અત્યંત ખેદયુક્ત થયું છે ચિત્ત જેમનું એવા દ્રોણાચાર્ય પણ લજ્જાથી દુર્યોધન સામે જોઇ, આવી રીતે તેને કહેવા લાગ્યા કે પૂર્વેજ મેં તને કહ્યું હતું કે જ્યાં સુધી અર્જુન સમીપે ઉભા હોય ત્યાં સુધી યુધિષ્ઠિરને સંગ્રામમાં દેવતાઓ પણ ગ્રહણ કરવા સમર્થ થઇ શકે તેમ નથી. એ મારાં વચન

તારે સત્ય જાણવાં. કારણ શ્રીકૃષ્ણ તથા અર્જુન કોઇથી જીતી શકાય એ-
વા નથી માટે તમે સર્વ મળી તેમની પાસેથી અર્જુનને જૂદા પાડવાનો
યત્ન કરો. હે રાજન્! કોઇપણ ઉપાયે કરી તેમ જો થાય તો યુધિષ્ઠિર
રાજા તારે વશ થાય માટે તેનો ઉપાય હું બતાવું તે સાંભળ. આપણી ત-
રફનો કોઇ પણ યોદ્ધો, યુદ્ધ વાસ્તે સંગ્રામમાં તેને બોલાવી, બીજા સ્થાનકે
લેઇ જાય તો તેને જીત્યા વગર કુંતિપુત્ર તે, ક્યારેય પણ પાછો નહિ વળે.
એટલામાં તો હું અર્જુન વગરના ધર્મરાજાને તેની સેનાને ભેદી ધૃષ્ટદ્યુમ્ન
જોતાં ગ્રહણ કરી લઇશ પછી અર્જુને કરી હીન યુધિષ્ઠિર રાજા, સામે
આવતા મને જોઇ જો સંગ્રામનો ત્યાગ ન કરે તો તેમને મેં ગ્રહણ કે-
ર્યોજ છે, એમ તારે જાણવું. હે મહારાજ! એ રીતે હું ગણસહિત ધર્મ-
રાજ યુધિષ્ઠિરને તારા વશમાં લેઇ આવું, એમાં સંશય નહિ. વાસ્તે જો
સંગ્રામમાં યુધિષ્ઠિર બે ઘડી પણ રેહે ને જો ભાગે નહિ તો વિજયથી પણ
તે વધારે સારૂં. સંજય કહે છે—હે રાજન્! દ્રોણનાં એવાં વચન સાંભળી
ભાઇઓ સહિત ત્રિગર્તના અધિપતિએ આવી રીતે વચન કહ્યું કે, ગાંડીવ
ધનુષ ધરનાર અર્જુને અમારો હમેશ તિરસ્કાર કર્યો છે અને અમો નિર-
પરાધિ છતે તેણે અમારૂં અનિષ્ટ કરેલું છે તેથી એના કરેલા જૂદા તિર-
સ્કાર અમે જ્યાં સંભારીએ છીએ ત્યાં ક્રોધાગ્નિએ બળેલા અમોને રાત્રિએ
નિદ્રા પણ આવતી નથી. માટે અસ્ત્રસંપન્ન તે અમારી ચક્ષુગોચર સામે
આવશે એ ઘણું સારૂં થશે ને અમારે જે હૃદયમાં કરવાની ઇચ્છા છે તે
કર્મ અમે કરીશું. અને તમારૂં જે રીતે પ્રિય થાય ને અમારો યશ થાય
તે રીતે સંગ્રામમાંથી તેને બહાર લેઇ આવી અમો મારશું. આજ કાંતો
અર્જુન વગરની અને કાંતો ત્રિગર્ત વિનાની પૃથ્વી થાઓ. એ અમે સત્ય
પ્રતિજ્ઞા કરીએ છીએ તે મિથ્યા નહિ થાય. એ રીતે સત્યરથ, સત્યવર્મા,
સત્યવ્રત, સત્યેષુ તથા સત્યકર્મા કહી, એકઠા મળેલા તે પાંચ ભાઇઓ દશ
હજાર રથ સહિત સંગ્રામમાં સપથ ખાઇ તૈયાર થયા. માલવ તથા તુંડી-
કેર રાજાઓ પણ ત્રીશ હજાર રથ સુધાં શપથ લઇ તૈયાર થયા; તેમજ
પુરૂષમાં સિંહરૂપ પ્રસ્થલાપુરીનો પતિ ત્રિનિર્તાધિપતિ સુશર્મા પણ માવેલ્લક,
લલિત્થ; તથા મદ્રકોને સાથે લેઇ દશ હજાર રથ તથા ભાઇઓ સહિત
નિકળ્યો. તેમ અનેક દેશના દશ હજાર બીજા પણ શ્રેષ્ઠરથિઓ શપથ ખાવા
નિકળ્યા. પછી તે સર્વ અગ્નિની પૂજા કરી તેમાં જૂદા જૂદા હોમ કરી

કુશમાં ચીર તથા વિચિત્ર પ્રકારનાં કવચ ગ્રહણ કરી ઘૃતાક્ત શરીરવાળા, ઘણી દક્ષિણા આપનાર, પ્રત્યંચારૂપ મેખળાવાળા, યજન કરનાર, પુત્રવાન્, કૃત્ય કરેલા સંગ્રામમાં શરીરનો ત્યાગ કરનાર, યશ તથા વિજયને ઇચ્છિનારા, બ્રહ્મચર્ય તથા વેદાધ્યયન છે મુખ્ય જેમાં એવા કર્મે કરી તથા ઘણી દક્ષિણાવાળા યજ્ઞે કરી પ્રાપ્ય એવા લોકને યુદ્ધે કરી જલદી પામવાને ઇચ્છિતા તે, બ્રાહ્મણોમે તૃપ્ત કરી તેમને સુવર્ણ, ગાયો તથા વસ્ત્રોનાં દાન આપી અગ્નિ પ્રજ્વલિત કરી તેની સમીપે સર્વ પ્રાણિ સાંભળે તે રીતે મોટેથી પોકારી આવી રીતે અર્જુન વધ વિષે દૃઢ પ્રતિજ્ઞા કરવા લાગ્યા કે, વ્રત ન કરનાર, બ્રહ્મહત્યારા, મદીરા પાન કરનાર, ગુરૂ સ્ત્રી વિષે આસક્ત, બ્રહ્મસ્વ હરણ કરનાર, રાજાનું લેનાર, શરણાગતનો ત્યાગ કરનાર, યાચના કરનારને હણનાર, પારકા ઘરમાં અગ્નિ મૂકનાર, ગાયને હણનાર, પારકાનો તિરસ્કાર કરનાર, બ્રાહ્મણ તથા વેદના દ્વેષી, ઋતુકાળ વિષે પોતાની સ્ત્રી સાથે મોહથી ન ગમન કરનાર, શ્રાદ્ધને દિવસે મૈથુન કરનાર, પોતાની જાતિ છૂપાવનાર, સંન્યાસી તથા વૈરાગી પાસેથી વેરો લેનાર, મોઢેથી પ્રતિજ્ઞા કરી તે કામ ન કરનાર, નપુંસક સાથે યુદ્ધ કરનાર, નીચને અનુસરનાર, પરલોકને ન માનનાર, અગ્નિ તથા માતા પિતાનો ત્યાગ કરનાર, તથા નિરંતર પાપ કરનારાઓને જે લોક મળે છે તે લોકને, અર્જુનને સંગ્રામમાં માર્યા વગર પાછા વળીએ વા તેણે પીડિત કરેલા તેના ત્રાસને લીધે સંગ્રામથી વિમુખ થઇએ તોય પણ અમે પામીએ અને સંગ્રામમાં કોઇથી ન બને એવું કર્મ કરીએ તો ઇચ્છિત લોકને પ્રાપ્ત થઇએ એમાં સંશય નહિ. એમ કહી શૂરવીર તે, અર્જુનને બોલાવતાં યુદ્ધમાં સામે આવ્યા, એટલે તેમને જોઇ પારકા શેહેરને જીતનાર અર્જુને ધર્મરાજને આવી રીતે વચન કહ્યું કે, હે રાજન્! આ સંશપ્તકગણ તથા ભાઇઓ સહિત સુશર્મા મહાસંગ્રામમાં મને બોલાવે છે, તેમ મારૂં એવું વ્રત છે જે સંગ્રામમાં કોઇ પણ મને બોલાવે તો હું પાછો ન વળું માટે ગણસહિત આ સુશર્માના વધની મને આજ્ઞા આપવા યોગ્ય છો. હે પુરૂર્ષભ, સંગ્રામમાં પારકા બોલાવે તે હું સહન કરી શકું નહિ. માટે પ્રતિજ્ઞા કરી હું સત્ય કહું છું કે, સંગ્રામમાં શત્રુઓ હણાયાજ છે એમ તમે, જાણો. એવાં અર્જુનનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે તાત, હે મહારથિ, દ્રોણે જેમને ગ્રહણ કરવા વિષે પ્રતિજ્ઞા કરી છે તે તું યથાર્થ જાણે છે. તેમ તે, બળવાન્, શૂરવીર અસ્ત્ર

શીખેલા તથા જીતેલા છે શ્રમ જેણે એવા છે વાસ્તે તેનું ઇચ્છિત જે રીતે અસત્ય થાય તે રીતે તું કર. એવાં મોટા ભાઈનાં વચન સાંભળી વળી અર્જુને કહ્યું કે, હે રાજન્! આ સત્યજિત્, યુદ્ધમાં આજ તમારી રક્ષા કરશે. તેથી આચાર્યનો મનોરથ પૂર્ણ નહિ થાય. અને જ્યારે પુરૂષમાં સિંહરૂપ તેજ હણાશે ત્યારે એકઠા મળેલા સર્વ યોદ્ધાઓ પણ કોઇ રીતે ઉભા રહી નહિ શકે. એવાં અર્જુનનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા ધર્મરાજાએ સ્નેહથી મળી આશીર્વાદ આપી જવાની આજ્ઞા કરી. એટલે બળવાન્ અર્જુન, એમને મૂકી ભૂખ્યો સિંહ જેમ પોતાની ભૂખ ટાળવા સારૂ મૃગના ગણ પ્રત્યે જાય તેમ ત્રિગર્ત સામે જવા લાગ્યા. તે સમયે અત્યંત હર્ષિત થયેલું દુર્યોધનનું સૈન્ય, અર્જુન વગરના ધર્મરાજને નિગ્રહ કરવા સારૂ અત્યંત ક્રોધાવિષ્ટ થયું. તે વખતે તે બેઉ સેના બળથી વર્ષાઋતુમાં વૃદ્ધિ પામેલા જળવાળી ગંગા તથા સરયૂ જેમ વેગે કરી: પરસ્પર સામે આવે તેમ અન્યોન્ય સામે આવવા લાગી.

॥ ततोन्योन्येनतेसैन्येसमाजग्मतुरोजसा ॥

॥ गंगासरय्वौवेगेनप्रावृषीवोल्बणोदके ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि धनंजययाने गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

संजयउवाच ॥ ततःसंशप्तकाराजन्समेदेशेव्यवस्थिताः ॥

॥ व्यूह्यानीकंरथैरेवचंद्राकारंमुदायुताः ॥

સંજય કહે છે—હે રાજન્! તેટલામાં રથે કરી સૈન્યનો ચંદ્રાકાર વ્યૂહ કરી હર્ષિત થઈ સમાન દેશમાં ઉભેલા સંશપ્તક સામે આવતા અર્જુનને જોઈ પુરૂષમાં સિંહરૂપ તે મોટેથી શબ્દ કરવા લાગ્યા. જે શબ્દ સર્વ દિશા વિદિશા તથા આકાશને વિંટાઈ ગયો. તેથી તેનો પ્રતિધ્વની ન થયો એ રીતે અત્યંત પ્રસન્ન થઇ ઉભેલા તેમને જોઇ કંઇક હાસ્ય કરી અર્જુને શ્રીકૃષ્ણને આવી રીતે વચન કહ્યું કે, હે દેવકીપુત્ર, આજ સંગ્રામમાં મરવાને ઇચ્છતા રોવા માટે અત્યંત પ્રસન્ન થતા આ ત્રૈગર્ત ભાઇઓને જૂવો, વા જરૂર ત્રૈગર્તોને આ હર્ષનો સમય પ્રાપ્ત થયો, કારણ કુત્સિન

પુરૂષો દુઃખે કરીને પણ જે લોકને પામે નહિ એવા ઉત્તમ લોકને તેઓ પામશે. એ રીતે મહાબાહુ અર્જુને ઋષિકેશ ભગવાનને કહી વ્યૂહ રચનાથી ઉભેલા ત્રિગર્તોની સેના પાસે જઇ શબ્દે કરી દિશાઓને પૂરતાં મોટા વેગે કરી સુવર્ણથી શોભિતો દેવદત્ત નામનો પોતાનો શંખ વગાડયો. તેના શબ્દથી ત્રાસ પામેલી સંશપ્તકની સેના, કાળમીઢ પાષાણુની સેના સરખી ચેષ્ટા રહિત થઇ સંગ્રામમાં ઉભી રહી. અને સ્તબ્ધ થઇ ગયા છે કાન ગ્રીવા તથા ચરણ જેમના એવા નેત્ર ફાડેલા તેમનાં વાહન પણ મુત્ર તથા રૂધિર સ્ત્રવવા લાગ્યાં. પાછી સંજ્ઞા પામી સેનાને સારી રીતે ઉભી રાખી તેમણે એક વખતે ગૃધ્રના પીછ બાંધેલા બાણ અર્જુન ઉપર નાંખ્યા; તે આવતા હજારો બાણને પરાક્રમી અર્જુને આવ્યાથી અગાઉ પંદર બાણે કરી જલદી કાપી નાખ્યા. વળી તે ત્રિગર્તના યોદ્ધાઓએ દશ દશ બાણે કરી અર્જુનને વાંધ્યા, અને તેણે પણ ત્રણ ત્રણ બાણે કરી તેમને વીંધ્યા. હે રાજન્! વળી તે એક એક યોદ્ધાએ પાંચ પાંચ બાણે કરી અર્જુનને વાંધ્યો. તેમજ પરાક્રમી તેણે પણ બે બે બાણે કરી તેમને વીંધ્યા. વળી અત્યંત ક્રોધાયમાન થયેલા ત્રિગર્તોએ મેઘ જેમ વૃષ્ટિએ કરી તળાવને ઢાંકી દે તેમ તીક્ષ્ણ બાણે કરી કેશવ સહિત અર્જુનને ઢાંકી દીધા. તેટલામાં વળી ત્રિગર્ત તરફથી હજારો બાણ, વનમાં પ્રફુલ્લિત થયેલા વૃક્ષગણ ઉપર જેમ ભ્રમરના સમુદાય આવે તેમ અર્જુન ઉપર આવવા લાગ્યા. તે વખતે સુબાહુએ પર્વત સરખા કઠોર ત્રીસ બાણે કરી અર્જુનને અત્યંત મુગટ વિષે વીંધ્યા. મુકુટ વિષે રહેલા સુવર્ણના પુંખવાળા તીક્ષ્ણ બાણે કરી સુવર્ણમય શિરો ભૂષણવાળા અર્જુન, ઉદય પામેલા સૂર્ય સરખા શોભતા હતા. તેમણે પણ ભલ્લનામના બાણે કરી સુબાહુના હસ્તભૂષણને કાપી તેની ઉપર બાણનો વર્ષાદ કર્યો. તેટલામાં સુશર્મા, સુરથ, સુધર્મા, સુધનું તથા સુબાહુએ અર્જુન ઉપર દશ દશ બાણ નાંખ્યા. તે આવતા બાણોને વાનરધ્વજ અર્જુને જૂદા જૂદા ભલ્લ નામના બાણથી કાપી, એમના ધ્વજને પણ વીંધ્યા. અને સુધન્વાનું તો ધનુષ્ કાપી ઘોડાઓને મારી સંગ્રામમાં પેરવાની ટોપી સહિત એનું મસ્તક કાયા ઉપરથી પાડી નાખ્યું. તે શૂરવીર હણાયો તેને જોઈ તેની પાછળ ચાલનારા ભયભિત થઇ જ્યાં દુર્યોધનનું સૈન્ય હતુ ત્યાં ભાગી ગયા. તે સમયે અત્યંત ક્રોધાયમાન થયેલા ઇન્દ્ર પુત્ર અર્જુને, અવિછિન્ન બાણ સમુદાયથી સૂર્ય જેમ કિરણોએ કરી અંધકારનો નાશ કરે

તેમ તે મોટી સેનાનો નાશ કરવા માંડ્યો. એ રીતે સૈન્યમાં ભંગાણુ પડ્યું. ચોતરફ તે, ભાગવા લાગ્યું. તથા અર્જુન અત્યંત ક્રોધાયમાન થયા, તેને જોઇ ત્રિગર્તોને ભય પ્રાપ્ત થયું. તે સમયે ગ્રંથિ વગરના બાણે કરી અર્જુને મારવા માંડેલા તે, ત્રાસ પામેલા મૃગગણુની પેઠે તે તે ઠેકાણે ગોહ પામવા લાગ્યા. તે વખતે ક્રોધ પામેલા ત્રિગર્ત રાજાએ તે મહારથિઓને કહ્યું કે, હે શૂરવીરો ભાગવાથી હવે ઘણું થયું. આ ટાણે તમો ભય પામવા લાયક નથી. તેમ સર્વ સૈન્ય જોતાં તમોએ ભયંકર શપથ ખાધેલા છે માટે દુર્યોધનના સૈન્યમાં જઇ શું બોલશો. આ કર્મથી લોકમાં, એકઠા મળેલા આપણે હાસ્ય કરવા લાયક કેમ ન થઇએ ? માટે વિચાર કરી પાછા વળી બળ પ્રમાણે પરાક્રમ દેખાડો. હે રાજન્ ! એવાં તેનાં વચન સાંભળી વારંવાર મોટેથી શબ્દ કરતા શૂરવીર તે, પરસ્પર હર્ષ કરતા શંખ વગાડવા લાગ્યા. અને તે સંશપ્તકગણ, નારાયણ તથા ગોપાળ નામના ગણ, મૃત્યુનો ભય મૂકી પાછા આવ્યા.

॥ ततस्तेसंन्यवर्तंतसंशप्तकगणाःपुनः ॥
॥ नारायणाश्चगोपालामृत्युंकृत्वाऽनिवर्तनं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि सुधन्ववधे गुर्जरभाषायां अष्टादशोऽध्यायः ॥ १८ ॥

---

संजयउवाच ॥ दृष्ट्वातुसंनिवृत्तांस्तान्संशप्तकगणान्पुनः ॥
॥ वासुदेवमहात्मानमर्जुनःसमभाषत ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, ફરી પાછા આવેલા તે સંશપ્તકગણને જોઇ અર્જુને મહાત્મા વાસુદેવ ભગવાનને કહ્યું કે, હે ઋષીકેશ, આ સંશપ્તકગણ પ્રત્યે ઘોડાઓને હાંકો. કારણ જીવતા સુધી એ સંગ્રામનો ત્યાગ નહિ કરે એવી મારી મતિ છે. ને મારા ભયંકર અસ્ત્રબળ, બાહુબળ તથા ધનુષબળને જુવો. આજજ હું, ક્રોધાયમાન થયેલા રૂદ્ર જેમ પશુને પાડે તેમ એમને પાડીશ. એવાં અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન્ હાસ્ય કરી 'તારૂં કલ્યાણ થાઓ, તારૂં કલ્યાણ થાઓ' એ રીતે તેને આશિષ આપી ક્રોધથી સહન થાય નહિ એવા અર્જુન, જે જે સ્થાનકે જવા-

ની ઇચ્છા કરે છે તે તે ઠેકાણે પોતે રથ લેઇ જાય છે. સંગ્રામમાં ઉધુક્ત થયેલો તે રથ, શ્વેત અશ્વોએ વહન કરેલું આકાશમાં વિમાન શોભે તેવો અત્યંત શોભતો હતો. હે રાજન્! પૂર્વે દેવાસુર યુદ્ધમાં ઇંદ્રનો રથ જેમ ફરતો હતો તેમ આ રથ પણ જવું, પાછું ફરવું ઈત્યાદિ મંડળાકાર ક્રિયા કરતો હતો તેટલામાં વિવિધ પ્રકારનાં આયુદ્ધ છે હાથમાં જેમના એવા ક્રોધાયમાન થયેલા નારાયણ યોદ્ધાઓએ, ચોતરફથી અર્જુનને વીંટી, બાણ સમુદાયે કરી બેઘડીમાં કૃષ્ણસહિત કુંતિપુત્ર અર્જુનને ઢાંકી દીધા. તેથી ક્રોધાયમાન થયેલા બમણું કર્યું છે પરાક્રમ જેણે એવા અર્જુને, ક્રોધસૂચક ભ્રકુટિ ચઢાવી જલદી ગાંડીવધનુષ ખેંચી દેવદત્ત નામનો પોતાનો મોટો શંખ વગાડી શત્રુ સમુદાયને હણનાર ત્વષ્ટાનું અસ્ત્ર નાંખ્યું. જેથી જૂદાં જૂદાં હજારો રૂપ ઉત્પન્ન થયાં. પોતાના પ્રતિબિંબ રૂપને, નાના પ્રકારના રૂપે કરી મોહ પામેલા અને અત્યંત મૂઢ થયેલા તે, પરસ્પર અર્જુન જાણી એક બીજાઓને આ અર્જુન, આ ગોવિંદ, આ પાંડવ, અને આ યાદવ, એમ ભાષણ કરતા સંગ્રામમાં મારવા લાગ્યા. એ રીતે પરમાસ્ત્રેકરી મોહ પામેલા તે ક્ષય પામવા માંડ્યા. તે વખતે યોદ્ધાઓ પુષ્પવાળા ખાખરાના વૃક્ષ સરખા સંગ્રામમાં શોભતા હતા. એ પ્રમાણે અર્જુને મૂકેલા તે અસ્ત્રે, તેમણે નાખેલા હજારો બાણને બાળી તે શૂરવીરોને યમપુરીમાં મોકલી દીધા. તે સમયે અર્જુન અત્યંત હાસ્ય કરી લલિત્થ, માલવ, માવેલ્લક તથા ત્રિગર્તના યોદ્ધાઓને પણ બાણેકરી પીડવા લાગ્યા તેથી શૂરવીર અર્જુને મારવા માંડેલા કાળે પ્રેરેલા તે ક્ષત્રિઓ નાના પ્રકારના બાણ સમુદાય અર્જુન ઉપર નાંખવા લાગ્યા. તે ભયંકર બાણવૃષ્ટિથી વીંટાવાને લીધે ધ્વજ, અર્જુન, રથ તથા કેશવ ભગવાન્ પણ દેખાતા નહતા. એ રીતે બાણના લક્ષરૂપ શ્રીકૃષ્ણ તથા અર્જુન ન દેખાવાથી કૃષ્ણ તથા અર્જુન હણાયા એ રીતે મોટેથી પોકાર કરતા તે હર્ષથી વસ્ત્ર હલાવવા લાગ્યા. તેમજ હે મારિષ, હજારો શૂરવીર, ભેરી, મૃદંગ, તથા શંખનાદ સાથે ઉગ્ર સિંહનાદ કરવા લાગ્યા. તે સમયે ઘર્મથી અત્યંત ખેદ પામેલા શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે, હે પાર્થ, હે શત્રુહન્, તું ક્યાં છે. હું તને જોતો નથી શું તું જીવે છે? એવું શ્રીકૃષ્ણનું ભાષણ સાંભળી ઉતાવળા થયેલા અર્જુને વાયવ્યાસ્ત્રે કરી તેમની નાંખેલી બાણ વૃષ્ટિને નાશ કરી. તેટલામાં વાયવ્યાસ્ત્રમાંથી નિકળેલો સમર્થ વાયુ, સુકા પાંદડાના સમુદાયની પેઠે અશ્વ,

હસ્તિ, રથ તથા આયુધ સહિત સંશપ્તકગણને વહન કરવા લાગ્યો. વાયુએ વહન કરેલા તે, વૃક્ષમાંથી વખતસર ઉડવાનો આરંભ કરતા પક્ષિયો શોભે તેવા અત્યંત શોભતા હતા. તે રીતે ઉતાવળા થયેલા અર્જુન તેમને વ્યાકુળ કરી, તીક્ષ્ણ બાણથી હજારોને મારતાં વળી ભલ્લ નામના બાણવડે કેટલાક યોદ્ધાઓનાં મસ્તક, આયુધ સહિત હસ્તિની સૂંઢ સરખા બાહુ તથા સાથળોને પણ પૃથ્વીમાં પાડતા હતા. વાંસામાં વાગેલા, ચરણ વગરના બાહુ, પાર્શ્વ તથા દક્ષિણ વિષે આકુળ, નાના પ્રકારના અવયવ તથા અંગે કરી હીન એવા કેટલાક શત્રુને તેમણે કર્યા. વળી જેણે વિધિએ કરી રચેલા ગંધર્વ નગર સરખા રથોના, બાણવડે કટકા કરી શત્રુઓને અશ્વ, રથ તથા હસ્તિ રહિત કર્યા. કોઇ કોઇ ઠેકાણે તેણે ભાગેલા કેટલાક શૂન્ય રથો પાંદડા વગરના તાલ વનની પેઠે શોભતા હતા. તેમજ કેટલાક તેણે હણેલા માવત, પતાકા, અંકુશ તથા ધ્વજ સહિત હસ્તિઓ ઇંદ્રના વજ્રે હણેલા દ્રુમવાળા પર્વતની પેઠે પડતા હતા. ચમરી છે શિરોભૂષણ જેમને એવા કવચ પેહેરેલા, ત્રાસ પામેલા નેત્રવાળા, અર્જુનના બાણથી હણાયલા સવાર સહિત ઘોડાઓ પણ પૃથ્વીમાં પડતા હતા, તેમજ તેના બાણથી કપાઇ ગયેલાં શસ્ત્ર તથા કવચવાળા કૃપણ પાયદળ પણ રણભૂમીમાં શયન કરતા હતા. એ રીતે તેણે હણેલા, હણવા માંડેલા, પડતા, પડેલા, ભમતા તથા શબ્દ કરતા પ્રાણિઓએ કરી ભયંકર તે રણસ્થાન શોભતું હતું. અત્યંત ઉડતી ઘણીક રજ પણ રૂધિરની વૃષ્ટિએ કરી શાંત થઇ ગઇ, ને હજારો મસ્તક વગરના શરીરે કરી સંકુલ રણભૂમિ પણ દુઃખે કરી જઇ શકાય નહિ એવી થઇ હતી, વખતસર પશુને હણતા રૂદ્રની ક્રિડા સરખું ભયંકર અર્જુનનું યુદ્ધ સંગ્રામમાં શોભતું હતું. અર્જુને મારવા માંડેલા તેથી વ્યાકુળ છે અશ્વ, રથ તથા હસ્તિ જેમના એવા ક્ષીણ થયેલા તથા ઇંદ્રના અતિથિપણાને પ્રાપ્ત થયેલા તે, તેનીજ સન્મુખ ઉભા રેહેતા હતા. હે ભરતશ્રેષ્ઠ! હણાએલા પ્રેત થયેલા તે મહારથિઓએ કરી આસ્તિર્ણ ને રણભૂમિ ચોતરફથી અત્યંત શોભતી હતી. એ રીતે અર્જુન પ્રમત્ત થયા એ છિદ્ર જોઇ સૈન્યનો વ્યૂહ રચનાર દ્રોણાચાર્ય યુધિષ્ટિર સામે દોડયા. તેને જોઇ યુધિષ્ટિરના રક્ષણને ઇચ્છતા વ્યૂહ રચનાથી ઉભેલા પ્રહાર કરનાર યોદ્ધાઓ જલદી તેની સામે ચાલ્યા. તે સમયે મોટું યુદ્ધ થયું.

॥ तं व्यपेतं त्वरिताव्यूढानीकाः महारथिनः ॥
॥ युधिष्ठिरं परीप्सन्तस्तदासीत्तुमुलं महत् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि अर्जुनसंशप्तकयुद्धे गुर्जरभाषायां ऊनविंशोऽध्यायः ॥ १९ ॥

---

संजयउवाच ॥ परिणाम्यनिशांतांतुभारद्वाजोमहारथः ॥
॥ उक्त्वासुबहुराजेंद्रवचनंवैसुयोधनं ॥

સંજય કહે છે—હે રાજેંદ્ર, મહારથિ દ્રોણાચાર્ય, તે રાત્રિ જવા દઇ ઘણાંક વચન દુર્યોધનને કહી સંશપ્તકગણ સાથે અર્જુનનો યોગ કરી તે સંશપ્તક વધ પ્રત્યે નિકળ્યા. ત્યારે હે ભરતશ્રેષ્ઠ, બ્યૂહ રચના કરેલા દ્રોણાચાર્ય પાંડવોની મોટી સેના પ્રત્યે ધર્મરાજને ગ્રહણ કરવાની ઇચ્છા સારૂ ગયા. દ્રોણાચાર્યે કરેલા તે સુપર્ણ નામના બ્યૂહને જોઇ યુધિષ્ઠિરે પોતાના સૈન્યનો મંડળાધ નામનો બ્યૂહ રચ્યો. હે ધૃતરાષ્ટ્ર, તમારી તરફના સુપર્ણ બ્યૂહનું મહારથિ દ્રોણાચાર્ય મુખ, પાછળ ચાલનાર તથા ભાઇઓથી વિંટાયલા દુર્યોધન રાજા મસ્તક, કૃતવર્મા તથા બાણ ફેંકનારમાં શ્રેષ્ઠ કૃપાચાર્ય એ નેત્ર, ભૂતશર્મા,ક્ષેમશર્મા, પરાક્રમી કરકાક્ષ, કલિંગ, સિંહલ,પ્રાચ્ય,શૂરવીર આભીર, દાશેરક, શક, યવન, કાંબોજ, હંસપથ, શૂરસેન, દરદ, મદ્ર તથા કેકય, ગજ, અશ્વ, રથ તથા પાયદળના ઓઘ સહિત કવચ પેહેરેલા એટલા ગ્રીવા, ભૂરીશ્રવા, શલ્ય, સોમદત્ત, તથા બાલ્હિક, એટલા સેનાથી વિંટાયલા શૂરવીર દક્ષિણ પાર્શ્વને આશ્રય કરી રહ્યા હતા. તેમજ અવંતિના વિંદ તથા અનુવિંદ તથા કાંબોજ દેશને સુદક્ષિણ એટલા વામ પાર્શ્વને આશ્રય કરી દ્રોણ પુત્રની આગળ રહ્યા હતા. કલિંગ, અંબષ્ટ, માગધ, પૌંડ્ર, મદ્રક, ગાંધાર શકુન, પ્રાચ્ય, પાર્વતીય, તથા વસાતયો પૃષ્ઠ ભાગ વિષે રહ્યા હતા. અનેક દેશમાંથી આવેલી સેના તથા પુત્ર, જ્ઞાતિ બાંધવ સહિત સૂર્ય પુત્ર કર્ણ પૂચ્છ વિષે રહેલો હતો. જયદ્રથ, ભીમ રથ, સંપાતિ, ઋષભ, જય, ભૂમીંજય, વૃષક્રાથ તથા મહા બળવાન નૈષધ, બ્રહ્મલોકમાં જનાર યુદ્ધમાં ચતુર મોટા સૈન્ય સહિત એટલા બ્યૂહના વક્ષસ્થલવિષે રહ્યા હતા. હે રાજન્! એ રીતે પાયદળ, અશ્વ તથા રથ તથા હસ્તિએ કરી દ્રોણે રચેલો તે બ્યૂહ, વાયુએ વૃદ્ધિ

પમાડવાથી નૃત્ય કરતા સમુદ્ર સરખો દેખાતો હતો. અને તેના પક્ષ તથા પ્રપક્ષમાંથી જેમ વર્ષાઋતુમાં સર્વ દિશાઓમાંથી વિજળી તથા કડાકા સહિત મેઘ નિકળે તેમ યુદ્ધ કરનાર નિકળતા હતા. તેના મધ્યમાં સજ્જ થયેલા હસ્તિ ઉપર વિરાજમાન ભગદત્ત, ઉદય વખતે જેવો સૂર્ય શોભે તેવો શોભતો હતો અને તેના મસ્તકપર રહેલું પુષ્પમાળાની ઝાલરવાળુ શ્વેત છત્ર શરદઋતુના પૂર્ણ ચંદ્ર સરખું શોભતું હતું. તેમ નીલ અંજનના પર્વત સરખો મદાંધ તેનો હસ્તિ પણ અત્યંત વર્ષાદ જેની ઉપર પડે છે એવો, મોટો પર્વત શોભે તેવો શોભતો હતો. તે હસ્તિ ઉપર બેઠેલો તે, વિવિધ પ્રકારનાં છે આયુધ તથા ભૂષણ જેમનાં એવા શૂરવીર અનેક રાજાઓથી તથા પાર્વતીય રાજાઓથી દેવગણે કરી ઇન્દ્ર શોભે તેવો શોભતો હતો. મનુષ્યથી ન બની શકે તથા શત્રુથી જીતી શકાય નહિ એવા વ્યૂહને જોઇ યુધિષ્ઠિરે ધૃષ્ટદ્યુમ્નને આવી રીતે વચન કહ્યું કે હે પ્રભો! હે પારેવા સરખો છે વર્ણ જેનો એવા અશ્વવાળા, જે રીતે આજ હું બ્રાહ્મણને વશ ન થઉં તે રીતે નીતિ કર. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી ધૃષ્ટદ્યુમ્ને કહ્યું કે, હે રૂડા વ્રતવાળા, દ્રોણ યત્ન કરશે તથાપિ તેને વશ તમો નહિ થાઓ. કારણ આજ પાછળ ચાલનાર સહિત દ્રોણને હું વારી રાખીશ. હે કૌરવ્ય, હું જીવતે તમો ઉદ્વેગ કરવા યોગ્ય નથી. કારણ સંગ્રામમાં કોઇ રીતે પણ દ્રોણ મને જીતવા સમર્થ થઇ શકે તેમ નથી. સંજય કહે છે. હે ધૃતરાષ્ટ્ર, એટલાં વચન કહી પારેવા સરખો છે વર્ણ જેનો એવા ઘોડાવાળો બળવાન્ દ્રુપદ પુત્ર ધૃષ્ટદ્યુમ્ન બાણ નાખતો પોતે દ્રોણ સામે દોડયો. અનિષ્ઠ છે દર્શન જેનું એવા સામે આવેલા ધૃષ્ટદ્યુમ્નને જોઇ ક્ષણમાત્રમાં દ્રોણાચાર્ય, નથી અત્યંત પ્રસન્ન મન જેનું એવા થયા. એવા દ્રોણાચાર્યને જોઇ શત્રુનો નાશ કરનાર તમારા દુર્મુખ નામના પુત્રે, દ્રોણનું પ્રિય કરવાની ઇચ્છા સારૂ ધૃષ્ટદ્યુમ્નને વારી રાખ્યો. તે વખતે શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન તથા દુર્મુખનો પરસ્પર અત્યંત ભયંકર પ્રહાર થયો. તે સમયે ધૃષ્ટદ્યુમ્ને બાણ સમુદાયથી જલદી દુર્મુખને ઢાંકી મોટા બાણ સમુદાયવડે દ્રોણને વારી રાખ્યા તેણે વારેલા દ્રોણને જોઇ અતિ પ્રયત્નવાન્ તમારા પુત્રે અનેક તરેના બાણ સમુદાયથી ધૃષ્ટદ્યુમ્નને મોહ પમાડયો. એ રીતે તે બેઉ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તેટલામાં દ્રોણાચાર્ય બાણે કરી યુધિષ્ઠિરના સૈન્યને પીડવા લાગ્યા. વાયુએ કરી જેમ વાદળાં ચોતરફ જૂદાં પડી જાય, તેમ કોઇ કોઇ

ઠેકાણે યુધિષ્ઠિરનાં સૈન્ય જૂદાં પડી ગયાં. હે રાજન ! એ રીતે મુહૂર્ત માત્ર તો આનંદકારક યુદ્ધ થયું; અને પછી ઉન્મત્તની પેઠે મર્યાદ વગર યુદ્ધ થવા લાગ્યું. જેમાં પોતાના તથા પારકા જાણવામાં આવે નહિ તેથી અનુમાન તથા સંજ્ઞાએ કરી યુદ્ધ થતું હતું. તે વેખતે તે યોદ્ધાઓના મસ્તકમણિ, કંઠાભરણ, બીજાં ભૂષણ તથા કવચો વિષે રહેલી સૂર્ય વર્ણ સરખી કિરણો અત્યંત શોભતી હતી. અને તેમના મોટા પતાકાવાળા રથ, હસ્તિ તથા ઘોડાઓનું રૂપ જળસહિત મેઘસરખું બગલાઓને દીસતું હતું ને સંગ્રામમાં પાયદળ, પાયદળોને, ઘોડેસ્વાર, ઘોડેસ્વારોને, રથિ રથિઓને તથા હસ્તિ ઉપર બેસનાર, તે ઉપર બેસનારને મારતા હતા. ઉંચા છે માથે પતાકા જેમને એવા હસ્તિઓનું બીજા હસ્તિઓ સાથે ભયંકર યુદ્ધ થતું હતું. પરસ્પર અથડાતા તથા ખેંચતા તેમના પરસ્પર દાંતના ઘસાવાથી ધૂમસહિત અગ્નિ ઉત્પન્ન થયો હતો. તે ટાણે મોટા છે પતાકા જેની ઉપર એવા, દાંતથી ઉત્પન્ન થયેલા અગ્નિવાળા તે હસ્તિઓ આકાશમાં રહેલા વિદ્યુતસહિત મેઘ સરખા દિસતા હતા. પરસ્પર ફેંકતા, શબ્દ કરતા, તથા પડતા હસ્તિઓએ કરી વ્યાપ્ત રણભૂમી શરદ ઋતુમાં મેઘના ઓઘથી આકાશ શોભે તેવી શોભતી હતી. બાણ ભાલા તથા ખડ્ગે કરી ચો તરફથી હણેલા હસ્તિઓનો શબ્દ પ્રલય સમયના મેઘ સરખો ભયંકર થતો હતો. ભાલા તથા બાણેકરી હણાયલા કેટલાક હસ્તિઓ ત્રાસ પામવા લાગ્યા. અને કેટલાક ભયંકર શબ્દ સાંભળીનેજ ભાગતા હતા. બીજા હસ્તિઓએ દાંતે કરી હણેલા કેટલાક હસ્તિઓ ઉત્પાત સમયના મેઘની પેઠે ભયંકર શબ્દ કરતા હતા. શ્રેષ્ઠ હસ્તિઓએ પાછા વાળેલા કેટલાક હસ્તિઓ ઉત્તમ અંકુશથી ભયભીત થઇ પાછા આવતા હતા. મોટા મોટા લોકોએ ભાલા તથા બાણથી હણેલા મોટા માવદ, મૂકાઇ ગયાં છે હાથમાંથી આયુદ્ધ તથા અંકુશ જેમનાં એવા થઇ પૃથ્વી ઉપર પડતા હતા. કેટલાક મનુષ્ય વગરના શબ્દ કરતા હસ્તિઓ કપાઇ ગયેલા વાદળાની પેઠે ચોતરફ પડતા હતા. હણાએલા પડેલા તથા આયુદ્ધ વગરનાઓને વહન કરનાર એકાકી રહેવા ચાહાતા કેટલાક મોટા હસ્તિઓ દિશાઓમાં ભાગી જતા હતા. ભાલા તરવાર તથા ફરશીથી મારેલા તથા મારવા માંડેલા કેટલાક હસ્તિઓ પીડિત સ્વર કરી સંગ્રામમાં પડતા હતા. તેથી પર્વત સરખી પડતી તેમની કાયાએ કરી હણાયલી પૃથ્વી મોટા શબ્દ સાથે કંપાયમાન થઇ. પતાકા તથા માવતસહિત

ચોતરફ પડતા હસ્તિઓએ કરી રણભૂમી ચોતરફ પડેલા પર્વતેકરી શોભે તેમ શોભતી હતી. હસ્તિ ઉપર બેઠેલા, ભેદાયલા હૃદયવાળા, પડી ગયા છે હાથમાંથી અંકુશ તથા ભાલા જેમના એવા મોટા માવતોને, રથિઓ ભલ્લનામના બાણથી પાડતા હતા. નારાચ નામના બાણથી હણાએલા કેટલાક હસ્તિઓ ક્રૌંચ પક્ષિની પેઠે શબ્દ ઉચરતા પોતાના તથા પારકાઓને મર્દન કરતા દશેય દિશાઓમાં દોડતા હતા. હે રાજન્! ગજ, અશ્વ, રથ, તથા યોદ્ધાઓના શરીર સમુદાયથી પૃથ્વી માંસ તથા રૂધિરના ગારાવાળી થઇ હતી. દાંતના અગ્રભાગે કરી બીજા હસ્તિઓએ, મારેલા હસ્તિઓ, મહારથિઓ, ચક્રસહિત તથા ભાગેલા ચક્રવાળા રથો, રથિવગરના કેટલાક રથ, સવાર વગરના અશ્વ તથા ભયથી આતુર માવત વગરના કેટલાક હસ્તિઓ પણ દિશાઓમાં દોડતા દેખાતા હતા. વળી યુદ્ધમાં પિતા પુત્રને અને પુત્ર પિતાને મારતા હતા, એવું નિર્મર્યાદ કંઈ જાણવામાં ન આવે એવું મોટું યુદ્ધ થતું હતું. દેદિપ્યમાન દાવાનળે કરી જેમ મોટા વૃક્ષો ખેદ પામે તેમ ઘુંટી પર્યંત રૂધિરના કર્દમથી મનુષ્યો ખેદ પામતા હતા. ચોતરફથી રૂધિર ઉડવાને લીધે યોદ્ધાઓનાં વસ્ત્ર, કવચ, છત્ર તથા પતાકા પણ લાલ દેખાતા હતા. અને સંગ્રામમાં હય, રથ તથા મનુષ્યસમુદાયને પાડી વળી રથના પાટાથી અર્જુને મર્દન કર્યા હતા. ગજના ઓઘરૂપી મોટા વેગવાળો, મરણ પામેલા મનુષ્યરૂપ છે શેવાળ તથા રથના ઓઘરૂપી ભયંકર છે. આવર્ત જેમાં, એવો સૈન્યરૂપી સમુદ્ર શોભતો હતો. તે સૈન્યરૂપ સમુદ્રમાં જય તથા ધનને ઇચ્છતા યોદ્ધાઓ અવગાહન કરી ડૂબે છે તોય પણ મોહ પામતા નથી. બાણનો વરસાદ કરનાર, સારા ચિન્હવાળા યોદ્ધાઓમાંથી ટળી ગયેલા ચિન્હવાળો કોઇ પણ મોહ પામતો ન હતો. તે રીતનું ઘોરરૂપ ભયંકર યુદ્ધ વર્તમાન છતે દ્રોણાચાર્ય પારકાઓને મોહ પમાડી યુધિષ્ઠિર સામે દોડયા.

॥ वर्तमानेतथायुद्धेघोररूपेभयंकरे ॥
॥ मोहयित्वापरान्द्रोणोयुधिष्ठिरमुपाद्रवत् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां विंशोऽध्यायः ॥ २० ॥



संजयउवाच ॥ ततोयुधिष्ठिरोद्रोणंदृष्ट्वांतिकमुपागतं ॥
॥ महताशरवर्षेणप्रत्यगृह्णादभीतवत् ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, તે સમયે યુધિષ્ઠિર રાજા, સમીપ આવેલા દ્રોણાચાર્યને જોઇ ભય રહિતની પેઠે મોટા બાણનો વરસાદ કરવા લાગ્યા. એ રીતે હસ્તિઓમાં યૂથપતિને જેમ મોટો સિંહ ગ્રહણ કરવા ઇચ્છે છે તેમ દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને ગ્રહણ કરવાની ઇચ્છા કરી; તે વખતે યુધિષ્ઠિરના સૈન્યમાં હલહલા શબ્દ થતો હતો તે ટાણે સત્ય પરાક્રમવાળો શૂરવીર સત્યજીત્ યુધિષ્ઠિર સમીપે આવેલા દ્રોણને જોઇ તેના રક્ષણ વાસ્તે દ્રોણાચાર્ય સામે દોડયો. તે વખતે મહાબળવાન્ આચાર્ય તથા પાંચાલ્ય તે સૈન્યને ક્ષોભ પમાડતા ઇન્દ્ર તથા બલિરાજાની પેઠે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા, જેમાં મોટા ધનુષવાળા. સત્ય પરાક્રમવાન્ સત્યજીતે પરમાસ્ત્ર દેખાડતાં તીક્ષ્ણ અગ્રભાગવાળા બાણેકરી દ્રોણાચાર્યને વિંધી એના સારથીઉપર પણ સર્પવિષ તથા કાળ સરખાં બાણ નાખ્યાં. જેથી એનો સારથી મોહ પામી ગયો. તેમજ દશ બાણે કરી એના ઘોડાઓને વિંધી ક્રોધથી બીજાં દશ બાણે કરી પાર્ષ્ણિ સારથિને પણ વિંધી સેનાના મુખમાં વિચરતા તેણે મંડળાકારે ફરી દ્રોણનો ધ્વજ પણ કાપી નાંખ્યો. શત્રુને દમન કરનાર દ્રોણાચાર્યે સંગ્રામમાં એવું તેનું ચરિત જોઈ, વખત પ્રમાણે આમ થયું, એમ મનથી વિચારી મર્મ ભેદનાર તીક્ષ્ણ દશ બાણેકરી સત્યજીતને વિંધી એનુ બાણ સહિત ધનુષ કાપી નાંખ્યું. હે રાજન્! પ્રતાપવાન તેણે જલદી બીજું ધનુષ ગ્રહણ કરી ગૃધ્રપીછ બાંધેલા ત્રીશ બાણેકરી દ્રોણને વિંધ્યા. તે સમયે સત્યજીતે જાણે ગળ્યા હોય નહિ એવા દ્રોણાચાર્યને જોઇ પાંચાલ્ય એવા વૃકે પણ તીક્ષ્ણ એવા સો બાણેકરી દ્રોણને ઢાંકી દીધા. સંગ્રામમાં વૃકના બાણેકરી ઢંકાઇ ગયેલા મહારથિ દ્રોણને જોઇ પાંડવો મોટેથી શબ્દ કરતા વસ્ત્ર હલાવવા લાગ્યા તેટલામાં હે રાજન્! વળી અત્યંત ક્રોધાયમાન થયેલા બળવાન્ વૃકે સાઠ બાણેકરી દ્રોણને સ્તનના મધ્ય ભાગમાં વિંધ્યા, તે આશ્ચર્ય સરખું થયું. મહાવેગવાન તથા મહારથિ એવા દ્રોણે પણ ક્રોધથી નેત્ર ફાડી મોટા વેગથી બાણનો વરસાદ કરી, તેથી સત્યજીતનું ધનુષ કાપી બીજા છ બાણેકરી સારથી તથા ઘોડાઓ સહિત વૃકને પણ વિંધ્યો. સત્યજીતે અત્યંત વેગવાળું બીજું ધનુષ લેઇ બાણે કરી અશ્વ, સારથિ તથા ધ્વજ સહિત દ્રોણને વિંધ્યા. એ રીતે સંગ્રામમાં પાંચાલ્ય

એવા સત્યજીતે પોતાને પીડિત કર્યા તે દ્રોણ સહન કરી શક્યા નહિ. તેથી તેણે તેના નાશ વાસ્તે જલદી હજારો બાણ તેના ઘોડા, ધ્વજ, ધનુષ, મુષ્ટિ, પાછળ ચાલનાર તથા સારથિ ઉપર નાંખ્યા અને વારંવાર એના ધનુષ પણ કાપવા માંડયા. તેથી ક્રોધાયમાન થયેલા, પરમાસ્ત્ર જાણનાર પાંચાલ્ય સત્યજીતે પણ લાલ ઘોડાવાળા દ્રોણ સાથે યુદ્ધ કરવા માંડયું. એ રીતે મહા સંગ્રામમાં વૃદ્ધિ પામેલા સત્યજીતને જોઈ દ્રોણે અર્ધચંદ્રાકૃતિ બાણે કરી તે મહાત્માનું મસ્તક કાપી નાંખ્યું. પંચાલોમાં મુખ્ય તે મહારથિ હણાયો તેને જોઇ દ્રોણથી ત્રાસ પામેલા યુધિષ્ઠિર, વેગવાન્ અશ્વે કરી પલાયન કરવા લાગ્યા. તે વખતે પચાલ, કેકય, મત્સ્ય, ચેદી, કારૂપ તથા કોશળ, એટલા યોદ્ધાઓ દ્રોણને જોઇ યુધિષ્ઠિરના રક્ષણ વાસ્તે તેની સામે દોડયા. તે ટાણે યુધિષ્ઠિરને ગ્રહણ કરવા ઇચ્છતા શત્રુ સમૂહના હણનાર આચાર્ય, અગ્નિ જેમ રૂના સમુદાયને નાશ કરે તેમ તેના સૈન્યને નાશ કરવા લાગ્યા. વારંવાર તે તે સૈન્યને બાળતાં દ્રોણ સામે આવી, મત્સ્યના નાના ભાઇ શતાનીકે, કારીગરે સજેલા, સૂર્યની કિરણો સરખા છ બાણવડે સારથિ તથા અશ્વ સહિત દ્રોણને વિંધી, વળી અત્યંત સિંહનાદ કરી ક્રૂર કર્મ કરવા તૈયાર થયેલા તથા દુષ્કરકર્મ કરવા ઇચ્છતા તેણે સેંકડો બાણે કરી મહારથિ દ્રોણાચાર્યને ઢાંકી દીધા. એ રીતે પરાક્રમ કરતા તથા સિંહનાદ કરતા તેનું કુંડળ સહિત મસ્તક દ્રોણાચાર્યે ક્ષુરપ્ર નામના બાણે કરીને જલદી કાયા ઉપરથી પાડી નાંખ્યું. તે જોઇ તેની સામે મત્સ્યો દોડયા. સામે આવતા તે, ચેદી, કારૂષ, કેકય, પંચાલ, સૃંજય, તથા પાંડવોને વારંવાર જીતી અગ્નિ જેમ વનને બાળે તેમ ક્રોધથી સૈન્યને બાળતા સુવર્ણના રથવાળા શૂરવીર તેને જોઇને સૃંજયો કંપવા લાગ્યા. તે વખતે ઉત્તમ ધનુષવાળા, જલદી બાણ ફેંકનાર, શત્રુને હણતા તેની પ્રત્યંચાનો શબ્દ સર્વ દિશાઓમાં સંભળાતો હતો. બાણ નાંખવામાં ચતુર તેણે નાંખેલા બાણ, હસ્તિ, અશ્વ, પાયદળ, રથિ, તથા હસ્તિ ઉપર બેસનારાઓને પણ મંથન કરતા હતા. વળી, શબ્દ કરતો વાયુ સહિત મેઘ જેમ કરાને વર્ષે તેમ બાણના વરસાદે કરી શત્રુઓને ભય ઉત્પન્ન કરતા હતા. સૈન્યને ક્ષોભ પમાડતા હોય તેની પેઠે સર્વ દિશાઓમાં વિચરતા, બળવાન્, શૂરવીર, મોટા ધનુષવાળા, મિત્રોને નિર્ભય કરનાર, ઘણા તેજવાળા દ્રોણાચાર્યના સુવર્ણથી શોભિતા ધનુષને મેઘ વિષે વિજળી દેખાય તેમ સર્વ દિ-

શાઓમાં અમે જોતા હતા. હે ભારત! તેમજ સંગ્રામના મધ્યમાં વિચરતા તેમના ધ્વજ વિષે હિમાલય શિખર સરખી શોભિતી વેદીને અમો દેખતા હતા. એ રીતે સુર તથા અસુરોએ નમસ્કાર કરેલા વિષ્ણુ ભગવાન્ જેમ દૈત્ય સૈન્યનો નાશ કરે તેમ દ્રોણાચાર્ય પાંડવ સૈન્યનો નાશ કરતા હતા. સત્ય વાણીવાળા, શૂરવીર, પ્રાજ્ઞ, બળવાન્, સત્યપરાક્રમવાળા મહાનુભાવ તેણે, પ્રલય સમયના સરખી ભયંકર, ભીરૂને ભય આપનાર, કવચરૂપી લે-હેર તથા ધ્વજરૂપ આવર્ત્તવાળી, મનુષ્યરૂપ તીરનું અપહરણ કરનારી, ગ-જ તથા અશ્વરૂપી મોટા ગ્રાહવાળી, ખડ્ગરૂપ છે મત્સ્ય જેમાં, દુઃખે કરી તરી શકાય નહિ, શૂરવીરનાં અસ્થિરૂપ કાંકરા વાળી, ભયંકર ભેરી તથા મુરજ નામના વાદ્યરૂપ, કચ્છપથી સંકુળ, ઢાલ તથા કવચરૂપી નાની નૌ-કાથી શોભિતી, કેશરૂપ સેવાળથી હરિત, બાણરૂપી ઓઘવાળી, ધનુષરૂપી છે પ્રવાહ જેનો, બાહુરૂપ સર્પથી સંકુલ, રણભૂમીમાં વેહેનારી, તીવ્ર, કૌ-રવ તથા સૃંજયને વેહેનારી, મનુષ્યના મસ્તકરૂપ પાષાણયુક્ત, શક્તિરૂપી મત્સ્યવાળી, ગદારૂપી હોડીવાળી, મસ્તકની ટોપીરૂપ ફીણવાળી, વેરણાયેલ અંત્રરૂપ જળ જંતુથી સંકુળ, વીરને અપહરણ કરનારી, ઉગ્ર, માંસ તથા રૂધિરરૂપી ગારાવાળી, ધ્વજરૂપી વૃક્ષથી સંકુલ, ક્ષત્રિયોને ડૂબાડનારી કૂર શરીરે કરી ઘાટી, ઘોડેસ્વારરૂપ છે નક્ર જેમાં, કાળ પ્રત્યે જનારી, માંસ ખાનાર પક્ષિ, કૂતરા તથા શિયાળગણે સેવેલી, તેમજ માંસ ખા-નાર રાક્ષસોએ સેવન કરેલી નદી, સંગ્રામના મધ્યમાં પ્રવર્તમાન કરી. સૂર્ય જેમ કિરણોએ કરી જગતને તપાવે તેમ કાળની પેઠે સૈન્યને બાળતા ર-થિમાં શ્રેષ્ઠ, મોટા ધનુષવાળા શૂરવીર દ્રોણાચાર્યને જોઇ યુધિષ્ઠિરાદિક શૂર-વીર ચોતરફથી વિંટી તેની સામે દોડયા. તે વખતે ઉગામેલા આયુધવાળા તમારી તરફના રાજાઓ તથા રાજપુત્રોએ પણ ચોતરફથી એને વિંટી લીધા. તે સમયે શિખંડિયે ગ્રંથિ વગરના પાંચ બાણે કરી, ક્ષત્રવર્માએ વિશે કરી, વસુદાને પાંચથી, ઉત્તમૌજાએ ત્રણથી, ક્ષત્રદેવે સાતથી, સા-ત્યકિએ સોથી, યુદ્ધામન્યુએ આઠથી, યુધિષ્ઠિરે બારે કરી, ધૃષ્ટદ્યુમ્ને દશે કરી તથા ચેકિતાને ત્રણ બાણે દ્રોણને વીંધ્યા. તે વખતે મદ ઝરતા હસ્તિ સરખા, સત્ય પ્રતિજ્ઞાવાળા દ્રોણાચાર્યે, રથ સૈન્યને અતિક્રમણ કરી દૃઢસે-નને પાડી નિર્ભયની પેઠે પ્રહાર કરતાં રાજાની પાસે જઇ નવ બાણે કરી રથમાંથી ક્ષેમને પાડયો. વળી સૈન્યના મધ્યમાં પ્રાપ્ત થઇ સર્વ

દિશાઓમાં વિચરતા તે બીજાઓના રક્ષક થયા પણ ક્યારેય બીજાઓએ રક્ષણ કરવા લાયક ન થાય. એવા તેણે બારે કરી શિખંડીને તથા વિશ બાણથી ઉત્તમૌજાને વિંધી ભલ્લ નામના એક બાણે કરી વસુદાનને યમ લોકમાં મોકલી દીધો. તથા એંશીથી ક્ષત્રવર્માને તથા છવીશથી સુદક્ષિણને વિંધી, ભલ્લ નામના બાણેકરી ક્ષત્રદેવને રથ ઉપરથી પાડી નાંખ્યો. તેમ સુવર્ણથી શોભિતા રથવાળા તે, ચોસટથી યુધામન્યુને તથા ત્રિશથી સાત્યકિને વિંધી જલદી યુધિષ્ઠિર સામે દોડયા. સામે આવતા તેમને જોઇ રાજામાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર, વેગવાન્ અશ્વે કરી ગુરૂ આગળથી પલાયન કરવા લાગ્યા. તે વખતે પાંચાલ્ય દ્રોણ સામે દોડયો. તેને તેમણે ધનુષ, અશ્વ તથા સારથિ સહિત હણ્યો. તેથી તે, આકાશમાંથી નક્ષત્ર પડે તેમ રથ ઉપરથી પૃથ્વી વિષે પડયો. એ રીતે પંચાલોના યશને વધારનાર તે રાજપુત્ર હણાયો તેને જોઇ, 'દ્રોણને મારો, દ્રોણને મારો.' એ પ્રમાણે સેનાના મધ્યમાં મોટો શબ્દ થતો હતો. તે વખતે પણ બળવાન્ દ્રોણાચાર્યે, અત્યંત ક્રોધાવિષ્ઠ થયેલા પંચાલ, મત્સ્ય, કેકય, સંજય તથા પાંડવોને ક્ષોભ પમાડી, સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, વાર્ધક્ષેમિ, ચૈત્રસેનિ, રૂડી કાંતિવાળા સેનાબિંદુ એટલા એ અને નાના દેશના અધિપતિ સર્વ બીજા રાજાઓને પણ કૌરવોથી વિંટાયલા તેણે સંગ્રામમાં જીત્યા; તે સમયે હે મહારાજ, તે મહા સંગ્રામમાં જય પામેલા તમારી તરફના, ચોતરફ ભાગતા પાંડવ તરફનાઓને મારવા લાગ્યા. હે ભારત, ઇન્દ્ર જેમ દૈત્યોને મારે તેમ તે મહાત્માએ મારવા માંડેલા તે પાંચાલ કેકય તથા મત્સ્ય પણ અત્યંત કંપવા લાગ્યા.

॥ तेदानवाइवेंद्रेणवध्यमानामहात्मना ॥
॥ पंचालाःकेकयामत्स्याःसमकंपंतभारत ॥

इतिश्रीमहाभारतेद्रोणपर्वणि संशप्तकवधपर्वणि द्रोणयुद्धेगुर्जरभाषायां एकविंशोऽध्यायः ॥ २१ ॥



धृतराष्ट्रउवाच ॥ भारद्वाजेनभग्रेषुपांडवेषुमहामृधे॥
॥ पंचालेषुचसर्वेषुकश्चिदन्योभ्यवर्तत ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, તે મહા સંગ્રામમાં દ્રોણાચાર્યે પાંડવ તથા સર્વ પાંચાલોને પરાજય પમાડ્યા તે વખતે તે તરફનો કોઇ બીજો સામે આવી ઉભો; તથા તે સમયે ક્ષત્રિયોના યશને વધારનારી, કુત્સિત પુરૂષોએ ન સેવેલી, શ્રેષ્ઠ પુરૂષોએ સેવન કરેલી એવી યુદ્ધ વિષે સાવધાન મતિ કરી, ભંગાણ વખતે પાછો ફરી સામે આવી ઉભો રહેનાર શૂરવીરમાં શ્રેષ્ઠ કોઇ હતો કે ન હતો ? હે સંજય, બગાસા ખાતા વ્યાઘ્ર તથા મદ ઝરતા હસ્તિ સરખા, સંગ્રામમાં પ્રાણત્યાગ કરનાર, સજ્જ થયેલા, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, મોટા ધનુષવાળા પુરૂષમાં સિંહરૂપ શત્રુઓને ભય વધારનાર, કરેલા ઉપકારને જાણનાર, સત્યમાં તત્પર, દુર્યોધનના હિતેચ્છુક, શૂરવીર સંગ્રામમાં સામે ઉભેલા દ્રોણાચાર્યને જોઇ પાછા ફરી કયા શૂરવીર સામે આવ્યા તે મને કહે. સંજય કેહે છે, સમુદ્રના ઓઘે કરી તણાતાં નાનાં નાવની પેઠે દ્રોણના ધનુષ્યમાંથી મૂકાયલા બાણના ઓઘે કરી હણાતા તથા ચળાયમાન થતા પંચાલ, પાંડવ, મત્સય, સંજય, ચેદિ તથા કેકયને જોઇ કૌરવો નાના પ્રકારના વાદ્યશબ્દ સાથે સિંહનાદ કરતાં રથ, હસ્તિ તથા મનુષ્યોને ચોતરફથી વારવા લાગ્યા. તેમને જોઇ સૈન્યના મધ્યમાં રહેલો તથા સ્વજનથી વિંટાયલો દુર્યોધન રાજા અત્યંત પ્રસન્ન થઇ જાણે હસતો હોય નહિ, તેની પેઠે કર્ણ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો કે, હે રાધેય, સિંહ જેમ વનના મૃગોને ત્રાસ પમાડે તેમ દ્રઢ ધનુષ્યવાળા દ્રોણાચાર્યે ત્રાસ પમાડેલા તથા તેના બાણે કરી ખેદ પામતા પંચાલોને જો; ને વાયુએ ભાગેલા મોટા વૃક્ષોની પેઠે દ્રોણે હણેલા આ કયારેય પણ પાછા હવે યુદ્ધની ઇચ્છા નહિ કરે એવી મારી મતિ છે. કારણ મહાત્મા દ્રોણે સુવર્ણના પુંખવાળા બાણે કરી પીડિત કરેલા આ, તે તે ઠેકાણે ઘુર્ણાયમાન થઇ અનેક માર્ગે ભાગે છે અને અગ્નિએ કરી ચોતરફથી તપાયમાન થયેલા હસ્તિઓની પેઠે મંડળાકાર થઇ ઉભા રેહે છે. તેમજ ભ્રમરની પેઠે દ્રોણના તીક્ષ્ણ બાણે પ્રવેશ કરેલા પલાયમાન કરવામાં તત્પર એવા આ પરસ્પર છૂપે છે. અને હે કર્ણ, પાંડવ તથા સંજયે કરી હીન, મારા યોદ્ધાઓથી વિંટાયલા મહાક્રોધી આ ભીમસેનને જોઇ આ વખતે આનંદ થાય છે, માટે દુર્મતિવાળો પાંડુપુત્ર જીવિત તથા રાજ્યથી નીરાશ થઇ આજ જરૂર સર્વ લોકને દ્રોણમય દેખશે. એવાં દુર્યોધનનાં વચન સાંભળી કર્ણે કહ્યું કે, હે પુરૂષમાં સિંહરૂપ, હે

દુર્યોધન, આ મહાબાહુ જીવતા સુધી સંગ્રામનો ત્યાગ નહિ કરે; તેમ આપણી તરફના થતા સિંહનાદોને પણ એ સહન કરશે નહિ. તેમ શૂરવીર બળવાન્ અસ્ત્ર શીખેલા યુદ્ધમાં દુર્મદ પાંડવો યુદ્ધમાંથી કદિ ભાગે પણ નહિ, એવી મારી મતિ છે. તેમજ વિષ, અગ્નિદ્યૂત સંબંધિ ક્લેશ તથા વનવાસને સ્મરણ કરતા પાંડવો સંગ્રામનો ત્યાગ પણ નહિ કરે. પાછો ફરેલો, ઘણા તેજવાળો, મહાબાહુ કુંતિપુત્ર વૃકોદર શ્રેષ્ઠ, શ્રેષ્ઠ ઉદાર રથિઓને હણશે. તેમજ ખડ્ગ, ધનુષ્, શક્તિ, અશ્વ, હસ્તિ, પાયદળ, રથ, મેહેનત તથા દંડે કરી સમુદાય, સમુદાયને તે હણશે. તેમ એને સાત્યકિ આદિ લેઇને રથિઓ, પંચાલ, કેકય મત્સ્ય તથા વિશેષે કરી બીજા પાંડવો પણ અનુસરે છે. શૂરવીર, બળવાન્, પરાક્રમી, પ્રહાર કરનાર, ક્રોધેલા ભીમસેને પ્રેરેલા કુરૂકુળમાં શ્રેષ્ઠ તે, મહારથિ ભીમસેનના રક્ષણ વાસ્તે સૂર્યને જેમ વાદળના ગણ, સામે આવે તેમ દ્રોણ સામે આવી ઉભા હતા. એક ઠેકાણે ઉભેલા એ બધા, આપણે રક્ષણ ન કરેલા નિયમિત વ્રતવાળા દ્રોણને, મારવાને ઇચ્છતાં તીડ નામનાં જંતુઓ જેમ દીપને પીડે તેમ પીડશે. આ વખતે દ્રોણ ઉપર અતિ ભાર આવી પડ્યો છે એમ હું માનું છું. માટે જલદી આપણે જ્યાં દ્રોણ છે, ત્યાં, તેના રક્ષણ વાસ્તે જઇએ; કારણ વૃક નામના શીકારી પશુઓ જેમ મોટા હસ્તિને મારે તેમ નિયમિત વ્રતવાળા દ્રોણને, તેમ હણો. સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર, એવાં કર્ણનાં વચન સાંભળી ભાઇઓ સહિત દુર્યોધન રાજા જ્યાં દ્રોણનો રથ હતો ત્યાં ગયો. તે વખતે નાના પ્રકારના વર્ણવાળા ઉત્તમ અશ્વે કરી પાછા ફરેલા એક દ્રોણને હણતા પાંડવોનો મોટો શબ્દ થતો હતો.

॥ तत्रारावोमहानासीदेकंद्रोणंजिघांसतां ॥
॥ पांडवानांनिवृत्तानांनानावर्णैर्हयोत्तमैः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि द्रोणयुद्धे गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

---

धृतराष्ट्र उवाच ॥ सर्वेषामेवमेब्रूहिरथचिन्हानिसंजय ॥
॥ येद्रोणमभ्यवर्तंतक्रुद्धाभीमपुरोगमाः ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! ક્રોધાયમાન થયેલા ભીમસેનાદિક જે યોદ્ધાઓ દ્રોણુ સામે આવ્યા તે સર્વના રથના અશ્વ તથા ધ્વજ કેવા હતા તે મને કહે. સંજય કહે છે—રીંછ સરખા વર્ણુવાળા અશ્વ જોડેલા રથ ઉપર બેશી ભીમસેન દ્રોણુ સામે આવ્યા. રૂપા સરખા વર્ણુવાળા અશ્વ જોડેલા રથપર બેશી શૂરવીર સાત્યકિ, સારંગ સરખા વર્ણુવાળા અશ્વયુક્ત રથમાં બેશી ક્રોધાક્રાંત થયેલો યુધામન્યુ, પારાવત સરખા વર્ણુવાળા સુવર્ણુના આભરણુથી શોભિતા મહા વેગવાન્ અશ્વવાળા રથપર બેઠેલા દ્રુપદ પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, લાલ કમળ સરખા વર્ણુવાળા ઘોડાયુક્ત રથમાં બેઠેલો પિતાના રક્ષણુને ઇચ્છતો નિયમિત વ્રતવાળો ક્ષત્રધર્મા, કમળ પત્ર સરખા વર્ણુ જેવા તથા નિર્મળ નેત્રવાળા શણુગારેલા અશ્વયુક્ત રથમાં બેઠેલો શિખંડિ પુત્ર ક્ષત્રદેવ, મોટા છે લલાટ, કટિદેશ, સ્કંધ, વક્ષસ્થળ તથા વેગ જેમનો, મોટી ગ્રીવા તથા નાના મુષ્કવાળા પોપટના પીછા સરખા રૂંવાટાં વાળા મનોહર કાંબોજ નામના જલદી ચાલનાર અશ્વ જોડેલા રથમાં બેશી નકુળ, હે ભારત મેઘ સરખા કૃષ્ણુ અશ્વ જોડેલા રથમાં બેઠેલો ક્રોધાયમાન ઉત્તમૌજા, તેતર સરખા ચિત્રવર્ણુવાળા, વેગે કરી વાયુ સરખા અશ્વયુક્ત રથમાં બેશી ઉગામેલા આયુધવાળો સહદેવ, હસ્તિના દાંત સરખા વર્ણુવાળા, કાળા વાળથી શોભિતા, ભયંકર વાયુ સરખા વેગવાળા અશ્વયોજિત રથપર બેઠેલા પુરૂષમાં સિંહરૂપ યુધિષ્ઠિર, સુવર્ણુના ઉપસ્કરથી ઢંકાયલા, વાયુ સરખા વેગવાળા ઘોડા જોડેલા રથે કરી યુધિષ્ઠિરના સર્વ સૈન્ય, તે સર્વે રક્ષા કરેલા સુવર્ણુમય છત્રવાળા, રૂડી કેશવાળીવાળા યુદ્ધમાં સર્વ શબ્દ સહન કરનાર ઘોડા જોડેલા રથમાં બેઠેલા રાજાની પાછળ પાંચાલ્ય દ્રુપદ, તેની પાછળ પાટલીપુષ્પ સરખા વર્ણુવાળા અશ્વયુક્ત રથમાં બેઠેલો શત્રુને મારનાર સર્વ મહારથિ સહિત વિરાટ, તેની પાછળ પોતપોતાના સૈન્યથી વિંટાયલા કેકય, શિખંડી તથા ધૃષ્ટકેતુ, હરિદ્રા સરખા વર્ણુવાળા તથા વેગવાન્, સુવર્ણુની માળા પેરેલા અશ્વયોજિત રથમાં બેઠેલો વિરાટનો પુત્ર, દ્રોણુ સામે આવ્યો. ઇન્દ્રગોપ નામના જંતુ સરખા લાલ વર્ણુવાળા અશ્વયોજિત રથમાં બેઠેલા સુવર્ણુસરખી કાંતિ તથા લાલ ધજાવાળા, સુવર્ણુની માળા પેરેલા, શૂરવીર, યુદ્ધમાં ચતુર, કવચ પેરેલા પાંચ ભાઈ કેકય, વરસતા મેઘ સરખા દેખાતા હતા. આમપાત્ર સરખા વર્ણુવાળા, તુંબરૂ ગંધર્વે આપેલા દિવ્ય અશ્વ ઘણા

તેજવાળા પાંચાલ્ય શિખંડીને વહન કરતા હતા. અને પંચાલોના બાર હ-જાર મહારથિઓમાંથી છ હજાર શિખંડી પાછળ ચાલતા હતા. હે મારિષ, પુરૂષમાં સિંહરૂપ શિશુપાળના પુત્રને ચોતરફ ક્રીડા કરતા સારંગસરખા વિચિત્ર પ્રકારના અશ્વ, વહન કરતા હતા. ચેદિયોમાં શ્રેષ્ઠ, અતિ બળવાન્, દુઃખેકરી કોઇથી જીતી શકાય નહિ એવો ધૃષ્ટકેતુ, કાંબોજ નામના વિચિત્ર પ્રકારના અશ્વ જોડેલા રથે કરી દ્રોણ સામે આવ્યો હતો. સુકુમાર અંગ-વાળા કૈકય, બૃહત્ક્ષત્રને, ધાન્ય તૃણના ધૂમસરખા વર્ણવાળા સિંધુ દેશના અશ્વ, વહન કરતા હતા. મલ્લિકા સરખાં નેત્ર તથા પદ્મ સરખા વર્ણવા-ળા કાંબોજ સરખા મોટા પૃષ્ઠભાગવાળા શણગારેલા અશ્વ, શિખંડીના શૂરવીર રક્ષદેવ નામના પુત્રને વહન કરતા હતા. સુવર્ણના સાજથી ઢંકાયલા સિતમિશ્ર પીતવર્ણવાળા ક્ષમાવાન્ અશ્વ, સંગ્રામમાં શત્રુને દ-મન કરનાર સેનાબિંદુને વહન કરતા હતા. શ્વેત છે રોમ તથા કેશવાળી જેમની અને કૃષ્ણવર્ણ છે ત્વચા ગુહ્ય લોચન, ઓષ્ઠ તથા ખુરી જેમની, મુનિઓએ વહન કરેલા ક્રૌંચ વર્ણ તે અશ્વ, યુવાવસ્થાવાળા અભિભુ ના-મના કાશિના રાજાના સુકુમાર અંગવાળા મહારથિ એવા પુત્રને વહન કરતા હતા. શ્વેત વર્ણ તથા કૃષ્ણ ગ્રીવાવાળા વેગે કરી મન સરખા સારથિની ઇચ્છા પ્રમાણે ચાલનાર અશ્વ, પ્રતિવિંધ્ય નામના રાજપુત્રને વહન કરતા હતા. માષ પુષ્પ સરખા વર્ણવાળા અશ્વ, સૌમ્ય એવા પાર્થ પુત્ર સુત-સોમને વહન કરતા હતા. રક્તમિશ્રિત પીતવર્ણવાળા તરૂણ આદિત્ય સરખા અશ્વ, પ્રશંસા કરવા લાયક નકુળ પુત્ર શતાનિકને વહન કરતા હતા. સુવર્ણના ચોકડાવાળા રક્તમણિ સરખા વર્ણવાળા અશ્વ, સંગ્રામમાં પુરૂ-ષમાં સિંહરૂપ દ્રૌપદી પુત્ર શ્રુતકર્માને વહન કરતા હતા. ચાષ પક્ષીના પી-છ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વ, શ્રુતકીર્તિને વહન કરતા હતા. અને પીંગવર્ણવાળા અશ્વ, સંગ્રામમાં કૃષ્ણ તથા અર્જુનથી અધિક ગુણવાન્ જેને કેહે છે એવા અભિમન્યુને વહન કરતા હતા. ને મોટી કાયાવાળા વૃદ્ધિ પામેલા ફળ વગરના સાલના દાંડા સરખા અશ્વ, દુર્યોધનાદિક પાસેથી આવી પાંડવોનો આશ્રય કરેલા એક યુયુત્સુ નામના કુમારને વહન કરતા હતા. અને શણગારેલા કૃષ્ણવર્ણવાળા અશ્વ, ભયંકર યુદ્ધમાં વેગવાન્ વાર્ધક્ષેમિને વહન કરતા હતા. સારથિની ઇચ્છા પ્રમાણે ચાલનાર કાળા પગવાળા સુવર્ણના ઉપસ્કરથી શોભિતા અશ્વ, સૌચિત્તિ નામના કુમારને વેહેતા હતા. સુવર્ણ

સરખા પૃષ્ઠભાગ તથા કૌશેય સરખા વર્ણવાળા સુવર્ણની માળાથી શોભિતા વિનયવાન્ અશ્વ, શ્રેણિમાનને વેહેતા હતા. સુવર્ણની માળા ધારણ કરેલા, સુવર્ણ સરખા પૃષ્ટભાગવાળા શણગારેલા શૂરવીર અશ્વ, પ્રશંસા કરવા લાયક નરશ્રેષ્ઠ કાશિરાજને વહન કરતા હતા. અસ્ત્રવિદ્યા ધનુર્વેદ તથા બ્રાહ્મણ વેદમાં પારંગત એવા આવતા સત્યધૃતિને અરૂણ વર્ણવાળા અશ્વ, વેહેતા હતા. અને પારાવત સરખા વર્ણવાળા અશ્વ, દ્રોણના ભાગરૂપ કલ્પેલા પંચાળના સેનાધિપતિ ધૃષ્ટદ્યુમ્નને વહન કરતા હતા. તેની પાછળ સત્યધૃતિ, યુદ્ધમાં દુર્મદ સૌચિત્તિ, શ્રેણિમાન્, વસુદાન તથા કાશિરાજાનો પુત્ર અભિભૂ, યમ તથા કુબેરની ઉપમા આપવા લાયક એટલા શૂરવીર સુવર્ણની માળા પેરેલા વેગવાન કાંબોજ નામના અશ્વ જોડેલા રથેકરી શત્રુના સૈન્યને ભય પમાડતા ચાલતા હતા. સુવર્ણ સરખા વર્ણવાળા છે રથ તથા ધ્વજ જેમના એવા ઉગામેલા આયુધવાળા મોટા ધનુષવાળા છ હજાર કાંબોજ એવા પ્રભદ્રક, બાણસમુદાયથી શત્રુઓને કંપાવતા મૃત્યુનો સ્વીકાર કરી ધૃષ્ટદ્યુમ્નની પાછળ ચાલવા લાગ્યા હતા. પિંગ તથા ગૌવર્ણવાળા સુવર્ણની માળા પેરેલા ગ્લાનિરહિત મનવાળા ઉત્તમ અશ્વ, ચેકિતાનને વેહેતા હતા. ઇન્દ્રાયુધ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વ જોડેલા રથે કરી અર્જુનનો મામો કુંતિભોજરાજા આવ્યો. ચિત્રેલા તારા સરખા ચિન્હયુક્ત, નિલવર્ણવાળા અશ્વ, રોચમાન રાજાને સંગ્રામમાં વહન કરતા હતા. વિચિત્ર વર્ણ તથા શ્યામ પગવાળા સુવર્ણના ઉપસ્કરથી શોભિત શ્રેષ્ઠ અશ્વ, જરાસંધ પુત્ર સહદેવને વહન કરતા હતા. કમળના નાળવા સરખા વર્ણવાળા વિચિત્ર પ્રકારના શીચાણા સરખા વેગવાળા ઉત્તમ અશ્વ, સુદામાને વેહેતા હતા શ્વેતમિશ્રિત અરૂણવર્ણ તથા શ્વેત રૂવાટાંવાળા અશ્વ, ગોપતિના પુત્ર પાંચાલ્ય સિંહસેનને વેહેતા હતા. સર્ષવના પુષ્પ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વ, પંચાળોમાં પ્રખ્યાત પુરૂષમાં સિંહરૂપ જનમેજયને વહન કરતા હતા. માષાસરખા વર્ણવાળા વેગવાન્ મોટા સુવર્ણની માળા પેરેલા દધિ સરખા શ્વેત પૃષ્ટભાગ તથા વિચિત્ર પ્રકારના મુખવાળા અશ્વ, પાંચાલ્યને વેહેતા હતા. શોભાયમાન મસ્તકવાળા શૂરવીર, કમળના પરાગ સરખા વર્ણવાળા ગૌર અશ્વ, દંડધારને વહન કરતા હતા. કંઇક લાલમિશ્રિત માલન વર્ણવાળા પૃષ્ઠભાગ વિષે મલિન શ્વેતવર્ણે કરી શોભિતા ઉડતા હોય નહિ ! તેની પેઠે ચાલનાર અશ્વ, વ્યાઘ્રદત્તને વેહેતા હતા. વિચિત્ર પ્રકારનો

વર્ણ તથા કાળા મસ્તકવાળા, વિચિત્ર પ્રકારની માળાઓથી શોભિતા સુંદર અશ્વ, પુરૂષમાં સિંહરૂપ પાંચાલ્ય સુધન્વાને વેહેતા હતા. ઈન્દ્રવજ્ર સરખો છે સ્પર્શ જેમનો, ઇન્દ્રગોપ નાગના જંતુ સરખા, આશ્ચર્યરૂપ છે દર્શન જેમનું એવા અશ્વ, ચિત્રાયુધને વહન કરતા હતા. સુવર્ણની માળા ધારણ કરેલા કંઇક શ્વેત વર્ણવાળા અશ્વ, કોસલાધિપતિના પુત્ર સુક્ષત્રને વહન કરતા હતા. વિચિત્ર વર્ણવાળા મોટા, સુવર્ણની માળા પેરેલા સુંદર અશ્વ, યુદ્ધમાં ધૈર્યવાન ક્ષેમિને વહન કરતા હતા. એક વર્ણના છે ધ્વજ, કવચ, તથા ધનુષ જેનાં એવો શુલ્ક, શ્વેત અશ્વ જોડેલા રથે કરી દ્રોણ સામે આવ્યો હતો. ચંદ્ર સરખા સામુદ્ર અશ્વ, રૂદ્ર સરખા તેજવાળા સમુદ્રસેનના પુત્ર ચંદ્રસેનને વહન કરતા હતા. નીલ કમળ સરખા વર્ણવાળા સુવર્ણથી શોભિતા વિચિત્ર પ્રકારની માળા પેરેલા અશ્વ, વિચિત્ર પ્રકારના રથવાળા શૈબ્યને વહન કરતા હતા. વટાણાના પુષ્પ સરખા વર્ણવાળા શ્વેતમિશ્રિત રક્ત રૂવાટાંવાળા શ્રેષ્ઠ અશ્વ, યુદ્ધમાં દુર્મદ રથસેનને વહન કરતા હતા. શુક સરખા વર્ણવાળા અશ્વ, સર્વ મનુષ્ય થકી જે રાજાને અત્યંત શૂર કહે છે. પટચ્ચર નામના અસુરને હણનાર તે સમુદ્રાધિપને વેહેતા હતા. ખાખરાના પુષ્પ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વ, વિચિત્ર પ્રકારનાં છે કવચ, આયુધ તથા ધ્વજ જેનાં એવા વિચિત્ર પ્રકારની માળા પેરેલા ચિત્રાયુધને વેહેતા હતા. એક વર્ણના ધ્વજ, કવચ, ધનુષ તથા નીલ અશ્વ જોડેલા રથે કરી નીલરાજા દ્રોણ સામે આવ્યો. રત્નના ચિન્હવાળા વિચિત્ર રૂપવાન્ વરૂથ, રથ, ધનુષ, વાજીંત્ર, ધ્વજ, તથા પતાકા સહિત ચિત્રરાજા દ્રોણ સામે આવ્યો. આકાશના વર્ણ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વ, રોચમાનના પુત્ર હેમવર્ણને વહન કરતા હતા. યુદ્ધ કરવામાં સમર્થ, શોભનક્રિયાવાળા, સિતગૌર છે પૃષ્ટભાગ જેમનો શ્વેત અંડવાળા કુકડાના ઇંડા સરખા અશ્વ, યુદ્ધમાં દંડકેતુને વહન કરતા હતા. કેશવ ભગવાને સંગ્રામમાં પોતાના પિતાને હણ્યો એ રીતે પાંડવોનો કપાટ ભેદાયો અને બાંધવો ભાગ્યા ત્યાર પછી ભીષ્મ, દ્રોણ, પરશુરામ, તથા કૃપાચાર્ય પાસેથી અસ્ત્ર શીખી તે વિદ્યામાં રૂક્મિ, કર્ણ, અર્જુન તથા શ્રીકૃષ્ણે કરી સમાનપણાને પ્રાપ્ત થઇ દ્વારકાંપુરીને હણવા તથા સમગ્ર પૃથ્વીને જીતવા ઇચ્છતા તેને બુદ્ધિમાન્ સ્નેહિઓએ તેના હિત વાસ્તે વારી રાખ્યો. તેથી તે વૈર સંબંધ મૂકી પોતાનું રાજ્ય કરતો હતો. સાગર ધ્વજવાન્ તથા પરાક્રમરૂપ દ્રવ્યવાળો

બળવાન્ તે પાંડયરાજા, વૈદુર્યમણિની જાળથી ઢંકાયલા ચંદ્રની કિરણ સરખા અશ્વ જોડેલા રથે કરી પોતાના દિવ્ય ધનુષનો ટંકાર કરતો દ્રોણ સામે દોડયો. અરડુસાના પુષ્પ સરખા વર્ણવાળા અશ્વ, પાંટયને અનુસરનાર ચઉદ અયુત મુખ્ય રથિઓને વહન કરતા હતા. નાના પ્રકારના રૂપ, વર્ણ, આકૃતિ તથા મુખવાળા અશ્વ, રથચક્ર સરખા ધ્વજવાળા શૂરવીર ઘટોત્કચને વેહેતા હતા. જે એકલો એકઠા મળેલા ભરતોના મતને મૂકી, સર્વ ઇચ્છીતનો ત્યાગ કરી ભક્તિવડે યુધિષ્ઠિર પાસે ગયો હતો, લાલ નેત્રવાળો મહાબાહુ તે બૃહંત, મોટી કાયા તથા બળવાળા અશ્વેકરી દ્રોણ સામે દોડયો. સુવર્ણ સરખા વર્ણવાળા અશ્વ, સુવર્ણના રથમાં બેડેલા, ધર્મજ્ઞ, સૈન્યના મધ્યમાં રહેલા રાજશ્રેષ્ઠ યુધિષ્ઠિરને ચોતરફથી પાછળ ચાલતા હતા. નાનાપ્રકારના વર્ણવાળા બીજા પણ કેટલાક શોભનક્રિયાવાળા દેવ સરખા ઘણાક અશ્વ, યુદ્ધ વાસ્તે દ્રોણ સામે આવતા હતા. હે રાજેંદ્ર, સુવર્ણની ધ્વજાવાળા ભીમસેનસહિત દ્રોણસામે આવતા કેટલાક સાવધાન યોદ્ધાઓ, ઇન્દ્રસહિત દેવતાઓ સરખા દેખાતા હતા. આવેલા તે સર્વને અતિક્રમણ કરી આગળ ઉભેલો ધૃષ્ટદ્યુમ્ન શોભતો હતો. અને સર્વ સૈન્યને અતિક્રમણ કરેલા દ્રોણાચાર્ય સામે, અતિશય શોભતા હતા. હે મહારાજ, તે સમયે તે દ્રોણાચાર્યનો કૃષ્ણાજીનયુક્ત કમંડળના ચિન્હવાળો સુવર્ણમય સુંદર ધ્વજ પણ અત્યંત શોભતો હતો. અને ભીમસેનના વૈદુર્યમણિથી શોભિતા મોટા સિંહના ચિન્હવાળા સુંદર ધ્વજને મેં જોયો હતો. કુરૂ કુળના રાજા પાંડુપુત્ર મહા પરાક્રમી યુધિષ્ઠિરનો સુવર્ણમય ગ્રહગણ સહિત ચંદ્રલાંછિત ધ્વજ, અત્યંત શોભતો હતો. એ વેષે વિસ્તીર્ણ યંત્રે હણેલા ઉત્તમ શબ્દવાળા, હર્ષ વધારનાર દિવ્ય એવા નંદ તથા ઉપનંદ નામના બે મૃદંગ પણ શોભતા હતા. નકુળના રથ વિષે રહેલા શરભના ચિન્હવાળા સુવર્ણમય અતિઉગ્ર તથા ભયંકર એવા મોટા ધ્વજને અમે જોતા હતા. સહદેવના રથવિષે શત્રુઓને શોક વધારનાર કોઇથી સહન થાય નહિ એવો હંસલાંછિત ઘંટાયુક્ત પતાકાવાળો ધ્વજ શોભતો હતો. પાંચ દ્રૌપદી પુત્રના ધ્વજ, ધર્મ, વાયુ, ઇન્દ્ર તથા મહાત્મા અશ્વિનીકુમારના ચિન્હથી અત્યંત શોભતા હતા. હે રાજન્! અર્જુનકુમાર અભિમન્યુનો શાર્ઙ્ગપક્ષીના ચિન્હવાળો સુવર્ણથી ઉજ્વળ ઉત્તમ ધ્વજ, રથવિષે અત્યંત શોભતો હતો. હે રાજેંદ્ર! ઘટોત્કચના ધ્વજવિષે ગૃધ્રપક્ષી શોભતો હતો. અને તેના અશ્વ પણ પૂર્વે જેવા રાવણના હતા તેવા

ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર હતા. હે નૃપ, ધર્મરાજનું દિવ્ય એવું માહેંદ્ર, ભીમસેનનું વાયવ્ય, ત્રૈલોક્યની રક્ષા વાસ્તે બ્રહ્માએ સૃજેલું અજર તથા દિવ્ય ધનુષ અર્જુનનું, નકુળનું વૈષ્ણવ, સહદેવનું અશ્વિજ, ઘટોત્કચનું દિવ્ય એવું ભયંકર પૌલસ્ત્ય, હે ભારત, રૌદ્ર આગ્નેય, કૌબેર, યામ્ય તથા ગિરિશ નામનાં પાંચ ધનુષરત્ન પાંચ દ્રૌપદી પુત્રોના રૌદ્ર નામનું શ્રેષ્ઠ ધનુષ રોહિણીપુત્ર બળરામને પ્રાપ્ત થયું હતું તે તેણે પ્રસન્ન થઇ મહાત્મા સુભદ્રાપુત્ર અભિમન્યુને આપ્યું છે એટલા એ અને બીજા પણ સુવર્ણથી શોભિતા ઘણાક શત્રુઓને શોક વધારનાર શૂરવીરોના ધ્વજ, ત્યાં દેખતા હતા. ધજાએ કરી અત્યંત બાધ કરનાર કુત્સિત પુરૂષથી સેવન થઇ શકે નહિ એવું તે, દ્રોણ સૈન્ય પટમાં લખેલા ચિત્ર સરખું શોભતું હતું. તે વખતે હે રાજન્, સંગ્રામમાં દ્રોણ સામે દોડતા શૂરવીરોના સ્વયંવરની પેઠે નામ તથા ગોત્ર સંભળાતા હતા.

॥ શુશ્રુવુર્નામગોત્રાણિવીરાણાંસંયુગેતદા ॥
॥ દ્રોણમાદ્રવતાંરાજન્સ્વયંવરઇવાહવે ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि हयध्वजादि कथने गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

---

धृतराष्ट्रउवाच ॥ व्यथयेयुरिमेसेनांदेवानामपिसंजय ॥
॥ आहवेयेन्यवर्तंतवृकोदरमुखानृपाः ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, સંગ્રામમાં જે ભીમસેનાદિક રાજાઓ દ્રોણ સામે પાછા આવ્યા તે દેવતાની સેનાને પણ વ્યથા પમાડે એમાં સંશય નહિ. દિષ્ટે કરી બંધાયલોજ આ પુરૂષ જરૂર ઉત્પન્ન થાય છે. ને તે દિષ્ટકર્મમાંજ સર્વ અર્થ જૂદા જૂદા દેખાય છે. જો કે જે યુધિષ્ઠિર રાજા, કોઈ ન જાણે તે રીતે જટા તથા મૃગચર્મ ધારણ કરી ઘણા કાળસૂધી અરણ્યમાં વિહાર કરતા હતા, તેજ યુધિષ્ઠિર, સંગ્રામમાં મોટી સેનાને આજ્ઞા કરે છે, તે પણ દૈવ સંયોગથીજ અને મારા પુત્રને જે રાજ્ય મળ્યું હતું તે પણ દૈવ યોગથીજ; એમાં સંશય નહિ. કારણ નિશ્ચય પુરૂષ ભાગ્ય સાથેજ ઉત્પન્ન થાય છે તેથી તે તેને આકર્ષણ કરે છે: પણ પોતે જેમ

ઇચ્છા કરે તેમ થતું નથી. જો કે જે આ યુધિષ્ઠિર રાજા દ્યૂતથી વ્યસનને પ્રાપ્ત થઈ અત્યંત ક્લેશને પ્રાપ્ત થયો હતો. તેજ આ ઠાણે ભાગ્યયોગે સહાયોને પ્રાપ્ત થયો છે. હે સંજય, મંદ બુદ્ધિવાળો દુર્યોધન પૂર્વે મને કહેતો હતો કે, હે તાત, કેકય, કાશિકા કોસળ, ચેદિગો તથા વંગો પણ મારી તરફ આવ્યા છે. માટે સમગ્ર પૃથ્વી જેવી મને ભજે છે તેવી પાર્થને ભજતી નથી તથાપિ આ વખતે તેની સેના સમૂહના મધ્યમાં રહેલા સારી રીતે ચોતરફથી રક્ષણ કરેલા દ્રોણને સંગ્રામમાં પાર્ષત એવા ધૃષ્ટદ્યુમ્ને પાડ્યા એનું કારણ ભાગ્ય વિના બીજું શું કહી શકાય? ભાગ્યજ. પણ હે સંજય, વળી મને એક આશ્ચર્ય થાય છે જે, રાજાઓના મધ્યમાં રહેલા નિરંતર યુદ્ધથી આનંદ પામનાર, સર્વાસ્ત્રમાં પારંગત એવા મહાબાહુ દ્રોણને મૃત્યુ કેમ પ્રાપ્ત થયો. હે સંજય, ભીષ્મ તથા દ્રોણને હણાયા સાંભળી કષ્ટ તથા અત્યંત મોહને પ્રાપ્ત થયેલો હું હવે જીવવાનો ઉત્સાહ નથી રાખતો. હે સંજય, પૂર્વે પુત્રવિષે પ્રીતિ કરનાર મને જોઇ જે વિદુરે કહ્યું હતું તે દુર્યોધન સહિત મને સર્વ પ્રાપ્ત થયું પણ હવે જો દુર્યોધનનો ત્યાગ કરી બાકીના પુત્રના બચાવને ઇચ્છુ તો સમગ્રનું મરણ ન થાય તથાપિ તે અત્યંત નૃશંસ કર્મ કહેવાય. તે હું કેમ કરૂં? તેમ જે પુરૂષ ધર્મનો ત્યાગ કરી કેવળ સ્વાર્થમાં તત્પર થાય તે આ લોકથી ભ્રષ્ટ થઈ ક્ષુદ્રપણાને પ્રાપ્ત થાય છે. હે સંજય, મુખ્ય પુરૂષોનું મર્દન થવાથી હવે ઉત્સાહ રહિત આ દેશના અવશેષને હું જોતો નથી. પુરૂષમાં શ્રેષ્ઠ, ક્ષમાવાન્ એવા જે વડે કરી આપણે નિરંતર જીવીએ તે બે મુખ્ય પુરૂષ થઇ જવાથી હવે અવશેષ કેમ રહે? માટે હવે તો હે સંજય, કેવી રીતે યુદ્ધ પ્રવર્ત્તમાન થયું, કયા યોદ્ધા યુદ્ધ કરતા હતા, કયા મારતા હતા, અને કયા ક્ષુદ્ર પુરૂષો ભયથી ભાગ્યા; તે બધું યથાર્થ મને કહે. અને રથિમાં શ્રેષ્ઠ અર્જુને શું પરાક્રમ કર્યું? તે પણ મને કહે. કારણ તેથી તથા તેના ભાઇ ભીમસેન થકી હમેશ મોટું ભય મને રહે છે. હે સંજય, પાંડવ તરફના યોદ્ધાઓ સંગ્રામમાં દ્રોણ સામે પાછા આવ્યા પછી બાકી રહેલા મારા સૈન્યનો અત્યંત દારૂણ પ્રહાર જે રીતે થયો હોય તે રીતે મને કહે. અને તેઓ પાછા આવ્યા તે વખતે તમારા મનને કેવું થયું; અને મારી તરફના કયા શૂરવીરોએ કોને વારી રાખ્યા તે પણ મને કહે.

॥ कथंचवोमनस्तातनिवृत्तेष्वभवत्तदा ॥

॥ मामकानांचयेशूराःकेकांस्तमन्यवारयन् ॥
इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि धृतराष्ट्र वाक्ये गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥



संजयउवाच ॥ महद्भैरवमासीन्नःसन्निवृत्तेषुपांडुषु ॥
॥ दृष्ट्वाद्रोणंछाद्यमानंतैर्भास्करमिवांबुदैः ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, જે વખતે પાંડવ પાછા ફરી આવ્યા તે વખતે મેઘે ઢાંકેલા સૂર્યની પેઠે તેમણે ઢાંકી દીધેલા દ્રોણુને જોઇ અમને મોટું ભય ઉત્પન્ન થયું હતું અને તેથી કરી ઉડેલી તીવ્ર રજે કરી તમારી સેના ઢંકાઇ જવાને લીધે દૃષ્ટિ પંથ હણવાથી દ્રોણુ હણાયા એમ અમે માનવા લાગ્યા. ક્રૂરકર્મ કરવા ઇચ્છતા મોટા ધનુષવાળા તે શૂરવીરોને જોઇ જલદી દુર્યોધને પોતાના સૈન્યને આજ્ઞા કરી કે, હે રાજાઓ શક્તિ, ઉત્સાહ તથા બળ પ્રમાણે યુક્તિથી પાંડવની સેનાને વારો. એવાં દુર્યોધનનાં વચન સાંભળી સમીપે ઉભેલા ભીમસેનને જોઇ તેના જીવિતને હરણ કરવા ઇચ્છતો તમારો પુત્ર દુર્મર્ષણ બાણનો વરસાદ કરતો તેની સામે જઈ ક્રોધાયમાન થયેલા મૃત્યુની પેઠે બાણે કરી તેને મારવા લાગ્યો. તે વખતે ભીમસેન પણ બાણે કરી તેને પીડવા લાગ્યો; તે મોટું આશ્ચર્ય સરખું થયું. તે સમયે ઇશ્વરે પ્રેરેલા પ્રાજ્ઞ, શૂરવીર તથા પ્રહાર કરનાર તે રાજાઓ રાજ્ય તથા મૃત્યુ ભયનો ત્યાગ કરી યુદ્ધમાં શત્રુઓ સામે ઉભા રહ્યા. હે વિશાંપતે, તે ટાણે દ્રોણુને ગ્રહણ કરવા ઇચ્છતા સંગ્રામમાં શોભિતા શિનીપૌત્ર શૂરવીર આવતા સાત્યકિને કૃતવર્માએ વારી રાખ્યો. ક્રોધાયમાન થયેલા સાત્યકિએ બાણના સમુદાયથી ક્રોધાયમાન થયેલા તેને વારી રાખ્યો વળી મદોન્મત હસ્તિ, મદોન્મત્ત હસ્તિને જેમ વારે તેમ કૃતવર્માએ તેને વાર્યો. દ્રોણુ સામે આવતા મોટા ધનુષવાળા ક્ષત્રવર્માને ઉગ્ર ધનુષવાળા સિંધુદેશના રાજા જયદ્રથે તીક્ષ્ણ બાણે કરી વારી રાખ્યો. ક્ષત્રવર્માએ સિંધુપતિના ધ્વજ, તથા ધનુષ્ કાપી ક્રોધથી દશ બાણે કરી સર્વ મર્મસ્થાનમાં તેને વિંધ્યો. બાણ નાંખવામાં ચતુર સિંધુ રાજાએ પણ બીજું ધનુષ ગ્રહણ કરી સંગ્રામમાં લોહમય બાણે કરી ક્ષત્રવર્માને વિંધ્યો. પાંડવ

વાસ્તે યત્નથી દ્રોણ સામે આવતા ભરતકુળમાં ઉત્પન્ન થયેલા શૂરવીર, મહારથિ યુયુત્સુને સાવધાન થયેલા સુબાહુએ વારી રાખ્યો. યુયુત્સુએ કૃષ્ણ તથા પીતવર્ણવાળા બે ક્ષુર બાણે કરી બાણ ફેંકતા સુબાહુના ધનુષ બાણ સહિત બેય હાથ કાપી નાંખ્યા. પાંડવમાં શ્રેષ્ઠ ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને, ક્ષોભ પામેલા, સમુદ્રને કિનારો વારે તેમ, મદ્રાધિપતિ શલ્યે વારી રાખ્યા. તેની ઉપર ધર્મરાજાએ મર્મ ભેદનાર ઘણાક બાણ નાંખ્યા. મદ્રાધિપતિએ પણ ચોસઠ બાણથી તેમને વિંધી અત્યંત સિંહનાદ કર્યો, વળિ પાંડુપુત્ર યુધિષ્ઠિરે સિંહનાદ કરતા તેના ધ્વજ તથા ધનુષ ક્ષુર નામના બે બાણથી કાપી નાંખ્યા. તે વખતે મનુષ્યો ઊંચે સ્વરે પોકાર કરવા લાગ્યા. તેમજ સૈન્ય સહિત બાહ્લિક રાજાએ, સૈન્ય સહિત દ્રોણ સામે આવતા દ્રુપદ રાજાને બાણે કરી વારી રાખ્યો. તે વખતે સેના સહિત પરસ્પર સામે આવેલા તે બેઉ વૃદ્ધનું, મોટા યૂથપતિ મદ ઝરતા બે હસ્તિયોનું જેવું યુદ્ધ થાય તેવું ભયંકર યુદ્ધ થયું. પૂર્વે ઈન્દ્રે તથા અગ્નિએ જેમ બળિરાજાને વાર્યો હતો તેમ સૈન્યસહિત અવંતિપુરીના, વિંદ તથા અનુવિંદે સૈન્યસહિત મત્સ્ય દેશના વિરાટરાજાને વારીરાખ્યો. અને મત્સ્યના યોદ્ધાઓને કેકય સાથે દેવાસુર યુદ્ધ સરખું, ભયરહિત છે અશ્વ, રથ તથા હસ્તિ જેમાં એવું અતિ આકુળ યુદ્ધ થયું. બાણ સમુદાયને ફેંકતા દ્રોણ સામે જતા નકુળ પુત્ર શતાનિકને સભાપતિ ભૂતકર્માએ વારી રાખ્યો. તેટલામાં નકુળ પુત્ર અત્યંત તીક્ષ્ણ કરેલા ભલ્લનામના ત્રણ બાણે કરી સંગ્રામ વિષે ભૂતકર્માને બાહુ તથા મસ્તકરહિત કર્યો. બાણના ઓઘ નાંખતાં દ્રોણ સામે આવતા પરાક્રમી તથા શૂરવીર સુતસોમને વિવિંશતિએ વારી રાખ્યો. અત્યંત ક્રોધાયમાન થયેલા સુતસોમે સરળ બાણે કરી કાકા વિવિંશતિને ભેદી કવચ પેરેલો તે સામે ઉભો રહ્યો નહિ. ભીમરથે તીક્ષ્ણ કરેલા લોહમય છ બાણે કરી અશ્વ, તથા સારથિ સહિત શાલ્વને યમલોકમાં મોકલી દીધો. હે મહારાજ, મયૂર સરખા અશ્વ જોડેલા રથે કરી આવતા તમારા પૌત્ર શ્રુતકર્માને તમારા ચૈત્રસેનિ પૌત્રે વારી રાખ્યો. દુઃખથી સહન થાય નહિ એવા પરસ્પર વધને ઇચ્છતા તે બેઉ તમારા પૌત્ર વડિલોની અર્થ સિદ્ધિ વાસ્તે ઉત્તમ યુદ્ધ કરતા હતા. મહા સંગ્રામમાં દ્રોણની આગળ ઉભેલા પ્રતિવિંધ્યને જોઇ પિતાને માન આપતા અશ્વત્થામાએ બાણથી એને વારી રાખ્યો. પ્રતિવિંધ્યે તીક્ષ્ણ બાણે કરી પિતા વાસ્તે ઉભેલા સિંહલાંગુળચિ

ચિન્હવાળા ક્રોધાયમાન થયેલા તેને વિંધ્યો. હે નરર્ષભ, તેટલામાં બીજ વાવવા વખતે જાણે બીજ વાવતા હોય તેની પેઠે દ્રૌપદી પુત્રોએ અશ્વત્થામા ઉપર બાણનો વરસાદ કર્યો. દ્રોણ સામા જતા અર્જુન પુત્ર મહારથિ દ્રૌપદેય શ્રુતકીર્તિને દુઃશાસનના પુત્રે વારી રાખ્યો. અર્જુન સરખો તે અર્જુન પુત્ર અત્યંત તીક્ષ્ણ કરેલા ભલ્લનામના ત્રણ બાણે કરી તેના ધનુષ, ધ્વજ, તથા સારથિને છેદી દ્રોણ સમીપે ગયો. હે રાજન્! જે બેઉ સેનાવિષે અત્યંત શૂર મનાય છે. પટચ્ચર નામના અસુરને હણનાર તે સમુદ્રાધિપને લક્ષ્મણે વારી રાખ્યો. હે ભારત, તે, લક્ષ્મણના ધનુષ તથા ધ્વજ ચિન્હ છેદી તેની ઉપર બાણનો વરસાદ કરતાં અત્યંત શોભતો હતો. સંગ્રામમાં દ્રોણ સામે આવતા યાજ્ઞસેનિ યુવાવસ્થાવાળા શિખંડિને મહા પ્રાજ્ઞ યુવાવસ્થાવાન્ વિકર્ણે વારી રાખ્યો. તે વખત શિખંડિએ બાણના સમુદાયથી તેને ઢાંકી દીધો. તે સમયે તે બાણ સમુદાયને નાશ કરી બળવાન્ તમારો પુત્ર શોભતો હતો. દ્રોણ સામે જતા શૂરવીર ઉત્તમૌજાને સંગ્રામમાં બાણના સમુદાયથી અંગદે વારી રાખ્યો. તે વખતે પુરૂષમાં સિંહરૂપ એવા તે બેઉનો સર્વ સૈનિકોને પ્રીતિ વધારનાર અત્યંત ભયંકર પ્રહાર થતો હતો. દ્રોણ સામે જતા શૂરવીર પુરૂજીત્‌ને મોટા ધનુષવાળા બળવાન્ દુર્મુખે વત્સદંત નામના બાણથી વારી રાખ્યો. તે સમયે તેણે નારાચ નામના બાણે કરી દુર્મુખની ભૃકુટીનો મધ્યભાગ વિંધ્યો. તેણે કરી તેનું મુખ, નાળસહિત કમળ સરખું શોભતું હતું. દ્રોણ સામે જતા લાલ ધજાવાળા પાંચ ભાઇ કેકયને બાણના વરસાદથી કર્ણે વારી રાખ્યા. અત્યંત સંતપ્ત થયેલા તેમણે બાણના વરસાદથી એને ઢાંકી દીધો. તેણે પણ વારંવાર બાણ સમુદાયથી તેમને ઢાંકી દીધા. પરસ્પર આવતા બાણના સમુદાયથી ઢંકાઈ જવાને લીધે અશ્વ, સારથિ ધ્વજ તથા રથ સહિત કર્ણ તથા પાંચ ભાઇ કેકય પણ દેખાતા ન હતા. દ્રોણ સામે જતા નીલ, કાશ્ય તથા જયત્સેન એ ત્રણને દુર્જય, જય તથા વિજય નામના તમારા ત્રણ પુત્રોએ વારી રાખ્યા, તે વખતે પરસ્પર તેમનું એક બાજુંએ સિંહ વ્યાઘ્ર તથા તરક્ષુ અને બીજી બાજું રીંછ, મહિષ તથા બલિબર્દનું, પરસ્પર જેવું યુદ્ધ થાય તેવું જોનારને પ્રીતિ વધારનાર ભયંકર યુદ્ધ થતું હતું. યુદ્ધમાં દ્રોણ સામે જતા સાત્વતને ક્ષેમધૂર્તિ તથા બૃહંત નામના બે ભાઇઓએ તીક્ષ્ણ બાણે કરી વિંધ્યા. તે વખતે અન્યોઅન્ય તેમનું તથા તેનું વનવિષે મદ ઝ

રતા બે મુખ્ય હસ્તિ તથા સિંહનું જેવું પરસ્પર યુદ્ધ થાય તેવું અતિ આશ્ચર્યરૂપ યુદ્ધ થતું હતું. યુદ્ધમાં દ્રોણ સામે જતા, યુદ્ધથી આનંદ પામનાર, એકલા અંબષ્ટરાજાને બાણ ફેંકતાં ક્રોધાયમાન થયેલા ચેદિ રાજાએ વારી રાખ્યો. તે સમયે અંબષ્ટ રાજાએ અસ્થિ ભેદનાર શલાકાએ કરી તે ચેદિરાજને ભેદ્યો. તેથી તે બાણ સહિત ધનુષનો ત્યાગ કરી રથઉપરથી પૃથ્વીઉપર પડ્યો, ક્રોધાક્ત રૂપવાળા દ્રોણ સામે આવતા વાર્ષ્ણેય, વાર્ધક્ષેમિને ઉદાર ચિત્તવાળા શરદ્વાન્‌ના પુત્ર કૃપાચાર્યે ક્ષુદ્રક નામના બાણે કરી વારી રાખ્યો. તે વખતે પરસ્પર વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરતા કૃપાચાર્ય તથા વાર્ષ્ણેય વાર્ધક્ષેમિને જે યોદ્ધાઓ જોતા હતા તે યુદ્ધમાં આસક્ત મનવાળા થઇ બીજી ક્રિયાને ભૂલી જતા હતા. દ્રોણ સામે આવતા સાત્રધાન મણિમાન્ રાજાને દ્રોણના યશને વધારનાર સૌમદત્તિએ વારી રાખ્યો. તે વખતે મણિમાન્ રાજાએ જલદી સૌમદત્તિના વિચિત્ર પ્રકારના ધનુષ, ધ્વજ પતાકા તથા સારથિને પાડી છત્ર પણ રથમાંથી પાડી નાખ્યું. તે વખતે યૂપાધ્વજવાળો શત્રુને હણનાર સૌમદત્તિ જલદી રથમાંથી નીચે કૂદી શ્રેષ્ઠ ખડ્ગથી અશ્વ, સારથિ, ધ્વજ તથા રથ સહિત તેને મારી પાછો પોતાના રથમાં બેશી બીજું ધનુષ્ લેઇ પોતે ઘોડાઓને નિયમમાં રાખતાં પાંડવની સેનાને મારવા લાગ્યો અસુર પ્રત્યે આવતા ઇન્દ્રની પેઠે દ્રોણ પ્રત્યે આવતા દુઃખે કરી જીતી શકાય નહિ એવા પાંડ્ય રાજાને સમર્થ વૃષસેને બાણના ઓઘથી વારી રાખ્યો. ગદા, ભાલા, ખડ્ગ, પટા લાકડીઓ, પાષાણ, દંડ, અગ્ન્યસ્ત્ર, સાંગ, ગુરંજ, બાણ, મુસળ, મોદાલી, ચક્ર, ગોફણ, ફરસી, રજ, વાયુ, અગ્નિ, સલિલ, ભસ્મ, લોહ, તૃણ તથા દ્રુમે કરી સેનાને વ્યથા પમાડતો, ખેદ કરતો, ભાગતો, હણતો, ભગાડતો, ફેંકતો તથા ભય પમાડતો ઘટોત્કચ રાક્ષસ દ્રોણ સામે આવ્યો. તેને કોપાયમાન થયેલો અલંબુષ રાક્ષસ નાનાપ્રકારના યુદ્ધ સાધનભૂત શસ્ત્રે કરી મારવા લાગ્યો. તે વખતે રાક્ષસમાં મુખ્ય તે બેઉનું પૂર્વે જેવું શંબરાસુર તથા ઇન્દ્રનું યુદ્ધ થયું હતું તેવું યુદ્ધ થતું હતું. હે રાજન્, એ રીતે તમારા તથા તેમના સંકુળ યુદ્ધમાં રથ, હસ્તિ તથા પાયદળોના સેંકડો દ્વંદ્વયુદ્ધ થતા હતા. તમારૂ કલ્યાણ થાઓ. દ્રોણને મારવા તથા રક્ષણ કરવા વખતે એકઠા મળેલાઓનો જેવો સંગ્રામ થયો એવો સંગ્રામ પૂર્વે મેં દીઠોય ન હતો, તેમ સાંભળ્યો પણ ન હતો. હે પ્રભો, આ ઘોર, આશ્ચર્યરૂપ, આ રૌદ્ર, એ રીતે કહેવાતા તે સંગ્રામમાં વિસ્તૃત ઘણાંક યુદ્ધ દેખાતાં હતાં.

॥ इदंघोरमिदंचित्रमिदंरौद्रमितिप्रभो ॥
॥ तत्रयुद्धान्यदृश्यंतपततानिबहूनिच ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि द्वंद्वयुद्धे गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥

---

धृतराष्ट्रउवाच ॥ तेष्वेवंसन्निवृत्तेषुप्रत्युद्यातेषुभागशः ॥
॥ कथंयुयुधिरेपार्थामामकाश्वतरस्विनः ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, એ રીતે તેઓ વિભાગ પ્રમાણે પાછા ફરી સામે આવ્યા ત્યારે પાંડવ તથા વેગવાન્ મારી તરફનાઓનું કેવી રીતે યુદ્ધ થયું. તેમ હે સંજય, અર્જુને સંશપ્તક સૈન્ય પ્રત્યે શું કર્યું; અને સંશપ્તકોએ અર્જુન વિષે શું કર્યું; તે પણ મને કહે. સંજય કહે છે, તે રીતે પાંડવ તરફના યોદ્ધાઓ પાછા ફર્યા અને બેઉ સેનાના યોદ્ધાઓ વિભાગ પ્રમાણે સામે ઉભા રહ્યા તે વખતે તમારા પુત્ર દુર્યોધને હસ્તિ સૈન્ય સહિત ભીમસેન સામે દોડી, હસ્તિ, હસ્તિને તથા બળિવર્દ બળિવર્દને જેમ બોલાવે તેમ યુદ્ધ વાસ્તે તેને બોલાવ્યો. એટલે તેણે બોલાવેલો યુદ્ધમાં કુશળ તથા બાહુબળ યુક્ત ભીમસેન, હસ્તિસૈન્ય સામે દોડી તેજ વખતે તે સૈન્યને નારાચ નામના બાણે કરી ભેદવા લાગ્યો. તેથી વિમુખ તથા મદ રહિત થયેલા ચોતરફ મદ ઝરતા પર્વત સરખા તે હસ્તિઓને જોઇ પવનનો પુત્ર તે, વૃદ્ધિ પામેલો વાયુ જેમ વાદળાના સમૂહને નાશ કરે તેમ તે સૈન્યોનો નાશ કરવા લાગ્યો. તે સમયે હસ્તિઓ વિષે બાણ સમૂહ નાંખતો ભીમસેન, સર્વ ભુવન વિષે કિરણોનો વિસ્તાર કરતો ઉદય પામેલો સૂર્ય જેવો શોભે તેવો શોભતો હતો. અને તેના બાણે કરી વિંધાયલા હસ્તિઓ, આકાશમાં સૂર્યનાં કિરણોએ કરી વ્યાપ્ત થયેલા અનેક મેઘ શોભે તેવા શોભતા હતા. એ પ્રમાણે હસ્તિઓનો નાશ કરતા વાયુપુત્ર ભીમસેનની સામે આવી ક્રોધાયમાન થયેલા દુર્યોધને તીક્ષ્ણ કરેલા બાણે કરી તેને ભેદ્યો. તેજ ટાણે ક્ષણ માત્રમાં ક્રોધથી રૂધિર સરખા લાલ નેત્રવાળા ભીમસેને દુર્યોધન રાજાને તેના નાશ વાસ્તે તીક્ષ્ણ બાણથી વિંધ્યો. વળી બાણે કરી વિંધાએલા સર્વ અંગવાળા ક્રોધાક્રાંત થયેલા તેણે પણ જાણે હસતો હોય નહિ તેની પેઠે સૂર્ય કિરણ સરખા ઉજવળ નારાચ નામના બાણે કરી પાંડુ-

પુત્ર તેને વિંધ્યો. તે વખતે પાંડુપુત્ર તેણે રત્નથી વિચિત્ર પ્રકારના તેના ધ્વજ વિષે રહેલા મણિમય હસ્તિને ભલ્લ નામના એક બાણથી ભેદી બીજા ભલ્લ બાણે કરી જલદી તેનું ધનુષ્ કાપી નાંખ્યું. હે મારિષ, એ રીતે ભીમસેને પીડિત કરેલા દુર્યોધનને જોઈ ભીમને ક્ષોભ પમાડવાની ઇચ્છાથી હસ્તિ ઉપર બેઠેલો અંગરાજા તેની સામે આવ્યો. તેથી મેઘ સરખા શબ્દવાળા આવતા તે હસ્તિને જોઇ ભીમસેને નારાચ નામના બાણે કરી કુંભસ્થળના મધ્યમાં અત્યંત તેને પીડ્યો. તેના નાંખેલા તે નારાચ નામના બાણ, તે હસ્તિની કાયાને ભેદી પૃથ્વીમાં પેઠા અને તે હસ્તિ પણ વજ્રે હણેલા પર્વતની પેઠે પૃથ્વી ઉપર પડ્યો. તે ટાણે હસ્તિ ઉપરથી નીચે પડતા તે મ્લેચ્છનું મસ્તક પણ જલદી બાણ ફેંકનાર ભીમસેને ભલ્લ નામના બાણથી કાપી નાખ્યું. તે શરીર પડ્યો તેને જોઇ સંભ્રાંત થયા છે અશ્વ, હસ્તિ તથા રથ જેમાં એવી દુર્યોધનની સેના પાયદળોને મર્દન કરતી ચોતરફ ભાગવા લાગી. તે ટાણે પ્રાગજ્યોતિષનો અધિપતિ ભગદત્ત, જે હસ્તિયે કરી ઇંદ્ર, દૈત્ય તથા દાનવને જીત્યો હતો તેના વંશના હસ્તિ ઉપર બેશી ભીમસેન સામે આવ્યો. તે વખતે નેત્ર ફાડેલા તથા ક્રોધાયમાન થયેલા તે શ્રેષ્ઠ હસ્તિએ સંકુચિત કરેલી સૂંઢ તથા બે પગે કરી પાંડુપુત્ર ભીમસેનને જાણે મંથન કરતો હોય નહિ તેની પેઠે તેની સામે દોડી અશ્વ સહિત તેના રથનું ચૂર્ણ કરી નાખ્યું. તે સમયે અંજલીકા વેધવિદ્યા જાણનાર પાંડુપુત્ર ભીમસેન પલાયન ન કરતાં દોડી તેના શરીરમાં લીન થઈ ગયો. એ રીતે તેના શરીરમાં જઇ હાથથી વારંવાર તેને મારતાં પોતાને મારવા ઇચ્છતા તે હસ્તિને લડાવતો હતો. તે વખતે દશહજાર હસ્તિ સરખો બળવાળો શોભિતો ભીમસેનને ખોળતો તે હસ્તિ કુલાલચક્રની પેઠે જલદી ફરવા લાગ્યો. ભીમસેન પણ તેના શરીરમાંથી બાહાર નીકળી સુપ્રતિક નામના તે હસ્તિની આગળ સામે ઉભો. તે વખતે તે હસ્તિ સૂંઢથી ભીમસેનને પકડી તેની ડોકમાં વીંટો લેઇ બે ગોઠણથી તેને પાડી મારવા તૈયાર થયો. તે ટાણે વળી મહાબળવાન્ ભીમસેન તેની સૂંઢમાંથી બાહાર નિકળી પાછો તે હસ્તિના શરીરમાં પ્રવેશ કરી પોતાના પક્ષ તરફના હસ્તિને આવવાની વાટ જોતો હતો. પછી હસ્તિના શરીરમાંથી નિકળી વેગથી વળી ભાગવા પણ લાગ્યો. તેટલામાં તો હે મારિષ, ભીમસેનને હસ્તિએ માર્યો માટે એને ધિક્કાર છે, એ રીતે સર્વ સૈન્યમાં મોટા શબ્દ થવા લાગ્યો. હે રાજન્, અને તે હસ્તિથી ત્રાસ

પામેલી પાંડવની સેના પણ જ્યાં ભીમસેન હતો ત્યાં ભાગીને ગઇ. તે ટાણે યુધિષ્ઠિર રાજા પણ ભીમસેન હણાયા એમ માની પાંચાલ્ય સહિત પોતે ભગદત્તને ચોતરફથી વારવા લાગ્યા. અને રથિમાં શ્રેષ્ઠ શત્રુને તપાવનાર બીજા યોદ્ધાઓ પણ હજારો તીક્ષ્ણ કરેલા બાણ ભગદત્ત ઉપર નાંખવા લાગ્યા. તે વખતે ભગદત્ત આવતા બાણોને અંકુશથી નિવારણ કરી હસ્તિથી પાંડવ તથા પંચાલોને મારવા લાગ્યો. તે ટાણે સંગ્રામમાં ભગદત્તના આશ્ચર્યરૂપ પરાક્રમને અમે જોતા હતા. તેટલામાં દશાર્ણદેશનો રાજા જલદી ચાલનાર મદ ઝરતા હસ્તિ ઉપર બેશી ભગદત્ત સામે આવ્યો. તે વખતે ભયંકર રૂપવાળા તે બેઉ હસ્તિઓનું દ્રુમ સહિત પક્ષવાળા બે પર્વતનું જેવું યુદ્ધ થાય તેવું ભયંકર યુદ્ધ થયું. જેમાં ભગદત્તના હસ્તિએ પાછા ફરી દશાર્ણાધિપતિના હસ્તિના પાર્શ્વભાગને ભેદી તેને પાડયો ને ભગદત્તે પણ સૂર્ય કિરણ સરખા સાત ભાલાએ કરી હસ્તિ ઉપર બેઠેલા તે શત્રુને પણ હણ્યો. તે ટાણે યુધિષ્ઠિર રાજાએ ભગદત્તને વિંધી મોટા રથ સૈન્યે કરી ચોતરફથી તેને વિંટી લીધો. તે વખતે ચોતરફથી રથિઓએ વિંટાયેલો હસ્તિ ઉપર વિરાજમાન તે, વનના મધ્યમાં પર્વત વિષે રહેલો પ્રજવલિત અગ્નિ શોભે તેવો શોભતો હતો. તેમજ ચોતરફથી બાણ ફેંકતા ઉગ્ર ધનુષ્યવાળાં રથિ પુરૂષોના મંડળના મધ્યમાં રહેલો તે હસ્તિ ભ્રાંત થતો હતો. તે વખતે પ્રાગ્જ્યોતિષના અધિપતિ ભગદત્તરાજાએ તે મોટા હસ્તિને સાત્યકિના રથ સામે મોકલ્યો. તેથી તે હસ્તિએ સાત્યકિના રથને ગ્રહણ કરી વેગથી ફગાવ્યો. એટલે સાત્યકિ તો તેમાંથી કૂદી પલાયન કરી ગયો, તેમજ તેનો સારથિ પણ ઘોડાઓને સ્થિર કરી સાત્યકિ પાસે જઇ ઉભો. તેટલામાં વળી અવકાશ પામેલો તે હસ્તિ, ઉતાવળે રથ મંડળમાંથી બહાર નિકળી સર્વ રાજાઓને મારવા લાગ્યો. જલદી ગતિ કરનાર તેણે ત્રાસ પમાડેલા રાજાઓ તે એક હસ્તિને સેંકડો હસ્તિ સરખો માનવા લાગ્યા. તેટલામાં હસ્તિ ઉપર બેઠેલો ભગદત્ત, ઐરાવત હસ્તિ ઉપર બેઠેલો ઇન્દ્ર જેમ દૈત્યનો નાશ કરે તેમ પાંડવ તરફનાઓને મારવા લાગ્યો હતો. તે ટાણે ચોતરફ દ્રોણ તથા પંચાલોના હસ્તિ અને અશ્વનો મોટો ભયંકર શબ્દ થતો હતો. એ રીતે ભગદત્તે પાંડવ તરફનાઓને ચોતરફથી પીડિત કર્યાં. તેને જોઇ ક્રોધાયમાન થયેલો ભીમસેન પાછો ભગદત્ત સામે આવ્યો. તે વખતે સામે આવતાં તેનાં વાહનને ભગદત્તના હસ્તિએ સૂંઢમાંથી મૂકેલા જળે કરી ત્રાસ

પમાડયાં, તેથી તે ભીમસેન સહિત ત્યાંથી પલાયન કરવા લાગ્યાં. તે સમયે રથમાં બેઠેલા કાળ સરખા કુંતિપુત્ર રૂચિપર્વાએ જલદી તેની સામે આવી તેની ઉપર બાણનો વરસાદ કર્યો. તેટલામાં સુંદર અંગની સંધિવાળા તે પર્વત પતિએ ગ્રંથિ વગરના બાણે કરી તે રૂચિપર્વાને યમલોકમાં મોકલી દીધો. તે શૂરવીર પડયો તેને જોઇ સુભદ્રા પુત્ર અભિમન્યુ, દ્રૌપદી પુત્ર, ચેકિતાન, ધૃષ્ટકેતુ, તથા યુયુત્સુ એટલા પાંડવો તરફના શૂરવીર ભયંકર સિંહનાદ કરતા ત્યાં આવી હસ્તિને પીડિત કરી તેની ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા. તેટલામાં પેની, અંકુશ તથા અંગુઠાએ કરી ભગદત્તે પ્રેરેલા અને સ્તબ્ધ છે કર્ણ તથા નેત્ર જેનાં એવા ઊંચી સૂંઢ કરેલા હસ્તિએ એ પગવડે વાહનોને પીડિત કરી યુયુત્સુના સારથિને માર્યો. તેટલામાં હે રાજન્, યુયુત્સુ રથ ઉપરથી જલદી પલાયન કરી ગયો. તે ટાણે તે પાંડવ તરફના યોદ્ધાઓ ભયંકર શબ્દ કરતા બાણે કરી હસ્તિને મારવા લાગ્યા, તે સમયે તે તમારો પુત્ર અભિમન્યુના રથમાં ચઢી બેઠો. તે વખતે શત્રુ વિષે બાણ નાંખતો હસ્તિ ઉપર બેઠેલો તે ભગદત્તરાજા, ભુવનો વિષે કિરણોનો વિસ્તાર કરતો જેવો સૂર્ય શોભે તેવો શોભતો હતો. તે ટાણે હસ્તિ ઉપર બાણ અભિમન્યુએ, દશ યુયુત્સુએ, ત્રણ ત્રણ દ્રૌપદીના પુત્રોએ, તથા ત્રણ બાણ ધૃષ્ટકેતુએ નાંખ્યા. અતિ યત્નથી નાંખેલા તે બાણે કરી વિંધાયલો તે હસ્તિ, સૂર્યની કિરણોએ કરી મળેલો મોટા મેઘ શોભે તેવો શોભતો હતો. માવતે શીક્ષા તથા રત્ને કરી પ્રેરેલો શત્રુના બાણથી પીડિત તે હસ્તિ સવ્ય તથા દક્ષિણ બાજુથી શત્રુઓને ફેંકવા લાગ્યો. વનમાં ગોવાળ જેમ દંડે કરી પશુગણને વિંટી લે તેમ ભગદત્ત વારંવાર પાંડવ સેનાને વિંટી લેતો હતો. તે ટાણે જલદી આવ્યો છે સિંચાણો પાસે જેમની એવા કાગડાઓનો જેવો શબ્દ થાય તેવો ભાગતા પાંડવ તરફનાઓનો ભયંકર શબ્દ થતો હતો. હે નૃપશ્રેષ્ઠ, અંકુશે હણેલો પક્ષવાળા પર્વતસરખો શ્રેષ્ઠ તે હસ્તિ ક્ષોભ પામેલો સમુદ્ર જેમ વ્યાપારીજનોને ભય ઉત્પન્ન કરે તેમ શત્રુઓને અત્યંત ભય ઉત્પન્ન કરતો હતો. તે ટાણે ભયથી ભાગતા હસ્તિ, રથ, અશ્વ તથા રાજાઓનો ઉત્પન્ન થયેલો ભયંકર શબ્દ પૃથ્વી, આકાશ, સ્વર્ગ, દિશા તથા વિદિશાઓમાં પણ ફેલાઇ જતો હતો. પૂર્વે સંગ્રામમાં દેવતાઓએ સારી રીતે રક્ષા કરેલી દેવસેનાને વિરોચન દૈત્ય જેમ વેહેતો હતો તેમ ભગદત્ત રાજા તે શ્રેષ્ઠ હસ્તિએ કરી શત્રુઓની સેનાને વહન કરતો હતો, તે વખતે

વાયુ અત્યંત વાહાતો હતો, અને આકાશમાં ઉડતી રજ વારંવાર સૈનિકોને વિંટી લેતી હતી તેથી મનુષ્યો તે એક હસ્તિને ચોતરફ આવેલા ઘણાક હસ્તિ સરખો માનતા હતા.

॥ भृशंववौज्वलनसखोवियद्रजःसमावृणोन्मुहुरपिचैवसैनिकान् ॥
॥ तमेकनागंगणशोयथागजान्समंततोद्रुतमथमेनिरेजनाः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि भगदत्तयुद्धे गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥

---

संजयउवाच ॥ यन्मांपार्थस्यसंग्रामेकर्माणिपरिपृच्छसि ॥
॥ तच्छृणुष्वमहाबाहोपार्थेयदकरोद्रणे ॥

સંજય કહે છે—હે મહાબાહો, સંગ્રામમાં અર્જુને શું કર્મ કર્યાં, એ રીતે તમે મને પૂછો છો માટે તેણે જે સંગ્રામમાં કર્યું તે હું કહું તે સાંભળો. ભગદત્તે વિચિત્ર પ્રકારની ક્રિયા કરવા માંડી તેથી ઉત્પન્ન થયેલી રજને જોઈ તથા હસ્તિનો શબ્દ સાંભળી કુંતિપુત્ર અર્જુને શ્રીકૃષ્ણને આવી રીતે વચન કહ્યું કે, હે મધુસૂદન, પ્રાગ્જ્યોતિષનો અધિપતિ ભગદત્ત રાજા હસ્તિ ઉપર બેશી જલદીથી યુદ્ધ કરવા નિકળેલો છે તેનો આ શબ્દ સંભળાય છે. જે સંગ્રામમાં ઇન્દ્રથી અધિક, હસ્તિ ઉપર બેસવામાં ચતુર તથા હસ્તિ ઉપર બેશી યુદ્ધ કરનારાઓમાં અગ્રેસર છે એવી મારી મતિ છે. તેમજ તેનો હસ્તિ પણ હસ્તિમાત્રમાં શ્રેષ્ઠ અને યુદ્ધમાં બીજો હસ્તિ જેની સામે ઉભો રહી શકે નહિ, સર્વ શસ્ત્રને અતિક્રમણ કરનાર, સંગ્રામમાં પરાક્રમ કરનાર, ખેદરહિત શસ્ત્રનું વાગવું તથા અગ્નિ સ્પર્શને સહન કરનાર છે. માટે તે એકલો આજ સર્વ પાંડવ સૈન્યનો નાશ કરશે. તેમ આપણ બેવિના બીજો કોઇ તેને બાધ કરવા સમર્થ પણ નથી વાસ્તે જે સ્થાનકે તે પ્રાગ્જ્યોતિષનો અધિપતિ ભગદત્ત છે ત્યાં જલદી જાઓ. એટલે અવસ્થા તથા હસ્તિના બળે કરી મદોન્મત્ત તથા અહંકારી એવો એને ઇન્દ્રનો પ્રિય અતિથિ હું કરૂં. એવાં અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન્ જે સ્થાનકે ભગદત્ત રાજા પાંડવ સેનાને વિદારણ કરતો હતો તે સ્થાનકે જવા લાગ્યા. એ રીતે જતા અર્જુનને દશ હજાર ત્રિગર્તોના

મહારથિ તથા પૂર્વે વાસુદેવના ચાર હજાર અનુચર હતા તે મળી ચઉદ હજાર સંશપ્તકોએ પાછળથી બોલાવતા તેને વિંટિ લીધો. તે વખતે હે મારિષ, એક બાજુ ભગદત્તરાજા સેનાને વિદારણ કરે છે તેને જોઇ અને બીજી બાજું પાછળથી તે સંશપ્તકો પોતાને આવ્હાન કરે છે તેને પણ સાંભળી અર્જુનનું હૃદય બે પ્રકારથી ડોળાયમાન થયું. તે ટાણે પોતે આવી રીતે વિચાર કરવા લાગ્યો જે; આ વખતે શું કરવાથી મારૂ શ્રેય થાય, શું સંશપ્તક ગણ પ્રત્યે પાછો વળુ, વા યુધિષ્ઠિર પાસે જાઉં, એમ બુદ્ધિથી વિચાર કરતાં તેની, પાછા વળી સંશપ્તકને મારવા વિષે વધારે સ્થિર બુદ્ધિ થઇ. તે ટાણે હનુમાન્ છે ધ્વજ વિષે જેને એવો ઇન્દ્રપુત્ર તે, હજારો રથિઓને મારવા એકલો જલદી પોતે પાછો વળ્યો. અને તે વખતે દુર્યોધન તથા કર્ણ પણ અર્જુનના વધ વાસ્તેજ એક બાજુ ભગદત્તનું યુદ્ધ અને બીજી બાજુ સંશપ્તકનું યુદ્ધ રચાવેલું હતું તથાપિ પાંડુ પુત્ર અર્જુન તો તે દોલાયમાન થયેલી બુદ્ધિનો ત્યાગ કરી તે હજારો સંશપ્તકને મારવા તેની સામે પાછો વળ્યો તેને જોઇ સંશપ્તકના મહારથિઓએ અર્જુન ઉપર ગ્રંથિવગરના હજારો બાણ નાંખ્યા. તેથી ઢંકાઇ જવાને લીધે કુંતિપુત્ર અર્જુન, જનાર્દન કૃષ્ણ, રથના ઘોડાઓ તથા રથ એ કંઇ પણ દેખાતું ન હોતું. તે ટાણે જનાર્દન ભગવાન્ ધર્મથી આકુળ થઇ મોહને પ્રાપ્ત થયા તેને જોઇ અર્જુને તેમની ઉપર બ્રહ્માસ્ત્ર નાંખ્યું. તેથી તે સંશપ્તકગણના બાણ પ્રત્યંચા, મોજા તથા ધનુષ્ સહિત સેંકડો હાથિ, ધ્વજ, અશ્વ, સારથિ તથા રથિઓ રણભૂમિ વિષે પડવા લાગ્યા હતા. તેમજ અર્જુનના બાણથી હણાયલા દ્રુમ, પર્વતના અગ્રભાગ તથા મેઘ સરખી કાયાવાળા હણાયેલા માવત સહિત હસ્તિઓ તથા કેટલાક વિંધાયેલા ઝુલ તથા આભરણવાળા માવત સહિત મરેલા હસ્તિઓ પણ રણભૂમી વિષે પડતા હતા તેમજ અર્જુને ભાલાથી કાપેલા યોદ્ધાઓના લાકડી, ભાલા, ખડ્ગ, મોહાલી તથા ફરશી સહિત બાહુ, તથા ઉગતા સૂર્ય, કમળ અને ચંદ્ર સરખા યોદ્ધાઓનાં મસ્તકો પણ પૃથ્વી વિષે પડતાં હતાં. એ રીતે ક્રોધાયમાન થયેલા અર્જુને શત્રુઓને હણ્યા તે વખતે નાનાપ્રકારના રૂપવાળા પ્રાણિઓને ખાનાર પક્ષિઓએ કરી સેના શોભતી હતી. એવી રીતે હસ્તિ જેમ કમલિનીને ક્ષોભ પમાડે તેમ સેનાને ક્ષોભ પમાડતા અર્જુનને જોઈ 'સાધુ, સાધુ' એ રીતે પ્રાણિઓ તેની પ્રશંસા કરતા હતા.

ઇંદ્રના સરખું અર્જુનનું તે કર્મ જોઇ માધવ ભગવાને પરમ આશ્ચર્ય પામી હાથ જોડી તેને કહ્યું કે—હે પાર્થ આજ જે આ કર્મ સંગ્રામમાં તેં કર્યું તે કર્મ ઇંદ્ર, યમરાજા તથા કુબેર પણ દુઃખે કરીને કરી શકે નહિ, એવી મારી મતિ છે. કે જે એક કાળાવચ્છિન્ન સંગ્રામમાં હજારો સંશપ્તક મહારથિઓને પડેલાજ મેં જોયા. એ રીતે સંગ્રામમાં ઉભેલા ઘણાક સંશપ્તકોને હણી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે, હવે ભગદત્તપ્રત્યે રથને હાંકો.

॥ संशप्तकांस्ततोहत्वाभूयिष्ठायेऽयवस्थिताः ॥
॥ भगदत्ताययाहीतिकृष्णंपार्थोऽभ्यनोदयत् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि संशप्तकवधे गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

---

संजयउवाच ॥ यियासतस्ततःकृष्णाःपार्थस्याश्वान्मनोजवान् ॥
॥ संप्रैषीद्धेमसंछन्नान्द्रोणानीकायसत्वरन् ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, ભગદત્ત સામે જવા ઇચ્છતા અર્જુનના સુવર્ણથી શોભિતા મન સરખા વેગવાળા અશ્વને શ્રીકૃષ્ણે જલદી દ્રોણ સૈન્યપ્રત્યે ચલાવ્યા. તે ટાણે દ્રોણે તપાવેલા પોતાના ભાઇઓ પ્રત્યે જતા તે કુરૂશ્રેષ્ઠને જોઇ તેની સાથે યુદ્ધને ઇચ્છતો સુશર્મા ભાઇઓ સહિત પાછળ આવ્યો. તેને જોઈ ધોળા ઘોડાવાળા અર્જુને કોઇએ જીતેલા નહિ એવા શ્રીકૃષ્ણને કહ્યું કે, હે અચ્યુત, ભાઇઓ સહિત આ સુશર્મા સંગ્રામ વાસ્તે પાછળથી મને બોલાવે છે. તેમ બીજી બાજુ મારા સૈન્યને ભગદત્ત વિદારણ કરે છે. માટે હે મધુસૂદન, વળી મારૂં મન બે પ્રકારે ડોળાયમાન થાય છે વાસ્તે હાલ શું સંશપ્તકોને મારૂં વા શત્રુઓથી પીડિત થએલા પોતાનાઓની રક્ષા કરૂં. તેમ મારા મતને પણ તમો જાણો છો માટે આ વખતે શું કરવાથી મારૂં સુકૃત થાય તે કહો. એવાં અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને જ્યાંથી ત્રિગર્તાધિપતિ સુશર્મા, પાંડુપુત્ર તેને યુદ્ધ વાસ્તે બોલાવતો હતો તે માર્ગે પાછો રથને ચલાવ્યો. તેજ ટાણે અર્જુને સાત બાણે કરી સુશર્માને વિધિ ક્ષુર નામના બે બાણે કરી એનો ધ્વજ તથા ધનુષ પણ કાપી બીજા ૭ બાણે કરી તે ત્રિગર્તાધિપતિના

ભાઇને અશ્વ તથા સારથિસહિત જલદી યમલોકમાં મોકલી દીધો. તે સમયે સુશર્માએ સર્પ સરખી લોહમય શક્તિ અર્જુન ઉપર તથા વાસુદેવ ઉપર ભાલુ નાંખ્યું. તે વખતે ત્રણથી શક્તિને તથા ત્રણ બાણથી ભાલાને છેદી બાણ સમુદાયથી સુશર્માને મોહ પમાડી અર્જુન ત્યાંથી પાછો વળ્યો. હે રાજન્, ઇન્દ્રની પેઠે બાણના ઓઘ નાંખતા આવતા તે ઉગ્ર અર્જુનને તમારા સૈન્યમાંથી કોઇપણ વારી શક્યો નહિ, તેથી અર્જુન, અગ્નિ જેમ સુકા ઘાસના સમુદાયને બાળે તેમ બાણે કરી કૌરવ તરફના સર્વ મહારથિઓને હણતાં સમીપે આવ્યો. તે ટાણે બુદ્ધિમાન્ કુંતિપુત્રના અસહ્ય વેગને, જેમ અગ્નિના સ્પર્શને પ્રજા સહન કરી શકે નહિ તેમ તે તમારી તરફના સહન કરી શક્યા નહિ. હે રાજન્, એ રીતે બાણના વરસાદથી સૈન્યોને વિંટતા પાંડુપુત્ર તેણે ગરૂડના પડવાની પેઠે ભગદત્ત પ્રત્યે આવી જે ધનુષ્ ગ્રહણ કર્યું તે નિષ્પાપ એવા ભરતોનું કલ્યાણ કરનાર અને શત્રુઓને અશ્રુ વધારનાર હતું. પણ આ ટાણે દ્યૂત રમનાર તમારા પુત્રનિમિત્ત ક્ષત્રિઓનો નાશ કરનાર થયું. હે મહારાજ, એ રીતે આવી, અર્જુને ક્ષોભ પમાડેલી તમારી સેના, સમુદ્ર મધ્યમાં પર્વતને પ્રાપ્ત થઇ જેમ નાવ વિખરાય તેમ વિખરાવા લાગી. તેમાંથી ધનુષ્ ધરનાર જય તથા પરાજયવિષે પણ ભયરહિત હૃદયવાળા શૂરવીર દશહજાર મહારથિઓએ ક્રૂર મતિ કરી સંગ્રામમાં અર્જુનને વિંટી લીધો. તે સમયે સર્વ ભાર સહન કરનાર તે મોટા ભારને પ્રાપ્ત થયેલો અર્જુન, ક્રોધાયમાન થયેલો મદ ઝરતો સાઠ વરસનો હસ્તિ, નલનામના તૃણવનને જેમ મર્દન કરે તેમ તમારી સેનાને મર્દન કરવા લાગ્યો. એ રીતે અર્જુને સૈન્યનું મંથન કર્યું. તેને જોઇ ભગદત્ત રાજા તે હસ્તિએ કરી તત્કાળ અર્જુન સામે દોડ્યો. પુરૂષમાં સિંહરૂપ અર્જુન પણ રથે કરી તેની સામે આવ્યો. તે ટાણે રથ તથા હસ્તિનો ભયંકર સંગ્રામ થયો. શાસ્ત્રપ્રમાણે કલ્પેલા રથ તથા હસ્તિએ કરી થતા તે સંગ્રામમાં શૂરવીર એવા ભગદત્ત તથા અર્જુન એઉ પરસ્પર વિચરતા હતા. તે વખતે મેઘ સરખા તે હસ્તિથકી સમર્થ ઇંદ્રની પેઠે ભગદત્તે અર્જુન ઉપર બાણનો વરસાદ કર્યો. તે સમયે પરાક્રમી ઇંદ્રપુત્ર અર્જુને પણ પોતાના સામે આવતા તે બાણ વરસાદને, પ્રાપ્ત થયાથી અગાઉજ બાણ વરસાદે કરી કાપી નાંખ્યો. ત્યારપછી, હે મારિષ, પ્રાગજ્યોતિષરાજાએ આવતી તેની બાણવૃષ્ટિને વારી રાખી બાણે કરી મહાબાહુ પાર્થ

તથા કૃષ્ણને વિંધી વળી મોટા બાણ સમૂહથી તે બેઉને ઢાંકી તેમના નાશ વાસ્તે પોતાના હસ્તિને તેમની સામે દોડાવ્યો. ક્રોધાયમાન થયેલા કાળસરખા આવતા તે હસ્તિને જોઇ રથ હાંકવામાં ચતુર જનાર્દન ભગવાને જલદી રથને તેની જમણી બાજુ કર્યો. તે વખતે પાછો ફરેલો તે મોટો હસ્તિ પ્રાપ્ત થયો તોયપણ ભગદત્ત સહિત તેને મૃત્યુને આધિન કરવા સારૂ ધર્મને યાદ કરતા અર્જુને તેને મારવાની ઇચ્છા ન કરી. હે મારિષ, તે ટાણે તે હસ્તિએ હસ્તિ, રથ તથા ઘોડાઓને મર્દન કરી તેમને મૃત્યુલોકમાં મોકલી આપ્યાં તેથી અર્જુન ક્રોધાક્રાંત થયો.

॥ सतुनागोद्विपरथान्हयांश्चामृग्यमारिष ॥
॥ प्राहिणोन्मृत्युलोकायततःक्रुद्धोधनंजयः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि भगदत्तयुद्धे गुर्जरभाषायां अष्टाविंशोऽध्यायः ॥ २८ ॥



धृतराष्ट्र उवाच ॥ तथाक्रुद्धःकिमकरोद्भगदत्तस्यपांडवः ॥
॥ प्राग्ज्योतिषोवापार्थस्यतन्मेशंसयथातथं ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, તે રીતે ક્રોધાક્રાંત થયેલા પાંડુપુત્ર અર્જુને ભગદત્તને શું કર્યું; તથા તે પ્રાગજ્યોતિષે અર્જુનને શું કર્યું તે યથાર્થ મને કહે. સંજય કહે છે—પ્રાગજ્યોતિષની સમીપે આવી તેની સાથે યુદ્ધ કરતા શ્રીકૃષ્ણ તથા પંડુપુત્ર અર્જુનને સર્વ પ્રાણિઓ આ બેઉ, જાણે મૃત્યુની દાઢની પાસે પ્રાપ્ત થયા છે એમ માનતા હતા, તેટલામાં હસ્તિના સ્કંધ ઉપર બેઠેલા ભગદત્તે, રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ તથા અર્જુન ઉપર બાણનો વરસાદ કરી વળી શિળાઉપર તીક્ષ્ણ કરેલા પૂર્ણ ધનુષ્યમાંથી નિકળેલા લોહમય બાણે કરી દેવકી પુત્રને વિંધ્યા. ભગદત્તના મૂકેલા અગ્નિસ્પર્શ સરખા રૂડા પીંછ બાંધેલા તે બાણ, દેવકી પુત્રને ભેદી પૃથ્વીમાં ગયા. તે ટાણે અર્જુન તેનું ધનુષ્ કાપી પરિવારને હણી ભગદત્તને લડાવતા હોય નહિ જાણે, તેમ તેને યુદ્ધ કરાવવા લાગ્યો. તે વખતે ભગદત્તે સૂર્યકિરણ સરખા તીક્ષ્ણ ચૌદ ભાલા અર્જુન ઉપર નાંખ્યા. તે એકએકના અર્જુને બે બે કટકા કર્યા. ત્યાર પછી વળી ઇંદ્રપુત્ર અર્જુને મોટા

બાણસમુદાયથી હસ્તિનું કવચ ભેદ્યું. તેથી તે વિખરાઇ પૃથ્વી ઉપર પડી ગયું, તે ટાણે વિખરાઈ ગયેલા કવચવાળો બાણેકરી અત્યંત પીડિત થયેલો તે હસ્તિ, અંધારાથી વ્યાપ્ત વાદળ વગરનો મોટો પર્વત શોભે તેવો શોભતો હતો. તે વખતે પ્રાગ્જ્યોતિષના અધિપતિ ભગદત્તે, સુવર્ણના દાંડાવાળી લોહમયશક્તિ વાસુદેવ ઉપર નાંખી. તેના તેજ સમયે બે કડકા મોટેથી હાસ્ય કરતા અર્જુને એ રાજાના છત્ર તથા ધ્વજ કાપી દશ બાણે કરી જલદી પર્વતના પતિ તેને પણ વીંધ્યો. એ રીતે સુંદર પુંખવાળા, ગૃધ્રના પીંછ બાંધેલા બાણવડે અર્જુને વિંધેલા ક્રોધાવિષ્ટ ભગદત્ત રાજાએ શ્વેત ઘોડાવાળા અર્જુનના મસ્તક વિષે ભાલાનો પ્રહાર કરી મોટેથી સિંહનાદ કર્યો, તે ટાણે તેના નાંખેલા તે ભાલાથી ફરી ગયેલા મુકુટને પાછો સામો રાખી પાંડુપુત્ર અર્જુને તેને કહ્યું કે, હવે લોકને સારી રીતે તું જોઇ લે. એવાં તેનાં વચન સાંભળી અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા ભગદત્તે સુંદર ધનુષ ગ્રહણ કરી ગોવિંદ સહિત અર્જુન ઉપર બાણનો વરસાદ કર્યો. અર્જુને પણ તેનું ધનુષ તથા બાણ નાંખવાના ભાથાઓને કાપી જલદી બોતેર બાણેકરી સર્વ મર્મસ્થાનમાં તેને વિંધ્યો. એ રીતે વિંધાવાથી અત્યંત વ્યથા પામવાને લીધે ક્રોધાવિષ્ટ થયેલા તેણે, અંકુશને અભિમંત્રણ કરી અર્જુનના વક્ષસ્થળમાં વૈષ્ણવાસ્ત્ર નાંખ્યું. સર્વનો ઘાત કરનાર ભગદત્તે નાંખેલા તે અસ્ત્રને, અર્જુનને આચ્છાદન કરી કેશવ ભગવાને પોતાના વક્ષસ્થળમાં ગ્રહણ કર્યું. તે ટાણે તે અસ્ત્ર કેશવ ભગવાનના વક્ષસ્થળમાં વૈજયન્તીમાળા થઈ ગયું. કમળના કોશથી વિચિત્ર પ્રકારની, સુગંધી પુષ્પ યુક્ત, અગ્નિ, સૂર્ય તથા ચંદ્ર સરખા વર્ણવાળી, ઉજ્વળ પત્રથી શોભિતી કમળપત્રથી મનોહર, તથા વાયુએ ચલાયમાન કરેલા પત્રવાળી તે માળાએ કરી અશોકિઆના પુષ્પ સરખા ઘનસ્યામ મૂર્તિ ભગવાન્ અત્યંત શોભતા હતા. તે વખતે ગ્લાનિયુક્ત થયું છે મન જેનું એવા અર્જુને કેશવ ભગવાનને કહ્યું કે, હે અનઘ, હે પુંડરીકાક્ષ, યુદ્ધ ન કરતાં હું કેવળ ઘોડાઓને હાંકીશ એમ કહી કરેલી તે પોતાની પ્રતિજ્ઞાને હાલ પાળતા નથી. પણ કદાચ હું દુઃખિત વા તેને વારવામાં અશક્ત થાઉં તો તમારે એમ કરવું. અન્યથા હું વિદ્યમાન છતે તમારે તેમ ન કરવું જોઇએ. તેમ બાણ તથા ધનુષ્ સહિત હું સુર, અસુર તથા મનુષ્ય સહિત સર્વ લોકને જીતવા સમર્થ છું, તે તમે પણ જાણો છો. એવાં અર્જુનનાં વચન સાંભળી વાસુદેવ ભગવાન્ આવી રીતે અર્થ યુક્ત

વચન અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે, હે અનઘ, હે પાર્થ, ગુહ્ય એવું આ પ્રાચીન વૃત્તાંત જેવી રીતે છે તેવી રીતે હું કહું તે તું સાંભળ. હું નિરંતર લોકના કલ્યાણ વાસ્તે મારા આત્માનો વિભાગ કરી ચાર મૂર્તિથી લોકનું કલ્યાણ કરૂં છું. તેમાં એક મારી મૂર્તિ પૃથ્વી વિષે રહી બદ્રિકાશ્રમમાં તપશ્ચર્યા કરે છે. બીજી પરમાત્મરૂપ મારી મૂર્તિ જગતના શુભાશુભ કર્મને જુવે છે. ત્રીજી ક્ષેત્રજ્ઞરૂપ મારી મૂર્તિ મનુષ્યલોકનો આશ્રય કરી કર્મ કરે છે. ચોથી જળશાયિની નારાયણરૂપ મારી મૂર્તિ હજારો વર્ષ સૂધી નિંદ્રા કરે છે, તેમાંથી જે આ મારી મૂર્તિ હજારો વર્ષને અંતે ઉઠે છે તે, 'તે વખતે વર આપવા લાયકને શ્રેષ્ઠ એવા વર આપે છે. પ્રાપ્ત થયેલા તે વખતને જાણી પોતાના પુત્ર નરકાસુર વાસ્તે પૃથ્વીએ મારી પાસેથી જે વરની યાચના કરી તે હું કહુ તે સાંભળ. આવી રીતે તેણે કહ્યું કે, દેવ તથા દાનવોએ અવધ્ય તથા વૈષ્ણવાસ્ત્રે કરી પ્રસન્ન મારો પુત્ર થાઓ. એ વર તમો મને આપવા યોગ્ય છો. એવી પોતાના પુત્ર વાસ્તે પૃથ્વીની માગણી સાંભળી અમોઘ એવું વૈષ્ણવાસ્ત્ર આપી મેં તેને પૂર્વે કહ્યું હતું કે 'તારા પુત્ર નરકાસુરની રક્ષા વાસ્તે આ અસ્ત્ર અમોઘ થાઓ અને આને કોઇ નહિ મારે ને આ અસ્ત્રે રક્ષા કરેલો પારકા સૈન્યને હણનાર તારો પુત્ર સર્વ લોકમાં કોઈ સહન કરી શકે નહિ એવો થશે. એવો વર મારાથી પામી, 'ઠીક તેમ હો,' એમ કહી કાર્યસિદ્ધ થયેલી મનસ્વિની તે ગઇ. અને શત્રુને તપાવનાર તે નરકાસુર પણ મારા કહેવા પ્રમાણે કોઇ સહન કરી શકે નહિ તેવો થયો હતો. હે પાર્થ, જેથી લોકમાં ઈન્દ્ર, રૂદ્રાદિક, પણ અવધ્ય નથી એવું એ મારૂ પરમાસ્ત્ર એ રીતે પ્રાગ્જ્યોતિષ્ પ્રત્યે પ્રાપ્ત થયું હતું તે તારે વાસ્તે મેં લેઇ લીધું, માટે મેં જેમ લોકના હિત વાસ્તે પૂર્વે નરકાસુરને માર્યો હતો તેમ દેવતાના દ્વેષિ, કોઇથી સહન થાય નહિ એવા પરમાસ્ત્રરહિત, મોટા વૈરી અસુર ભગદત્તને તું માર્ય. મહાત્મા કેશવ ભગવાને એ રીતે કહેલા અર્જુને તેજ વખતે ભગદત્ત ઉપર તીક્ષ્ણ એવા બાણનો વરસાદ કરી સંભ્રાંત થયેલા નહિ એવા ઉદાર મનવાળા મહાબાહુ તેણે, હસ્તિના કુંભસ્થળના મધ્યમાં નારાચ નામનો બાણ નાંખ્યો. જે પુંખ સહિત વજ્ર જેમ પર્વતમાં પેસે તથા સર્પ જેમ રાફડામાં જાય તેમ તે હસ્તિને પામી આભ્યંતર ગયો. તે વખતે ભગદત્તે વારંવાર પ્રેરણા કરેલા તે હસ્તિ દરિદ્ર પુરૂષની સ્ત્રી જેમ પોતાના સ્વામિનું વચન માને નહિ તેમ તેવું

વચન માન્યું નહિ. પછી તે મોટો હસ્તિ તો શરીર સ્તંભન કરી બે દાંત-વડે પૃથ્વીને સ્પર્શ કરી આર્તસ્વર કરતો પ્રાણ ત્યાગ કરવા લાગ્યો. તે વખતે કેશવ ભગવાને ગાંડીવ ધનુષ્ ધરનાર અર્જુનને આવી રીતે વચન કહ્યું કે, હે પાર્થ, પલિત શરીરવાળો અત્યંત મોટો દુર્જય શૂરવીર વળીથી ઢંકાઇ ગયેલા નેત્રવાળો તથા નેત્ર ઉઘાડવા વાસ્તે ઉપર બાંધેલો છે પટ જેણે એવો આ રાજા છે. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી અર્જુને બાણે કરી નેત્ર ઉપર બાંધેલું તે પટ વસ્ત્ર કાપી નાંખ્યું. તેથી વળયાથી રૂંધાયેલા નેત્ર-વાળો પ્રતાપવાન્ ભગદત્ત રાજા આ જગતને તમોમય માનવા લાગ્યો. તેટ-લામાં પાંડુપુત્ર અર્જુને ગ્રંથિ વગરનાં અર્ધચંદ્રાકૃતિ બાણેકરી ભગદત્ત રાજા-નું હૃદય ભેદ્યું. તેથી શિથિલ અંગ થવાને લીધે તેના હાથમાંથી ધનુષ્ તથા બાણ પડી ગયાં. તેમજ નાળવામાં મારવાથી ભ્રષ્ટ થયેલું પાંદડું કમળમાંથી જેમ પડે તેમ તેના મસ્તક ઉપરથી ભ્રષ્ટ થયેલું શ્રેષ્ઠ વસ્ત્ર પણ પડી ગયું, અને સુવર્ણની માળા પેરેલો તે રાજા પણ વાયુના વેગથી ભાગેલો, સુંદર પુષ્પથી શોભિતો કર્ણિકારનો વૃક્ષ, જેમ પર્વતનાં શિખર ઉપરથી પડે તેમ સુવર્ણના આભરણ પેરેલા પર્વત સરખા તે હસ્તિ ઉપરથી પૃથ્વી ઉપર પડ્યો. એરીતે ઇન્દ્રપુત્ર અર્જુન, ઇન્દ્ર સરખા પરાક્રમવાળા, તથા ઇન્દ્રના સખા એવા તે રાજાને સંગ્રામમાં હણી બળવાન્ વાયુ જેમ વૃક્ષોને ભાગે તેમ જયને ઇચ્છતા તમારી તરફના બીજા પુરૂષોને હણવા લાગ્યો.

॥ निहत्यतंनरपतिमिंद्रविक्रमंसखायमिंद्रस्यतदैंद्रिराहवे ॥
॥ ततोपरांस्तवजयकांक्षिणोनरान्बभंजवायुर्बलवान्द्रुमानिव ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि भगदत्तवधे गुर्जरभाषायां एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

---

संजयउवाच ॥ प्रियमिंद्रस्यसततंसखायममितौजसं ॥
॥ हत्वाप्राग्ज्योतिषंपार्थःप्रदक्षिणमवर्तत ॥

સંજય કહે છે,-હે ધૃતરાષ્ટ્ર, નિરંતર ઇન્દ્રના સરખા તથા તેના પ્રિય એવા ઘણા તેજવાળા પ્રાગ્જ્યોતિષ્‌ને હણી અર્જુને પ્રદક્ષિણા કરી, તેટ-લામાં પારકા શહેરને જીતનાર શૂરવીર ધનુષ્ ધરનાર વૃષક તથા અચળ નામના ગાંધારરાજના પુત્ર બે ભાઇઓ અર્જુન સામે આવી એક આગળ

અને બીજો પાછળ એ રીતે ઉભા રહી અત્યંત તીક્ષ્ણ તથા વેગવાન્ બાણે કરી તેને વિંધવા લાગ્યા. અર્જુને પણ સુબળપુત્ર વૃષકના અશ્વ, સારથિ, ધનુષ, છત્ર, રથ તથા ધ્વજના, તીક્ષ્ણ બાણવડે તિલ તિલ જેટલા કટકા કરી બાણસમુદાય તથા નાનાપ્રકારના આયુધથી શકુનિઆદિ ગાંધારોને આકુળ કરતાં વળી ક્રોધાવિષ્ટ થયેલા તેણે ઉગામેલા આયુધવાળા શૂરવીર એવા પાંચસો ગાંધારોને યમલોકમાં મોકલી દીધા. તે ટાણે મહાબાહુ વૃષક, હણાએલા અશ્વવાળા રથમાંથી જલદી નીચે ઉતરી અચળ નામના પોતાના ભાઇના રથમાં ચઢી બેઠો; અને બીજું ધનુષ ગ્રહણ કર્યું. એ રીતે એક રથમાં બેઠેલા વૃષક તથા અચળ નામના બેઉ ભાઇઓ બાણના વરસાદથી વારંવાર અર્જુનને વિંધવા લાગ્યા. હે મહારાજ, એ રીતે વૃષક તથા અચળ નામના મહાત્મા તમારા સાળાઓ વૃત્ર તથા બળ નામના દૈત્ય જેમ ઇન્દ્રને હણે તેમ અર્જુનને હણવા લાગ્યા. વળી પ્રાપ્ત થયું છે નિશાન જેમને એવા તે બેઉ ગાંધાર, ગ્રીષ્મઋતુ સંબંધિ બે માસ, તીક્ષ્ણ કિરણે કરી જેમ લોકને પીડે તેમ પાંડુપુત્ર અર્જુનને પીડવા લાગ્યા. હે રાજન્, તે ટાણે પુરૂષમાં સિંહરૂપ રથમાં બેઠેલા વૃષક તથા અચળ નામના બેઉ રાજાઓને એક બાણે કરી અર્જુને હણ્યા. હે રાજન્, તે વખતે સિંહ સરખા લાલ નેત્ર તથા મોટી ભુજાવાળા, સરખા લક્ષણવાળા શૂરવીર તે બેઉ ભાઇઓ રથમાંથી નિચે પડ્યા. બંધુજન છે પ્રિય જેમને એવા દશેય દિશાઓમાં યશને વિસ્તારી પલાયન ન કરતે સંગ્રામમાં સામા ઉભા રહેનાર અર્જુનના બાણથી હણાઇ, રણભૂમિમાં પડેલા તે બેઉ મામાને જોઇ, હે વિશાંપતે. તમારા પુત્રોના નેત્રમાંથી અત્યંત અશ્રુ પડવા લાગ્યાં. એ રીતે સંગ્રામમાં હણાયેલા પોતાના ભાઇઓને જોઇ ઘણીક માયા જાણનાર શકુનિએ શ્રીકૃષ્ણ તથા અર્જુનને મોહ પમાડવા સારૂ માયાનો વિસ્તાર કર્યો. તે કેવી રીતે કે લોઢાના સોટા, લોહના ગોળા, પાષાણ, તોપો, શક્તિઓ, ગદા, ભાલા, ખડ્ગ, ત્રિશૂળ, મોદાલિયો, પટા, લાકડિઓ, તલવાર, નખ, મુશલ, પરશુ, ક્ષુર સરખા ફળવાળા બાણ, ક્ષુરપ્ર, નાલીક, વત્સદંત, તથા અસ્થિસંધ નામના બાણ, ચક્ર, બાણ, ગુરંજ તથા વિવિધ પ્રકારનાં બીજાં સેંકડો આયુધ દિશા તથા વિદિશાઓમાંથી અર્જુન ઉપર પડવા લાગ્યાં. તેમજ ખર, ઉષ્ટ્ર, મહિષ, સિંહ, વ્યાઘ્ર, ગવય, ચિત્રારીંછ, શ્વાન, ગૃધ્ર, વાનર, જળજંતુઓ, ભૂખ્યા થયેલા વિવિધ પ્રકારના રાક્ષસ તથા ક્રોધ પામેલાં વિ-

વિધ પ્રકારનાં પક્ષિઓ ચોતરફથી અર્જુન સામે દોડવા લાગ્યાં. તેમને જોઇ દિવ્યાસ્ત્ર જાણનાર, શૂરવીર, કુંતિપુત્ર અર્જુને બાણ સમુદાયથી તત્કાળ તેમને હણ્યા. એ રીતે શૂરવીર અર્જુને શ્રેષ્ઠ એવા દૃઢ બાણે કરી હણવા માંડેલા તે, મોટા શબ્દ કરતાં ચોતરફ ભાગવા લાગ્યા. તે ટાણે વળી અર્જુનના રથ પ્રત્યે અંધકાર ઉત્પન્ન થયો. ને તે અંધકારમાંથી ક્રૂર વાણી અર્જુનને તિરસ્કાર કરવા લાગીઓ. તે મહા સંગ્રામમાં ભય કરનાર તે ઘોર અંધકારને જ્યોતિષ્ નામના મોટા ઉત્તમાસ્ત્રે કરી અર્જુને ટાળી નાંખ્યો, તે વખતે અર્જુનના રથ ઉપર ભયંકર જળના ઓઘ ઉત્પન્ન થયા. તેનો નાશ કરવા સારૂ અર્જુને આદિત્યાસ્ત્ર સાંધ્યું. જેણે બહુધા કરી તે જલ શોષણ કરી લીધું. એ રીતે શકુનિએ બહુ પ્રકારની જે જે માયા કરી તે તે માયા અસ્ત્રબળે કરી હસતા હોય નહિ તેની પેઠે અર્જુને તત્કાળ નાશ કરી. તેથી ત્રાસ પામેલો તથા અર્જુનના બાણથી હણાયલો શકુનિ વેગવાન્ અશ્વેકરી સાધારણ માણસની પેઠે પલાયન કરી ગયો. તે સમયે શત્રુઓને પોતાનું જલદી બાણ નાખવાપણું દેખાડતા અર્જુને કૌરવોનીસેના ઉપર ઘણાક બાણ નાંખ્યા. હે મહારાજ એ રીતે અર્જુને મારવા માંડેલી તમારા પુત્રની સેના પર્વતને પ્રાપ્ત થઈ જેમ ગંગા એ તરેથી વિભાગને પામે તેમ વિભાગને પ્રાપ્ત થઇ. તે વખતે પુરૂષમાં શ્રેષ્ઠ કેટલાક યોદ્ધાઓ દ્રોણની પાછળ અને કેટલાક દુર્યોધનની પાછળ જતા હતા. તે ટાણે રજથી વિંટાયલા સૈન્યમાં અર્જુનને અમે દેખતા પણ ન હતા. અને દક્ષિણદિશામાં સંભળાતો ગાંડીવનો શબ્દ, શંખ, દુંદુભિ તથા બીજા વાદિત્રોના શબ્દને અતિક્રમણ કરી ઠેઠ સ્વર્ગ પર્યંત જતો હતો; અને વળી દક્ષિણબાજુમાં વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર યોદ્ધાઓનું અર્જુન સાથે ભયંકર યુદ્ધ પણ થતું હતું. તે ટાણે હું તો દ્રોણની પાછળ જતો રહ્યો, હે ભાગ્ત, એ રીતે યુધિષ્ઠિરના સૈન્ય, તે તે ઠેકાણે નાના પ્રકારના તમારા પુત્રના સૈન્યોને પ્રહાર કરતા હતા. અર્જુન પણ વખત જોઈ વાયુ જેમ વાદળાને નસાડે તેમ તમારા સૈન્યને નસાડતો હતો. ઘણા બાણનો વરસાદ કરતા ઇન્દ્રની પેઠે સામે આવતા તે ઉગ્ર પરાક્રમવાળાને, પુરૂષમાં સિંહરૂપ તમારી તરફના કોઇપણ વારી શક્યા નહિ. એ રીતે અર્જુને મારવા માંડેલા તેથી અત્યંત વ્યથા પામેલા તે તે ઠેકાણે દોડતા તમારી તરફના ઘણાક યોદ્ધાઓ પોતાનાઓનેજ હણતા હતા. અને તે ટાણે ગૃધ્રના પીંછ બાંધેલા

શત્રુના શરીરને છેદનાર તીડનામના જંતુની પેઠે એકઠા થઇ દશેય દિશાઓમાં જતા અર્જુનના મૂકેલા બાણ, તુરંગ, રથિ, હસ્તિ તથા પદાતિને પણ ભેદી સર્પ જેમ રાફડામાં જાય તેમ પૃથ્વીમાં જતા હતા તે કુંજરાદિક વિષે તેને બીજો બાણ નાંખવો પડતો નહિં. કેવળ એક બાણથીજ પ્રાણરહિત થઇ તે જૂદા જૂદા પૃથ્વીમાં પડતા હતા, તેથી અર્જુનના બાણવડે હણાયલા મનુષ્ય, હસ્તિ તથા અશ્વે કરી પરિપૂર્ણ અને શ્વાન તથા શૃગાલના કોલાહલે કરી વિચિત્ર પ્રકારનું તે રણાંગણ શોભતું હતું. વળી અર્જુનના બાણથી પીડવાને લીધે પીતા પુત્રનો, પુત્ર પિતાનો તથા સુહૃત્, સુહૃત્નો, ત્યાગ કરતો હતો. તેમ પોતાના રક્ષણ વિષે કરી છે મતિ જેમણે એવા અર્જુને પીડેલા તે, પોતાના વાહનનો પણ ત્યાગ કરતા હતા.

॥ पितासुतंत्यजतिसुहृद्वरंसुहृत्तथैवपुत्रःपितरंशरातुरः ॥
॥ स्वरक्षणेकृतमतयस्तदाजनास्त्यजंतिवाहानविपार्थपीडित ः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि शकुनिपलायने गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥



धृतराष्ट्र उवाच ॥ तेष्वनीकेषुभग्नेषुपांडुपुत्रेणसंजय ॥
॥ चलितानांद्रुतानांचकथमासीन्मनोहिवः ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, એ રીતે પાંડુપુત્ર અર્જુને તે સૈન્યોનું ભંગાણ પાડયું તે વખતે ભાગતા તથા ચલાયમાન થયેલા તમારૂં મન કેવું થયું હતું અને પાછા સ્થિતિને ઇચ્છિતા ભંગાણ પડેલા સૈન્યોનું પાછું સંધાન થવું પણ દુષ્કર છે માટે તે પણ કેમ થયું; તે મને કહે. સંજય કહે છે-હે વિશાંપતે, તે રીતે ભંગાણ પડયું તો પણ તમારા પુત્રનું પ્રિય કરવા ઇચ્છતા તથા લોક વિષે પોતાના યશનું રક્ષણ કરનાર કેટલાક દ્રોણની પાછળ જતા હતા. તેમજ યુધિષ્ઠિર રાજા સમીપ આવ્યા અને અસ્ત્ર ઉદ્યુક્ત થયાં તેને જોઇ ભયંકર એવા તે સંગ્રામમાં નિર્ભયની પેઠે આર્ય પુરૂષોના સરખાં કર્મ કરતા તે, છીદ્ર જોઇ ઘણા તેજવાળા ભીમસેન, શૂરવીર સાત્યકિ તથા ધૃષ્ટદ્યુમ્ન સામે જવા લાગ્યા. તે વખતે ક્રૂર બુદ્ધિવાળા પંચાલ યોદ્ધાઓ 'દ્રોણને આક્રમણ કરો' એમ કહી સૈન્યને પ્રેરણા કરવા લાગ્યા. તેમજ તમારા પુત્ર પણ 'જાઓ દ્રોણને આક્રમણ મ કરો' એમ કહી

સર્વ કૌરવોને પ્રેરણા કરવા લાગ્યા. એ રીતે કેટલાક 'દ્રોણને આક્રમણ કરો, દ્રોણને આક્રમણ કરો;' એમ કેહેનાર તથા બીજા કેટલાક એને આક્રમણ મ કરો એમ બોલનાર કૌરવ તથા પાંડવોનું દ્રોણને વાસ્તે યુદ્ધરૂપ દ્યુત પ્રવર્તમાન થયું હતું. તેમાં જે જે પંચાલોના રથ સમુદાયને દ્રોણાચાર્ય મંથન કરતા હતા તે તે ઠેકાણે પંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન, સામે આવી ઉભો રહેતો હતો. એ રીતે વિભાગથી વર્તતા તે દારૂણ સંગ્રામમાં, બેઉ સૈન્યમાંના શૂરવીર ભયંકર શબ્દ કરતા પરસ્પર સામે જઇ યુદ્ધ કરતા હતા. જેમાં શત્રુથી કંપાયમાન થયેલા પાંડવ, પૂર્વે તન્નિમિત્ત પ્રાપ્ત થયેલા નાના પ્રકારના ક્લેશને સ્મરણ કરી કૌરવ સૈન્યને ધ્રુજાવતા હતા. તથા ક્રોધવશ થયેલા લજ્જાવાન્, દૈવે પ્રેરેલા મહાસંગ્રામમાં દ્રોણને હણતા તે, પ્રાણનો ત્યાગ કરી ભયરહિત થઈ વિચરતા હતા. અને તે ભયંકર યુદ્ધમાં પ્રાણનો ત્યાગ કરી ક્રીડા કરતા ઘણા તેજવાળાઓનો લોહ તથા શિલાના સરખો ભયંકર સંપાત થતો હતો. હે મહારાજ, વૃદ્ધોને પણ તેવો સંગ્રામ પૂર્વે જોયેલો તથા સાંભળેલો સ્મરણ વિષય થતો ન હતો. શૂરવીરોનો છે ક્ષય જેમાં એવા તે મોટા સંગ્રામમાં, સૈન્યસમુદાયના અતિ ભારથી પીડિત થયેલી પૃથ્વી જાણે કંપતી હોય નહિ તેવી થતી હતી. અને ચોતરફ ઘુર્ણાયમાન થયેલા કૌરવ સૈન્યનો અત્યંત ભયંકર શબ્દ, સ્વર્ગને સ્તબ્ધ કરી યુધિષ્ઠિરના સૈન્યમાં પ્રવેશ કરતો હતો. તે વખતે સંગ્રામમાં વિચરતા દ્રોણાચાર્યે, તીક્ષ્ણ બાણોએ કરી પાંડવ સૈન્યનું ભંગાણ કરવા માંડયું. તેથી તેને જોઇ સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને ત્યાં આવી તેને પોતે વારી રાખ્યા. એટલે દ્રોણે તથા પાંચાલ્યનું જેની કોઇને ઉપમા અપાય નહિ એવું આશ્ચર્યરૂપ યુદ્ધ થયું. તે સમયે બાણરૂપી તણખા તથા ધનુષરૂપ જ્વાળાવાળો અનળ સરખો નીલરાજા, શુષ્ક તૃણના સમાજને જેમ અગ્નિ બાળે તેમ કૌરવની સેનાને બાળવા લાગ્યો. એવી રીતે સૈન્યને બાળતા તેને પ્રતાપવાન્ દ્રોણપુત્રે આવી રીતે વચન કહ્યું કે, હે નીલ, તારા યોદ્ધાઓએ બાણરૂપ જ્વાળાથી ઘણાક બાળ્યા, તેણે કરી શું ? મારા એક સાથે યુદ્ધ કર અને ક્રોધાયમાન થઈ જલદી મને પ્રહાર કર. એવાં તેનાં વચન સાંભળી પ્રફુલ્લિત કમળ સરખા નેત્રવાળા નીલે, પદ્મપત્ર સરખા નેત્ર તથા પદ્મસમુદાય સરખા આકારવાળા તેને બાણે કરી વિંધ્યો. અશ્વત્થામાએ પણ તીક્ષ્ણ કરેલા ભલ્લનામના ત્રણ બાણેકરી શત્રુનું ધનુષ્, ધ્વજ તથા છત્ર પણ કાપી નાંખ્યું. તે ટાણે હાથમાં શ્રેષ્ઠ ખડ્ગ તથા ઢાલ

ગ્રહણ કરી પક્ષિની પેઠે વેગે કરી રથમાંથી નીચે કૂદી અશ્વત્થામાનું મસ્તક કાપવા તૈયાર થયો. તેટલામાં તો હે અનઘ, આશ્ચર્યને પ્રાપ્ત થયા હોય નહિ તેની પેઠે અશ્વત્થામાએ ભલ્લનામના બાણે કરી ઉન્નત ખભા તથા સુંદર નાસિકાથી શોભિતું કુંડળ સહિત તેનું મસ્તક કાપી નાંખ્યું. તેજ વખતે પૂર્ણ ચંદ્રસરખું, મુખ, અને કમળપત્ર સરખાં નેત્રેકરી શોભિતો પદ્મપત્ર સરખી કાંતિવાળો ઉચ્ચ શરીર તથા પ્રજ્વલિત તેજવાળો તે પૃથ્વી વિષે પડ્યો, તેને જોઈ અત્યંત આકુળ થયેલી પાંડવની સેના, ઘણીજ વ્યથા પામવા લાગી. તે વખતે હે મારિષ, પાંડવોમાંના સર્વ મહારથિઓ આવી રીતે વિચાર કરવા લાગ્યા જે આ ટાણે અર્જુન, સેનાની દક્ષિણ બાજુમાં બાકી રહેલા સંશપ્તક તથા નારાયણ સૈન્યનો નાશ કરે છે માટે શત્રુઓ થકી આપણી કેવી રીતે રક્ષા કરશે.

॥ दक्षिणेनतुसेनायाःकुरुतेकदनंबली ॥
॥ संशप्तकावशेषस्यनारायणबलस्यच ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि नीलवधे गुर्जरभाषायां एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

---

संजयउवाच ॥ प्रतिघातंतुसैन्यस्यनामृष्यतवृकोदरः ॥
॥ सोभ्याहनद्गुरुंषष्ट्याकर्णंचदशभिःशरैः ॥

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર, તે વખતે પોતાના સૈન્યના થતા પ્રતિઘાતને ન સહન કરી શકતા ભીમસેને સાઠ ગુરૂઉપર તથા દશ બાણ કર્ણ ઉપર નાંખ્યાં અને તેના જીવિતના અંતને ઇચ્છતા દ્રોણે પણ તીક્ષ્ણ ધારવાળા સરળ બાણ એના મર્મસ્થાનવિષે નાંખ્યા. તે પછી તુરત બાણ ફેંકવા ઇચ્છતા કર્ણે બાર, અશ્વત્થામાએ સાત, તથા દુર્યોધને છ બાણ નાંખ્યા. તે ટાણે મહાબળવાન્ તે ભીમસેન પણ પચાસથી દ્રોણને, દશથી કર્ણને, બારે કરી દુર્યોધનને તથા આઠે કરી અશ્વત્થામાને વિંધી મોટા શબ્દ કરી સંગ્રામમાં તેમની સામે ઉભો રહ્યો. તે સમયે સંગ્રામમાં પ્રાણ ત્યાગ કરતા મરણતુલ્ય અવસ્થાને પ્રાપ્ત થયેલા ભીમસેનને જોઇ યુધિષ્ઠિરે પોતાની તરફના યોદ્ધાઓને કહ્યું કે, ભીમસેનની રક્ષા કરો. એવાં તેમનાં વચન સાંભળી અત્યંત ક્રોધાયમાન થયેલા પુરૂષમાં શ્રેષ્ઠ સાત્યકિ આદિ લેઈ મહાપરા-

ક્રમી તે યોદ્ધાઓ તથા નકુળ સહદેવ પણ ભીમસેન સમીપે ગયા. તેટલામાં મોટા શ્રેષ્ઠ ધનુષોએ રક્ષા કરેલા મહાપરાક્રમી ભીમસેનાદિક રથિઓ દ્રોણ સૈન્યને ભેદવા સામે આવવા લાગ્યા. સંગ્રામમાં યુદ્ધ કરનાર, શૂરવીર સામે આવતા તે મહારથિઓને રથિમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્યે અવ્યગ્રચિત્તથી વારી રાખ્યા. તોય પણ તે પાંડવ તરફના યોદ્ધાઓ મૃત્યુનો ભય મૂકી તમારા સૈનિકોની સામે આવવા લાગ્યા. તે વખતે ઘોડેસ્વાર ઘોડેસ્વારને, તથા રથિઓ રથિઓને મારતા હતા. અને પુરૂષ શબ્દ જેમાં સંભળાય છે એવું શક્તિ, ખડ્ગ, તથા ફરશીનું અત્યંત ભયંકર યુદ્ધ થતું હતું અને પરસ્પર હસ્તિઓ સામે આવ્યા તે ટાણે પણ અત્યંત દારૂણ યુદ્ધ થયું. જેમાં હે મારિષ, બાણથી હણાયલો પુરૂષ, એક હસ્તિ ઉપરથી, બીજો અશ્વ ઉપરથી તથા ત્રીજો રથમાંથી એ રીતે હેઠું મસ્તક કરી પડતા હતા. વળી યુદ્ધમાં કવચરહિત થઇ પડતા પુરૂષને વક્ષસ્થળમાં પકડી હસ્તિઓ કાયા ઉપરથી મસ્તકને છેદન કરતા હતા. તેમ કેટલાક હસ્તિઓ સંગ્રામમાં પડતા પુરૂષોને મર્દન કરતા હતા. કેટલાક હસ્તિઓ દાંતવડે પૃથ્વીનો સ્પર્શ કરી ઘણાક રથિઓને ભેદતા હતા. બીજા કેટલાક દાંતમાં વળગી રહ્યાં છે મનુષ્યના અંત્ર જેમને એવા હસ્તિઓ સેંકડો મનુષ્યોને મર્દન કરતા સંગ્રામમાં ભમતા હતા. કેટલાક હસ્તિઓ સંગ્રામમાં પડેલા લોહના કવચવાળા નર, અશ્વ, રથ તથા કુંજરોને નળ નામના સ્થૂળ તૃણને જેમ ફેંકે તેમ ફેંકતા હતા. કેટલાક લજ્જાવાન્ રાજાઓ ગૃધ્ર પક્ષિના પીછરૂપી વસ્ત્રવાળા અત્યંત દુઃખરૂપ શયનોમાં સૂતા હતા. વળી સંગ્રામમાં રથે કરી સામે આવી પિતા પુત્રને તથા મોહને લીધે પુત્ર પિતાને મારતો હતો; એ રીતે નિર્મર્યાદ યુદ્ધ થતું હતું. કોઇ સ્થાનકે ભાગેલો રથ, ધ્વજ તથા ભાગેલું છત્ર પણ પૃથ્વીમાં પડતું હતું. કોઈ સ્થાનકે એક ધુંસરી ભાગી ગયેલા રથને ખેંચી ઘોડા દોડયા જતા હતા. કોઇ સ્થાનકે ખડ્ગસહિત હસ્ત તથા કુંડલસહિત શૂરવીરોનાં મસ્તક પડતાં હતાં. કોઇ સ્થાનકે બળવાન્ હસ્તિએ આક્ષેપ કરી અત્યંત ચૂર્ણ કરેલો હસ્તિ તથા રથિએ નારાચ નામના બાણે કરી મારેલો હસ્તિ પણ રણભૂમી વિષે પડતો હતો. કોઇ ઠેકાણે હસ્તિએ અત્યંત હણેલા સવારસહિત અશ્વ પણ પડતા હતા. એ રીતે અત્યંત દારૂણ મર્યાદ વગરનું યુદ્ધ થતું હતું. કોઇ ઠેકાણે હે તાત, હે પુત્ર, હે સખે, અરે તું કયાં છું ઉભો રહે. કયાં દોડો છો. હરય, ક્રીડા

તથા ગર્જના કરી 'આને માર; અને માર.' એ રીતે ઉચ્ચારણ થતી વિવિધ પ્રકારની વાણી સંભળાતી હતી. તેમ નર, અશ્વ તથા હસ્તિનું રૂધિર ધનતાને પ્રાપ્ત થયું ને તે રૂધિરને લીધે પૃથ્વી સંબંધી રજ શાંત થઇ. તે ટાણે એવા ભયંકર યુદ્ધાંગણને જોઇ ભીરૂ પુરૂષોને મોહ પ્રાપ્ત થતો હતો. તે વખતે મહા સંગ્રામમાં શૂરવીર પુરૂષ, સામેના શૂરવીરના ચક્ર સાથે પોતાના રથનું ચક્ર લગાડી બાણ નાંખવાનો તેનો વખત ખોઇ, ગદાથી તેનું મસ્તક કાપી નાંખતા હતા. તેમજ નિરાશ્રય એવા તે મહા સંગ્રામમાં આશ્રયને ઇચ્છતા શૂરવીરોનું દાંત તથા નખે કરી દારૂણ યુદ્ધ, મુષ્ઠિયુદ્ધ તથા કેશપરામર્ષ થતો હતો. જેમાં શૂરવીરનો ઉગામેલો ખડ્ગસહિત બાહુ કપાઇ જતો હતો. તેમજ કોઇનો ધનુષસહિત, કોઇનો બાણસહિત તથા કોઇનો અંકૂશ સહિત હણાઇ જતો હતો. કોઇ કોઇને આક્રોશ કરતો હતો તથા કોઇ વિમુખ થઈ ભાગતો હતો. કોઇ શૂરવીર, સામે આવેલા બીજા શૂરવીરનું કાયા ઉપરથી મસ્તક પાડતો હતો. કોઇ મોટેથી શબ્દ કરી ભાગતો હતો. બીજો તેનો શબ્દ સાંભળી ત્રાસ પામતો હતો. બીજા કેટલાક તીક્ષ્ણ બાણે કરી પોતાના તથા પારકાઓને મારતા હતા, અને કોઇ શૂરવીરે નારાચ નામના બાણે કરી હણેલો પર્વત સરખો હસ્તિ ગ્રીષ્મઋતુમાં જેમ નદીનો તટ પડે તેમ પડતો હતો. કોઇ ઠેકાણે પર્વત સરખો મદ ઝરતો હસ્તિ, અશ્વ તથા સારથી સહિત રથને પગે હણતો સામે આવી ઉભો રહેતો હતો. એવા મહા સંગ્રામમાં અસ્ત્ર શીખેલા શૂરવાર, રૂધિરથી વ્યાપ્ત અંગવાળા પ્રહાર કરતા શૂરવીરોને જોઇ ઘણાક દુર્બળ હૃદયવાળા ભીરૂ પુરૂષોને મોહ પ્રાપ્ત થતો હતો. એવી રીતે થતા સંગ્રામમાં કોઇ પણ જણાતું ન હતું. અને સૈન્યમાંથી ઉડતી રજે કરી મર્યાદા પણ રેહેતી ન હતી. તેટલામાં સેનાપતિએ 'આ કાળ છે' એમ કહી જલદી પાંડવોને ઉતાવળા કર્યા. તે ટાણે તેની આજ્ઞાથી બાહુશાળી પાંડવો તળાવ પ્રત્યે જેમ હંસ જાય તેમ પ્રહાર કરતા દ્રોણના રથ પ્રત્યે દોડયા; તે વખતે દ્રોણ રથ પ્રત્યે 'એને ગ્રહણ કરો, દોડો, ભય પમાડો તથા મારો,' એ રીતે ભયંકર શબ્દ થતો હતો. તે સમયે દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા, રાજા જયદ્રથ, અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ તથા શલ્યે એઓને વારી રાખ્યા. તોગ્ર પણ કોઇથી દુઃખે કરી સહન થાય નહિ તથા વારી શકાય નહિ એવા આર્યધર્મે કરી યુક્ત પાંડવસહિત બા-

ક્ષુધા પીડાયેલા પંચાલોએ દ્રોણનો ત્યાગ ન કર્યો. તેથી અતિ ક્રોધાયમાન થએલા દ્રોણાચાર્યે સેંકડો બાણે કરી ચેદી પંચાલ તથા પાંડવોનો ક્ષય કર્યો. હે મારિષ! તે વખતે તેની પ્રત્યંચા તથા મોર્વીનો વજ્ર સરખો શબ્દ ઘણાક માણસોને ત્રાસ પમાડતો સર્વ દિશાઓમાં સંભળાતો હતો. એટલામાં અર્જુન ઘણાક સંશપ્તકોને જીતી જે ઠેકાણે દ્રોણાચાર્ય પાંડવોને મર્દન કરતા હતા ત્યાં આવ્યો. બાણના ઓઘરૂપી મોટા આવર્ત્તવાળા રૂધિરરૂપી છે ઉદક જેમાં એવા મોટા હ્રદરૂપી સંશપ્તકોને તરી અર્જુન દેખાયા. તે ટાણે સૂર્યસરખા તેજ વાળા કીર્તિમાન, અર્જુનના વાનરધ્વજરૂપી દેદિપ્યમાન ચિન્હને અમે જોતા હતા. એ રીતે અસ્ત્રોની કિરણોવડે સંશપ્તકસમુદ્રને શોષણ કરી પાંડવરૂપી પ્રલય સમયનો તે સૂર્ય કૌરવોને પણ તપાવા લાગ્યો. પ્રલય સમય વિષે ઉદય પામેલો ધૂમકેતુનો તારો જેમ સર્વ પ્રાણિઓને બાળે તેમ અર્જુન, શસ્ત્રના તેજે કરી સર્વ કૌરવોને બાળવા લાગ્યો. તેણે કરી બાણના ઓઘથી મારવા માંડેલા વજ, અશ્વ, તથા રથવિષેથી યુદ્ધ કરનારા, છૂટા છે કેશ જેના એવા થઇ પૃથ્વી ઉપર પડવા લાગ્યા. અને તેના બાણથી પીડિત થયેલા કેટલાક, આર્ત્ત શબ્દ કરી પ્રાણ રહિત થઇ રણભૂમીમાં શયન કરતા હતા. એમાંથી કોઇ પાછા ઉઠતા હતા તેમને, વિમુખ થયેલા તથા પડેલાઓને શૂરવીરના વ્રતનું સ્મરણ કરી તે મારતો ન હતો. વળી વિખરાઇ ગયા છે વિચિત્ર પ્રકારના રથ જેમના એવા વિમુખ થયેલા કેટલાક કૌરવો ' હે કર્ણ, હે કર્ણ;' એ રીતે આક્રોશ કરતા હતા. તે ટાણે શરણને ઇચ્છતા તેમનો તે પીડિત સ્વર સાંભળી રથિમાં શ્રેષ્ઠ, સર્વ ભારતને હર્ષ કરનાર એવા અધિરથ પુત્ર કર્ણ, ' અરે તમે બીઓ માં.' એમ પ્રતિજ્ઞા કરી અર્જુન સામે આવી અસ્ત્ર જાણનારમાં શ્રેષ્ઠ તેણે આગ્નેયાસ્ત્ર સાંધ્યું. તેમાંથી આવતા બાણ સમુદાયને અર્જુને સામા બાણ નાંખી ખંડિત કર્યો. તેમજ કર્ણે પણ પ્રજ્વલિત તેજ વાળા તેના બાણને ખંડિત કરી અસ્ત્રવડે અસ્ત્રને વારી તેની ઉપર બાણ નાંખતાં મોટા સિંહનાદ કર્યો. તે વખતે ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન તથા મહારથિ સાત્યકિએ કર્ણ સામે આવી ત્રણ ત્રણ બાણે કરી એને વિંધ્યો. રાધાપુત્ર કર્ણે પણ બાણના વરસાદથી અર્જુનના અસ્ત્રને વારી ત્રણ બાણે કરી તે ધૃષ્ટદ્યુમ્નાદિ ત્રણેયના ધનુષ કાપી નાંખ્યા. તે વખતે કપાયેલા ધનુષ્યવાળા નિર્વિષ સર્પસરખા તે ત્રણેય શૂરવીરોએ અત્યંત સિંહનાદ કરી કર્ણ ઉપર

શક્તિઓ નાંખી. મોટા વેગવાળી સર્પ સરખી દેદિપ્યમાન પોતાના સામે આ-વતી તે મોટી શક્તિઓને ત્રણ ત્રણ બાણથી કાપી અર્જુન ઉપર બીજા બાણ નાંખી બળવાન્ કર્ણે સિંહનાદ કર્યો. તે ટાણે અર્જુને પણ સાત બાણથી રાધાપુત્ર કર્ણને વિંધી તીક્ષ્ણ કરેલા બાણે કરી તેના નાના ભાઇને હણી ત્યાર પછી છ બાણે કરી શત્રુંજયને મારી ભલ્લ નામના બાણવડે ર-થમાંથી વિપાટનું મસ્તક પણ તત્કાલ કાપી નાંખ્યું. એ રીતે અર્જુને તમારા પુત્રો જોતાં કર્ણની સન્મુખ તેના ત્રણ ભાઇઓને માર્યા. તેટલામાં ભીમસેને ગરૂડની પેઠે પોતાના રથમાંથી નીચે કૂદી શ્રેષ્ઠ ખડ્ગે કરી કર્ણ પક્ષના પંદર યોદ્ધાઓને માર્યા. વળી રથમાં બેશી બીજું ધનુષ લઇ દ-શથી કર્ણને તથા પાંચ બાણે કરી તેના સારથિ તથા અશ્વને વિંધ્યા. ધૃષ્ટ-દ્યુમ્ને પણ શ્રેષ્ઠ ખડ્ગ તથા ઢાલ ગ્રહણ કરી રથમાંથી નીચે ઉતરી ચંદ્ર-વર્મા તથા નૈષધ બૃહત્ક્ષત્રને હણી પાછા પોતાના રથમાં બેશી બીજું ધનુષ લેઇ સિંહનાદ કરી તોતેર બાણે કરી કર્ણને વિંધ્યો. ચંદ્ર સરખી કાંતિવા-ળા સાત્યકિએ પણ બીજું ધનુષ ગ્રહણ કરી સિંહનાદ કરતાં ચોસઠ બાણે કરી કર્ણને વિંધી સારી રીતે મૂકેલા ભલ્લનામના બાણવડે તેનું ધનુષ કાપી વળી ત્રણ બાણ, એના બે બાહુ તથા વક્ષસ્થળમાં નાંખ્યા. તે ટાણે દુર્યો-ધન, દ્રોણ તથા જયદ્રથ રાજાએ સાત્યકિરૂપ સમુદ્રમાં બૂડતા કર્ણનો ઉદ્ધાર કર્યો, તે સમયે તમારી તરફના પાયદલ અશ્વ, રથ તથા સેંકડો માતંગ ભયભિત થઇ કર્ણની પાછળ દોડવા લાગ્યા. તે વખતે ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, સુભદ્રા પુત્ર અભિમન્યુ, અર્જુન, નકુળ તથા સહદેવ એટલા પાંડવ તરફના યોદ્ધાઓ સંગ્રામમાં સાત્યકિની રક્ષા કરતા હતા. એ રીતે પ્રાણનો ત્યાગ કરી યુદ્ધ કરતા તમારા તથા પારકાઓનો સર્વ યોદ્ધાઓના ક્ષય વારતે મહા ભયંકર સંગ્રામ થતો હતો. જેમાં પાયદલ, રથ, હસ્તિ તથા અશ્વ, ગજ, અશ્વ, રથ તથા પાયદલ સાથે યુદ્ધ કરતા હતા. કોઇ ઠેકાણે રથિઓ, હસ્તિ, પાયદલ તથા અશ્વસાથે, તેમજ રથ તથા પાયદલ, રથ તથા હસ્તિ સાથે યુદ્ધ કરતા હતા. કોઇ ઠેકાણે અશ્વ સાથે અશ્વ, હસ્તિ સાથે હસ્તિ, તથા રથિ સાથે રથિઓ યુદ્ધ કરતા હતા. કોઇ સ્થાનકે પાયદલ સાથે મળેલા પાયદળો જ દેખાતા હતા. એ રીતે માંસ ખાનાર પ્રાણિઓને હર્ષ કરનાર તે મોટાઓ સાથે સન્મુખ આવેલા આપણા તરફનાઓનું યમના દેશને વધારનાર એવું સંકુલ યુદ્ધ થતું હતું. તેમાં કેટલાક પાયદળ, રથ,

અશ્વ, તથા હસ્તિઓએ અનેક હસ્તિ, રથ, પાયદળ તથા અશ્વોને હણ્યા. ને હસ્તિઓએ હસ્તિઓને, ઉગામેલા આયુધવાળા રથિઓએ રથિઓને, ઘોડેસ્વારોએ ઘોડેસ્વારોને, તથા પાયદળના ગણોએ પાયદળોને પણ મારયા. તેમજ રથો હસ્તિને, શ્રેષ્ઠ હસ્તિઓએ મોટા અશ્વોને, અશ્વો પાયદળોને તથા શ્રેષ્ઠ રથિઓ શ્રેષ્ઠ અશ્વોને મારતા હતા. તેથી મંથન થયેલાં છે કવચ તથા ભૂષણ જેમનાં એવા જીભ્હા દાંત તથા નેત્ર વિનાના તે પૃથ્વીમાં પ્રાણ વગરના થઈ પડયા હતા. વળી મહા સંગ્રામમાં કેટલાક અનેક તરેહના શ્રેષ્ઠ આયુધથી નાશ પામ્યા. કેટલાક ઘોડા તથા હસ્તિના પગથી કચરાઇ મરણ પામ્યા. તથા કેટલાક રથના પાટાથી ચગદાઇ ગયા. એ રીતે માંસ ખાનાર પશુ પક્ષિ તથા રાક્ષસોને આનંદ આપનાર થતા તે દારૂણ સંગ્રામમાં, પરસ્પર નાશ કરતા કોપેલા બળવાન્ યોદ્ધાઓ વિચરતા હતા. પછી અત્યંત ચળાયમાન પરસ્પર સામે જોતાં રૂધિરના ઓઘથી વ્યાપ્ત એવાં બેઉ સૈન્ય, સૂર્ય અસ્તાચળ પ્રત્યે ગયો તે ટાણે ધીરેધીરે પોતપોતાના તંબૂ પ્રત્યે ગયાં.

॥ ततोबलेभृशलुलितेपरस्परंनिरीक्षमाणेरुधिरौघसंप्लुते ॥
॥ दिवाकरेस्तंगिरिमास्थितेशनैरुभेप्रयातेशिबिरायभारत ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि द्वितीयदिवसावहारे गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

॥ समाप्तंचसंशप्तकवधपर्व ॥

॥ अथाभिमन्युवधपर्व ॥

संजयउवाच ॥ पूर्वमस्मासुभग्नेषुफाल्गुनेनामितौजसा ॥
॥ द्रोणेचमोघसंकल्पेरक्षितेचयुधिष्ठिरे ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, અમિત તેજવાળા અર્જુને પૂર્વે અમારા લોકમાં ભંગાણ પાડયું અને દ્રોણનો સંકલ્પ ફોગટ થયો તથા યુધિષ્ઠિરનો બચાવ થયો. તેથી યુદ્ધમાં વિધ્વસ્ત થયાં છે કવચ જેમનાં, પરાજય પામેલા, રજે કરી વ્યાપ્ત, અત્યંત ઉદ્વિગ્ન, દશેય દિશાઓ સામે જોતા, પાંડવના બાણથી હણાયેલા, સંગ્રામમાં ઉપહાસ્ય પામેલા અને અ-

ર્જુન વિષે રહેલા ઘણાક ગુણુ તથા તે વિષે રહેલું શ્રીકૃષ્ણનું સૌહાર્દ પણ સૈનિકજનના મુખથી સાંભળી ધ્યાને કરી મૂગાપણાને પ્રાપ્ત થયેલા, લોકાપવાદ યુક્ત તમારી તરફનાઓએ દ્રોણાચાર્યના સંમતથી સૈન્યનો અવહાર કર્યો. પછી પ્રાતઃકાળમાં ઉઠી સ્નેહ, અભિમાન તથા દ્વેષિઓની વૃદ્ધિથી ખેદ યુક્ત મનવાળા, વાક્ય બોલવામાં ચતુર દુર્યોધને સર્વ યોદ્ધાઓ સાંભળતાં દ્રોણાચાર્યને કહ્યું કે, હે દ્વિજસત્તમ, જરૂર અમે તમારા વધ્યપક્ષમાં છીએ, એમાં સંશય નહિ. નહિતો સમીપે પ્રાપ્ત થયેલા યુધિષ્ઠિરને તમે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે કેમ ગ્રહણ ન કરો? તેમજ તમો, સંગ્રામમાં ચક્ષુગોચર થયેલા શત્રુને પકડવા તથા મારવા ઇચ્છો તો તેને દેવતા સહિત પાંડવો પણ રક્ષણ કરવા સમર્થ થાય નહિ. માટે તમે પૂર્વે પ્રસન્ન થઇ મને વર આપી પછી અન્યથા કર્યું પણ તમોને એમ કરવું ઘટે નહિ. કારણ શ્રેષ્ઠ પુરૂષો પોતાના ભક્તની આશાનો ભંગ ક્યારેય પણ કરતા નથી. એવાં દુર્યોધનનાં વચન સાંભળી અપ્રસન્ન થયેલા દ્રોણાચાર્ય, દુર્યોધન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે દુર્યોધન રાજા, તારૂં પ્રિય કરવા ઇચ્છિતા મને તું તેવી રીતે જાણવા યોગ્ય નથી. અને હું તો શું પણ સુર, અસુર, ગંધર્વ, યક્ષ, રાક્ષસ તથા સર્પ સહિત એવા લોકો પણ અર્જુને રક્ષા કરેલાને જીતવા સમર્થ થઇ શકે નહિ. જ્યાં વિશ્વના સ્રજનાર, ગોવિંદ ભગવાન્ વિરાજમાન છે તથા સેનાપતિ અર્જુન છે ત્યાં સમર્થ મહાદેવ વિના બીજા કોનું બળ અતિક્રમણ કરે. હે તાત, વળી જો આજ એક સત્ય પ્રતિજ્ઞા કરૂં છું જે આજ કોઇ એક પણ અત્યંત શ્રેષ્ઠ મહારથિને પાડીશ. એ વચન અન્યથા નહિ થાય. તેમ દેવતાઓ પણ ભેદી શકે નહિ એવો વ્યૂહ રચીશ તથાપિ હે રાજન્, કોઇ ઉપાયે કરી અર્જુનને દૂર લેઇ જજો. કારણ સંગ્રામમાં તેણે અસાધ્ય તથા ન જાણેલું એવું કંઈ પણ છે નહિ. કેમકે મારાથી તથા બીજેથી કળા સહિત સર્વ જ્ઞાન તેણે મેળવેલું છે. એવાં દ્રોણનાં વચન સાંભળી બાકી રહેલા સંશપ્તકગણે દક્ષિણદિશામાં જઇ અર્જુનને યુદ્ધ વાસ્તે બોલાવ્યો. તે ટાણે શત્રુઓ સાથે અર્જુનનો ક્યારેય જોએલો નહિ તથા સાંભળેલો પણ નહિ એવો અતિ દારૂણ સંગ્રામ થયો. હે રાજન્, તે વખતે દ્રોણે રચેલો વ્યૂહ દુઃખિત દૃષ્ટિવાળાને અત્યંત તપાવતો જેવો મધ્યાન્હનો સૂર્ય શોભે તેવો શોભતો હતો. હે ભારત, દુઃખેકરી ભેદાય નહિ એવા તે ચક્રવ્યૂહને યુધિષ્ઠિરના કહે-

વાથી અનેક પ્રકારે અભિમન્યુએ ભેદ્યો. એ રીતે તેણે દુષ્કર કર્મ કરી હજારો શૂરવીરને હણી દ્રોણ, અશ્વત્થામા, કૃપ, કર્ણ, ભોજ તથા શલ્ય એ છ વીર સાથે યુદ્ધ કરી દુઃશાસનના પુત્રને વશ થઇ પોતાના પ્રાણ ત્યાગ કર્યા. તેટાણે પરમ સંતુષ્ટ થયેલા આપણે તથા શોકકર્શિત પાંડવોએ સૈન્યનો અવહાર કર્યો. એવાં સંજયનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, હે સંજય, નથી પ્રાપ્ત થઈ યુવાવસ્થા જેને એવા પુરૂષમાં સિંહરૂપ અર્જુનના પુત્રને હણાયો સાંભળી અત્યંત મારૂં મન વિદીર્ણ થાય છે. તેમ ધર્મના કર્તાઓએ આ ક્ષત્રધર્મ પણ અતિદારૂણ કહેલો છે; કારણ જે ધર્મને આચરી રાજ્યને ઇચ્છતા શૂરવીરો, બાળક ઉપર શસ્ત્ર નાંખે છે. હે ગાવલ્ગણે, અત્યંત સુખી તથા નિર્ભયની પેઠે વિચરતા બાળકને, અસ્ત્ર શીખેલા ઘણાકે કેમ માર્યો? તેમ હે સંજય, રથ સૈન્યને ભેદવા ઇચ્છતા ઘણા તેજવાળા સુભદ્રા પુત્રે સંગ્રામમાં કેવી રીતે ક્રીડા કરી તે પણ મને કહે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે રાજન્, સુભદ્રાપુત્રનું પડવું કેવી રીતે થયું તે તમો મને પૂછો છો વાસ્તે સાવધાન થઇ સમગ્ર તે વૃત્તાંત કહું તે સાંભળો. સૈન્યને ભેદવા ઇચ્છતા કુમારે જે રીતે યુદ્ધમાં ક્રીડા કરી તથા નાશ સમયે પણ દુઃસાધ્ય એવા શૂરવીરો જે રીતે કલેશને પ્રાપ્ત થયા તે પણ હું કહું તે સાંભળો. ઘણાક છે ગુલ્મ, તૃણ તથા દ્રુમ જેમાં એવા અરણ્યમાં ચોતરફથી ઉઠેલા દાવાનળે કરી વ્યાપ્ત વનવાસિઓના જેવું તમારી તરફનાઓને ભય ઉત્પન્ન થયું હતું.

॥ दावाग्न्यभिपरीतानांभूरिगुल्मतृणद्रुमे ॥
॥ वनौकसामिवारण्येत्वदीयानामभूद्भयं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि अभिमन्युवधसंक्षेप कथने गुर्जरभाषायां त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥



संजय उवाच ॥ समरेत्युग्रकर्माणःकर्मभिर्व्यंजितश्रमाः ॥
॥ सकृष्णाःपांडवाःपंचदेवैरपिदुरासदाः ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, અતિ ઉગ્ર કર્મવાળા, જીતેલો છે શ્રમ જેમણે એવા કૃષ્ણસહિત પાંચ પાંડવોને દેવતાઓ પણ દુઃખે કરી સહન

કરી શકે નહિ. તેમ બળ, કર્મ, વંશ, બુદ્ધિ, કીર્તિ, યશ તથા શોભાએ કરીને પણ એમના સરખા ગુણવાળો કોઇ પુરૂષ થયો નથી; અને થશે પણ નહિ. તેમાં સત્યધર્મમાં તત્પર, ઇંદ્રિઓને નિયમમાં રાખનાર યુધિષ્ઠિર રાજા તો વિપ્ર પૂજાદિક ગુણેકરી નિરંતર સ્વર્ગનેજ પ્રાપ્ત થયા છે. તેમ હે રાજન્, પ્રલયસમયને કાળ, પરાક્રમી પરશુરામ તથા રથમાં બેઠેલા ભીમસેન એ ત્રણેય સરખા કહેવાય છે. તેમ સંગ્રામમાં પ્રતિજ્ઞા કરવા વિષે ચતુર ગાંડિવધનુષ ધરનાર અર્જુનની ઉપમા આપવા લાયક પૃથ્વી વિષે હું કોઇને જોતો નથી. અને ગુરૂ વાત્સલ્ય, કૃત તથા કર્તવ્યકર્મનું અપ્રકાશન, વિનય, ઇન્દ્રિઓના નિગ્રહ, સૌંદર્ય તથા શૌર્ય એ છ ગુણ નકુળ વિષે નિરંતર રહ્યા છે. શ્રુત, ગાંભિર્ય, માધુર્ય, સત્ય, રૂપ તથા પરાક્રમે કરી શૂરવીર સહદેવ અશ્વિનીકુમારદેવ સરખો છે. એ રીતે એ પાંચ પાંડવોવિષે તથા શ્રીકૃષ્ણવિષે જે જે મહાગુણ છે તે સર્વ ગુણ એક અભિમન્યુ વિષે દેખાતા હતા. તેમ અભિમન્યુ પરાક્રમે કરી, યુધિષ્ઠિર ચરિતે કરી, શ્રીકૃષ્ણ કર્મેકરી, ભીમસેન રૂપ તથા પરાક્રમેકરી, અને અર્જુન શ્રુતે તથા વિનયેકરી નકુલ તથા સહદેવ સરખો હતો. ધૃતરાષ્ટ્ર પૂછેછે–હે સૂત, કોઈ સ્થાનકે પરાજય પામેલો નહિ એવા અભિમન્યુ સંગ્રામમાં કેમ હણાયો ? એ સમગ્ર વૃત્તાંત હું સાંભળવાને ઇચ્છું છું. સંજય કહે છે–હે મહારાજ, તે વૃત્તાંત વિષે થયેલો મોટો બંધુઓનો નાશ હું કહું તે સાંભળો; અને સ્થિર થઇ દુઃખે કરી ધારી શકાય નહિ એવા શોકને ધારણ કરો. હે મહારાજ, આચાર્યે ચક્રવ્યૂહ રચેલો હતો તેમાં ઇંદ્રની જેમને ઉપમા અપાય એવા રાજાઓને તે ઠેકાણે ઉભા રાખ્યા હતા. તેમાં તેના આરાસ્થાન વિષે સૂર્ય સરખી કાંતિવાળા સર્વ રાજકુમાર ઉભેલા હતા. તે સૂવર્ણથી શોભિતા ધ્વજવાળા રક્તવસ્ત્ર, રક્ત આભરણ તથા રક્ત પતાકાવાળા સુવર્ણની માળાથી દિપાયમાન, ચંદન તથા અગરચંદનેકરી લીંપાએલ અંગવાળા, સૂક્ષ્મ વસ્ત્ર ધરેલા, એવા હતા; અને તેઓ અભિમન્યુ સાથે યુદ્ધ કરવા સારૂં એકઠા મળી સજ્જ થઇ ઉભેલા હતા. તેમાં દૃઢ ધનુષ્યવાળા દશહજાર, પ્રિય છે દર્શન જેનું એવા તમારા પૌત્ર લક્ષ્મણને આગળ કરી એક બીજાના હિતમાં તત્પર, સમાન છે પરસ્પરનું દુઃખ જેમને એવા સ્પર્ધા કરનાર તે યુદ્ધ વાસ્તે તૈયાર થઇ ઉભા હતા. હે રાજેંદ્ર, શ્વેત છે છત્ર જેની ઉપર, કર્ણ, દુઃશાસન, તથા કૃપાદિક મહારથિથી વિંટાયલો ઇંદ્ર સરખો શોભીતો દુર્યોધન તો ચામર તથા વ્યજન·

ના ઓઘે કરી ઉગતા સૂર્યની પેઠે સૈન્યના મધ્યમાં શોભતો હતો. અને સેનાના મુખમાં સૈન્યના નાયક દ્રોણ તથા અચળ એવા મેરૂ પર્વતની પેઠે શોભિતો સિંધુરાજા ઉભો હતો. તેની પડખે અશ્વત્થામા છે મુખ્ય જેમાં એવા દેવતા સરખા તમારા ત્રીશ પુત્રો ઉભા હતા. ગાંધારરાજ શકુનિ, શલ્ય તથા ભૂરિશ્રવા એટલા મહારથિ સિંધુરાજને બીજે પડખે શોભતા હતા, એ રીતે વ્યૂહ રચના કરી ઉભા રહ્યા પછી મૃત્યુ ભય મૂકી તમારા તથા પારકાઓનું રૂવાટાં ઉભાં કરનાર ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું.

॥ ततःप्रववृतेयुद्धंतुमुलंलोमहर्षणं ॥
॥ तावकानांपरेषांचमृत्युंकृत्वानिवर्तनं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि चक्रव्यूह-निर्माणेगुर्जरभाषायां चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥

---

संजयउवाच ॥ तदनीकमनाधृष्यंभारद्वाजेनरक्षितं ॥
॥ पार्थाःसमभ्यवर्त्तंतभीमसेनपुरोगमाः ॥

સંજય કહે છે— હે ધૃતરાષ્ટ્ર, દ્રોણે રક્ષા કરેલા કોઇથી સહન થાય નહીં એવા તે સૈન્ય સામે ભીમસેનાદિક પાંડવો આવ્યા. તેમજ સાત્યકિ, ચેકિતાન, પ્રષત્ગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, પરાક્રમી કુંતિભોજ, મહારથિ દ્રુપદ, અર્જુન પુત્ર, ક્ષત્રધર્મા, પરાક્રમી બૃહત્ક્ષત્ર, ચેદિપ, ધૃષ્ટકેતુ, માદ્રિપુત્ર નકુળ, તથા સહદેવ, ઘટોત્કચ, પરાક્રમી યુધામન્યુ, પરાજય પામેલો નહિ એવો શિખંડી, કોઇથી સહન થાય નહીં એવો ઉત્તમૌજા, મહારથિ વિરાટ, અત્યંત ક્રોધાક્રાંત દ્રૌપદીના પુત્ર, પરાક્રમી શિશુપાળ પુત્ર, મહાપરાક્રમી કેકય, તથા હજારો સૃંજય એટલા એ, અને પોતાના ગણસહિત અસ્ત્ર શીખેલા યુદ્ધમાં દુર્મદ, યુદ્ધ કરવા ઇચ્છતા બીજા પણ તત્કાળ દ્રોણ સામે દોડયા. એટલે પાસે આવતા તેમને અસંભ્રાંત ચિત્તવાળા અતિ પરાક્રમી દ્રોણાચાર્યે બાણના ઓઘે કરી વારી રાખ્યા; પણ પાણીનો મોટો ઓઘ પર્વતને પામી તેને જેમ દુઃખેકરીને ભેદી શકે કે ઉલ્લંઘી શકે નહિ તથા જળાશયો જેમ પોતાના કીનારાને ઉલ્લંઘી શકે નહિ તેમ તેઓ દ્રોણને ઉલ્લંઘી શક્યા નહિ, તેથી હે રાજન, દ્રોણના ધનુષમાંથી નિક-

જેશા બાણેકરી પીડિત થયેલા સંજયસહિત પંચાલ તથા પાંડવો તેની સામે ઉભા રેહેવા સમર્થ થઇ શક્યા નહિ. એવા આશ્ચર્યરૂપ દ્રોણના બાહુ બળને અમો જોતા હતા. એ વખતે અત્યંત ક્રોધાયમાન થઇ સામે આવતા દ્રોણને જોઇ તેને વારવાવિષે અનેક તરેહથી તેઓ વિચાર કરવા લાગ્યા. પછી યુધિષ્ઠિરે બીજો કોઇ દ્રોણને વારવા સમર્થ નથી એમ વિચારી કોઇથી સહન થાય નહિ એવો તે મોટો ભાર અભિમન્યુ ઉપર નાંખ્યો, વાસુદેવ તથા અર્જુન સરખા ઘણા પરાક્રમવાળા પારકા શૂરવીરને હણનાર તેને આવી રીતે વચન કહ્યું કે, હે તાત, અર્જુન આવીને જે રીતે આપણને નિંદે નહિ તે રીતે કર, તેમજ ચક્રવ્યૂહ ભેદવાવિષે કંઇ પણ અમો જાણતા નથી. હે મહાબાહો; તું, અર્જુન શ્રી કૃષ્ણ ભગવાન્ તથા પ્રદ્યુમ્ન તમો ચાર ચક્રવ્યૂહને ભેદો એવા છો પણ તેવિના પાંચમો તેને ભેદનાર છે નહિ. માટે હે અભિમન્યો, આ ટાણે તારીપાસે વર માગતા પીતૃઓ, માતુલ તથા સર્વ સૈન્યોને તે વર આપવા તું યોગ્ય છું. નહિ તો સંગ્રામમાં આવી અર્જુન આપણને નિંદશે. માટે જલદી અસ્ત્ર ગ્રહણ કરી દ્રોણ સૈન્યનો નાશ કર. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી અભિમન્યુએ કહ્યું કે, દ્રોણનું શ્રેષ્ઠ સૈન્ય દૃઢ તથા અતિ ઉગ્ર છે તથાપિ પિતૃઓના જય વાસ્તે જલદી હું તેમાં અવગાહન કરૂં. તેમ મારા પિતાએ તે રીતે રચેલા સૈન્ય, ભેદવા વિષે મને ઉપાય બતાવેલો છે તથાપિ કોઇ આપત્ આવ્યે તે વિષેથી પાછો નિકળવાનો ઉત્સાહ મને થતો નથી. એવાં તેનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે તાત, હે યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ, તેના સૈન્યને ભેદી તું રસ્તો કર એટલે જે માર્ગે તું જઇશ તે માર્ગે અમે તારી પાછળ આવીશું. હે તાત, યુદ્ધમાં અર્જુન સરખા તને માંહે પ્રવેશ કરાવી ચોતરફથી તારી રક્ષા કરતા અમો પાછળ આવીશું. ભીમસેન કહે છે હું, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, પંચાલ, કેકય, મત્સ્ય, તથા સર્વ પ્રભદ્રકો પણ તારી પાછળ આવીશું. ને ભેદેલા વ્યૂહમાં તે તે ઠેકાણે પાછળ આવી તને મારવા આવતા શ્રેષ્ઠ યોદ્ધાઓને અમો મારીશું. એવાં તેમનાં વચન સાંભળી અભિમન્યુ કહેવા લાગ્યો કે, દુઃખે કરી કોઇથી સહન થાય નહિ એવા દ્રોણસૈન્યમાં ક્રોધાયમાન થયેલો હું પતંગ નામનો જંતુ જેમ પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરે તેમ પ્રવેશ કરીશ અને માતુલ તથા પિતા એ બેઉને પ્રીતિ કરનાર તથા હિતરૂપ એવું કર્મ કરીને આજ સંગ્રામમાં એકલો બાળક હું શત્રુના સૈન્યને મારીશ તે સર્વ મનુષ્ય જોશે. આજ સં-

ગ્રામમાં મારી સામે આવી કોઇ પુરૂષ પાછો જીવતો જાય તો હું સુભદ્રા તથા અર્જુનનો પુત્ર નહિ. તેમ યુદ્ધમાં એક રથે કરી સમગ્ર ક્ષત્રમંડળને આઠ પ્રકારે જૂદું ન કરૂં તો હું અર્જુન પુત્ર નહિ. એવાં તેનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે સુભદ્રાપુત્ર, મોટા ધનુષવાળા મહા બળવાન્, સાધ્ય, રૂદ્ર, વાયુ, વસુ, અગ્નિ તથા આદિત્ય સરખા પરાક્રમવાળા, પુરૂષમાં સિંહરૂપ. શૂરવીરોએ રક્ષા કરેલા, કોઇથી સહન થાય નહિ એવા દ્રોણસૈન્યને તું ભેદવાનો ઉત્સાહ કરે છે તથા આવી રીતે ભાષણ કરે છે માટે તારૂં બળ વૃદ્ધિ પામો. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, એવાં તેમનાં વચન સાંભળી તેણે સારથીને કહ્યું કે, હે સુમિત્ર, જલદી દ્રોણસૈન્ય સામે ઘોડાઓને ચલાવ.

॥ तस्यतद्वचनंश्रुत्वासयंतारमचोदयत् ॥
॥ सुमित्राश्वान्रणेक्षिप्रंद्रोणानीकायचोदय ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि अभिमन्युप्रतिज्ञायां गुर्जरभाषायां पंचात्रिंशोऽध्यायः ॥ ३५ ॥

---

संजयउवाच ॥ सौभद्रस्तद्वचःश्रुत्वाधर्मराजस्यधीमतः ॥
॥ अचोदयतयंतारंद्रोणानीकायभारत ॥

સંજય કહે છે—હે ભારત, સુભદ્રાપુત્ર અભિમન્યુએ બુદ્ધિમાન્ ધર્મરાજાનું એવું વચન સાંભળી દ્રોણસૈન્ય સામે જવાની સારથીને આજ્ઞા આપી. એટલે હે રાજન્, એ રીતે તેણે દ્રોણસૈન્ય પ્રત્યે જા, એમ કહેલા સારથીએ અભિમન્યુને આવી રીતે વચન કહ્યું કે, હે આયુષ્મન્, પાંડવોએ તમારી ઉપર આ અતિ ભાર નાંખ્યો છે માટે ક્ષણ માત્ર બુદ્ધિથી વિચાર કરી પછી તમે યુદ્ધ કરવા યોગ્ય છો. કારણ દ્રોણાચાર્ય યુદ્ધ કરવામાં કુશળ તથા અસ્ત્ર વિદ્યામાં કરેલો છે શ્રમ જેણે એવા છે અને તમે સુખથી વૃદ્ધિ પામેલા તથા તેના સરખા યુદ્ધમાં વિશારદ નથી. એવાં સારથીનાં વચન સાંભળી હાસ્ય કરી તેણે સારથીને કહ્યું કે, હે સારથે, આ દ્રોણ કોણ માત્ર અને સમગ્ર ક્ષત્રિઓ પણ કોણ માત્ર છે? ઐરાવત ઉપર બેઠી દેવગણ સહિત ઇન્દ્ર તથા સર્વ ભૂતગણે પૂજેલા મહાદેવ સાથે

પણ રણસંગ્રામમાં હું યુદ્ધ કરૂં ત્યારે આ ક્ષત્રિય સાથે યુદ્ધ કરૂં તેમાં શું આશ્ચર્ય. આ શત્રુ સૈન્ય મારી સોળમી કળાને પણ યોગ્ય નથી. હે સૂત, વિશ્વને જીતનાર માતુલ વિષ્ણુને તથા પિતા અર્જુનને યુદ્ધમાં પામીને પણ સંગ્રામમાં મને ભય પ્રાપ્ત થાય નહિ. એ રીતે અભિમન્યુએ સારથિની તે વાણીને ન ગણકારી અને એને કહ્યું કે જલદી દ્રોણસૈન્ય પ્રત્યે જા. એવાં તેનાં વચન સાંભળી નથી અતિશય પ્રસન્ન મન જેનું એવા સારથીએ સુવર્ણના છે આભરણ તથા ઉપસ્કર જેમના એવા ત્રણ વર્ષના અશ્વને જલદી દ્રોણ સૈન્ય પ્રત્યે હાંક્યા. સુમિત્ર નામના સારથીએ દ્રોણસૈન્ય સામે હાંકેલા તે અશ્વ, મહાવેગ તથા પરાક્રમવાળા દ્રોણ સામે દોડ્યા. તે રીતે સામે આવતા તેને જોઇ દ્રોણાદિક સર્વ કૌરવ તેની સામે આવ્યા અને પાંડવો તેની પાછળ ચાલ્યા. કર્ણિકાર વૃક્ષના ચિન્હવાળી ઉંચી શ્રેષ્ઠ ધજાવાળો, સુવર્ણનું કવચ પેરેલો અર્જુનથી શ્રેષ્ઠ અર્જુનપુત્ર તે, સિંહનું બચ્ચું જેમ હસ્તિઓને પ્રાપ્ત થાય તેમ યુદ્ધ કરવાની ઇચ્છાથી દ્રોણાદિક મહારથિઓને પ્રાપ્ત થયો. તે ટાણે વ્યૂહના રક્ષણમાં સાવધાન તેઓ અભિમન્યુને પ્રહાર કરવા લાગ્યા. તે વખતે બે ઘડી તો સમુદ્ર તથા ગંગાના આવર્તની પેઠે સૈન્ય ફરવા લાગ્યું. હે રાજન્, પરસ્પર હણતા તથા યુદ્ધ કરતા શૂરવીરોનો અત્યંત દારૂણ એવો સંગ્રામ પ્રવર્તમાન થયો. એ રીતે વર્તતા અતિભયંકર તે સંગ્રામમાં દ્રોણ જોતાં તે વ્યૂહને ભેદી અર્જુનપુત્ર અભિમન્યુ તેમાં પેઠો. અંતઃપ્રવિષ્ટ થયેલા શત્રુસમુદાયને હણતા મહાબળવાન તેને, ઉગામેલા છે આયુધ જે વિષે એવા હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળે ચોતરફથી વિંટી લીધો. વળી નાનાપ્રકારના યુદ્ધવાદ્યના શબ્દ સાથે ક્રીડા, મોટેથી પોકારવું, ગર્જના કરવી, હોકારા, સિંહનાદ, 'અરે ઉભોરે, ઉભોરે,' એ રીતના શબ્દ ઘોર એવા હલહલા શબ્દ, નહિ જા, ઉભો રહે, મારી સામે આવ, હે શત્રો, આ હું; એ પ્રમાણે વારંવાર બોલતા યોદ્ધાઓ; હસ્તિનું બોલવું, આભરણનો શબ્દ ગર્જના હસ્ત તથા પાટાના શબ્દે કરી પૃથ્વીને શબ્દાયમાન કરતા અર્જુનપુત્ર અભિમન્યુ સામે દોડ્યા. પોતા સામે આવતા તેમને જલદી યુદ્ધ કરનાર, તથા તત્કાળ અસ્ત્ર સાંધનાર, મર્મજ્ઞ, મહાબળવાન્, શૂરવીર, તે, મર્મ ભેદનાર બાણેકરી હણવા લાગ્યો. એ રીતે નાનાપ્રકારના તીક્ષ્ણબાણે કરી તેણે હણવા માંડેલા પરવશ થયેલા ઘણાક યોદ્ધાઓ શલભ નામના જંતુઓ જેમ અગ્નિને પામી

નાશ પામે તેમ તેને પ્રાપ્ત થઇ નાશને પ્રાપ્ત થતા હતા. હેરાણે તેણે યજ્ઞ- માં વેદિવિષે જેમ દર્ભ પાથરે તેમ તે નાશ પામેલાઓનાં શરીર તથા અ- વયવ રણભૂમિમાં પાથરી દીધાં. બાંધેલા છે ઘોતાચર્મના મોજા જેમને, ધ- નુષબાણ, ખડ્ગ, ઢાલ, અંકુશ, તોમર, ફરશી, ગદા, લોહના ગોળા, પ્રાસ, ઋષ્ટિ, તોમર, પટ્ટા; ગોફણ, પરિઘ, શક્તિ, શ્રેષ્ઠ, કંપન, પ્રતોદ, કુંત, અં- કુશ, મુદ્ગલ, ક્ષેપણીય, પાશ, પરિઘ, તથા ઉપલસહિત અને કેયૂર તથા અંગદેકરી શોભિતા, સુંદર ચંદન ચોપડેલા હસ્તિની સૂંઢસરખા તમારી તં- રફનાઓના હજારો હાથ ઘણુ અભિમન્યુએ કાપી નાંખ્યા. હે મહારાજ, રૂધિરથી અત્યંત લાલ સ્ફુરાયમાન તે બાહુએકરી રણભૂમિ, ગરૂડે મારેલા પાંચ મુખવાળા નાગેકરી જેવી શોભે તેવી શોભતી હતી. સુંદર છે નાસિ- કા મુખ તથા કેશના અગ્રભાગ જેમાં, વ્રણરહિત, સુંદર કુંડળવાળા ક્રોધ- થી સારી રીતે ડશા છે ઓષ્ઠપુટ જેમણે, સ્રવે છે ઘણું રૂધિર જેમાંથી, મણિ તથા રત્નથી શોભિતા અત્યંત સુંદર છે મુકુટ તથા સંગ્રામમાં પેરવા- ની ટોપી જે વિષે, નાળવા વગરના કમળ સરખાં, સૂર્ય તથા ચંદ્રસરખી કાન્તિવાળાં, પવિત્ર ગંધયુક્ત તથા વખત ઉપર મિત્રોનું પ્રિય બોલનાર, એવાં મુખથી શોભિતાં શત્રુઓનાં મસ્તકોએ કરી અર્જુનપુત્ર તેણે રણભૂમિને પૂર્ણ કરી દીધી. અને ગંધર્વ નગર સરખા આકારવાળા વિધિથી રચેલા હળ- ના દાંડાસરખા મુખવાળા, બે ત્રણ વાંસ જેમાં રહ્યા છે એવા દાંડાએ કરી ઉંચા જંઘા તથા કુબડારહિત નેમિરૂપ દાંત વગરના ભાગી ગયાં છે ચક્ર ઉપરકર તથા બેસવાની જગા જેમાં, પાડી નાંખ્યા છે આસ્તરણ જેમાંથી તથા હણાયા છે યોદ્ધા જે ઉપરથી એવા હજારો રથના કટકા કરતો તે, સર્વ દિશાઓમાં દેખાતો હતો. તેમજ શત્રુઓના હસ્તિઓ, માવત, ભાલા, અંકુશ, ધ્વજ, ભાથા, કવચ, હાથિના તંગ કંબલસહિત હાથિના ગ્રીવાભ- રણ; ઘંટા, સૂંઢ દાંતના અગ્રભાગ; છત્ર, ભાલા તથા પાછળ ચાલનારાઓને પણ તીક્ષ્ણ છે ધારના અગ્રભાગ જેમના એવા બાણોએ કરી છેદતો હતો તથા વનાયુ દેશમા ઉત્પન્ન થયેલા પાર્વતીય, કાંબોજ, બાલ્હિક, સ્થિર છે પુચ્છઅગ્રભાગ, કર્ણ તથા નેત્ર જેમના, વેગવાન; સારી રીતે વેહેનાર, શક્તિ, ખડ્ગ, તથા ભાલાથી યુદ્ધ કરનાર, શીખેલા યોદ્ધાઓએ આરોહણ કરેલા વિધ્વસ્ત થયાં છે ચામર, મુખ, ચમરી, જીવ્હા તથા નેત્ર જેમના બહાર નિકળ્યાં છે આંત્ર જેમને બેઠાયેલા કાળજાવાળા હણાયા છે સાથે બેસનાર

તથા ઘંટા જેમના કૃપ્યાદિગણને હર્ષ કરનાર, કપાઈ ગયા છે ઢાલ તથા કવચ જેમના, વિષ્ઠામુત્ર તથા રૂધિરે કરી વ્યાપ્ત થયેલા એવા તમારી તરફ અશ્વોને પાડતો તે અત્યંત શોભતો હતો. એ રીતે એકલા અભિમન્યુ વિષ્ણુની પેઠે અચિંત્ય એવું દુષ્કરકર્મ કરી ભયંકર એવા અસુર સૈન્ય જેમ મહાદેવજી મંથન કરે તેમ તેણે ત્રણ છે અંગ જેનાં એવા તમા મોટા સૈન્યને મર્દન કર્યું. મહા સંગ્રામમાં અર્જુન પુત્ર તે, શત્રુથી સહ થાય નહિ એવું કર્મ કરી ચોતરફથી તમારી તરફના પાયદળ સમૂહો ભેદવા લાગ્યો. કાર્તિક સ્વામી જેમ અસુરની સેનાને હણે તેમ તે એ તીક્ષ્ણ બાણે કરી અત્યંત હણેલી તે સેનાને જોઈ સુકાઈ ગયેલા મુખવાળ ચળાયમાન છે નેત્ર જેમનાં પરશેવો વળેલા રૂવાટાં ઉભાં થયાં છે અંગમ જેમને, દૈવિને જીતવા વિષે ઉત્સાહ રહિત પલાયન કરવામાં ઉત્સાહવાળ જીવવાને ઇચ્છતા નામ તથા ગોત્રે કરી પરસ્પર બોલાવતા એવા તમારં તરફના તથા તમારા પુત્રો, સંગ્રામમાં હણાયેલા પુત્રો, પિતૃઓ, ભાઇઓ બંધુ તથા સંબંધિઓને મૂકી અશ્વ તથા હસ્તિઓને ઉતાવળા કરતાં ભાગવા લાગ્યા.

॥ गोत्रनामभिरन्योन्यंक्रंदंतोजिवीतैषिणः ॥

॥ हतानपुत्रान्पितृन्भ्रातृन्बंधून्संबंधिनस्तथा ॥

॥ प्रतिष्ठंतसमुत्सृज्यत्वरयंतोहयद्विपान् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि अभिमन्युपराक्रमे गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

---

संजयउवाच ॥ तांप्रभग्नांचमूंदृष्ट्वासौभद्रेणामितौजसा ॥

॥ दुर्योधनोभृशंक्रुद्धःस्वयंसौभद्रमभ्ययात् ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, ઘણા તેજવાળા અભિમન્યુએ નસાડેલી પોતાની સેનાને જોઈ અત્યંત ક્રોધાયમાન થયેલો દુર્યોધન પોતે તેની સામે દોડયો. તેને જોઇ દ્રોણાચાર્યે યોદ્ધાઓને કહ્યું કે, પરાક્રમી અભિમન્યુ આપણા દેખતાં લક્ષ થયેલાને હણે છે. વાસ્તે તેની સામે દોડી ભય રહિત થઇ જલદી દુર્યોધનની રક્ષા કરો. એવાં તેમનાં વચન સાંભળી કૃતઘ્ન, બ-

બળવાન, જય શીલ તથા હિત ઇચ્છનાર તે શૂરવીરો, તમારા પુત્રને ચોતરફથી વીંટી તેની રક્ષા કરવા લાગ્યા. તેટલામાં દ્રોણ, દ્રૌણિ, કૃપ, કર્ણ, કૃતવર્મા, શકુનિ, બૃહદ્બળ, મદ્રરાજ, ભૂરિ, ભૂરિશ્રવા, શલ, પૌરવ, તથા વૃષસેન એટલા શૂરવીરોએ અભિમન્યુ સામે આવી મોટા બાણના વરસાદથી એને મોહ પમાડી દુર્યોધનને મૂકાવ્યો. તે એવી રીતે કે જેમ મુખમાંથી કોળીયો પડી જાય તેમ તેના હાથમાંથી તેને છોડાવ્યો. તે સહન નહિ કરી શકતા અભિમન્યુએ મોટા બાણના ઓઘવડે અશ્વ તથા સારથિ સહિત તે મહારથિઓને વિમુખ કરી સિંહનાદ કર્યો. હે મારિષ, તે સિંહના સરખો તેનો શબ્દ સાંભળી તેને ન સહન કરી શકતા તેના નાશને ઇચ્છતા તથા અત્યંત કોપાયમાન થયેલા દ્રોણાદિક રથિઓએ રથ સમુદાયે કરી એને વીંટી લેતાં અનેક પ્રકારના સેંકડો બાણ તેની ઉપર નાંખ્યા. તે આવતા બાણને અંતરીક્ષમાંથીજ કાપી તમારા પૌત્રે તીક્ષ્ણ બાણવડે તેમને પણ વિંધ્યા, એ આશ્ચર્ય સરખું થયું. તેથી ક્રોધાયમાન થયેલા અને મારવા ઇચ્છતા તેમણે પરાજય પામેલા નહીં એવા સુભદ્રાપુત્ર અભિમન્યુને સર્પ સરખા બાણે કરી ચોતરફથી વિંટી લીધો. હે ભરતર્ષભ, તે ટાણે સમુદ્રને જેમ તેનો કિનારો રોકે તેમ મૂકી છે મર્યાદા જેણે એવા તમારા સૈન્યસમુદ્રને એકલા અર્જુન પુત્રે વારી રાખ્યો. તેમાં યુદ્ધ કરતા તથા પરસ્પર મારતા યોદ્ધાઓમાંથી કોઇપણ વિમુખ થતો ન હતો. એવી રીતે વરતતા તે ભયંકર સંગ્રામમાં દુઃસહે નવેકરી, દુઃશાસને બારથી, શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે ત્રણવડે, દ્રોણે સર્પ સરખા સત્તરથી, વિવીંશતીએ શીંતેરે કરી, કૃતવર્માએ સાતથી બૃહદ્બળે આઠથી, અશ્વત્થામાએ સાતેકરી, ભૂરિશ્રવાએ ત્રણથી, મદ્રેશે છએકરી, શકુનિએ બેથી, તથા દુર્યોધને ત્રણ બાણેકરી અભિમન્યુને વિંધ્યો. હે મહારાજ, ધનુષ છે હાથમાં જેને, અભ્યાસ કૃત તથા સ્વાભાવિક મોટું બળ દેખાડતા અત્યંત કોપાયમાન થયેલા પ્રતાપવાન્ અભિમન્યુએ જાણે નૃત્ય કરતો હોય નહિ તેની પેઠે ત્રણ ત્રણ બાણેકરી તેમને વિંધ્યા. તે વખતે અશ્મકેશ્વરે સારથિનું વાકય કરનાર ગરૂડ તથા વાયુસરખા વેગવાળા અશ્વેકરી એને વારી 'અરે ઉભો રહે, ઉભો રહે;' એમ કહી દશ બાણેકરી તેને વિંધ્યો. એટલે અભિમાની અભિમન્યુએ પણ દશ બાણેકરી તેના સારથિ, ધ્વજ, બાહુ તથા ધનુષ્ કાપી મસ્તક પણ પૃથ્વી ઉપર પાડી

નાંખ્યું એ પ્રમાણે સુભદ્રાપુત્રે શૂરવીર અશ્મકેશ્વરને માર્યો તેને જોઇ પલાયન કરવામાં તત્પર એવું તમારૂં સર્વ સૈન્ય ચલાયમાન થયું. તે સમયે કર્ણ, કૃપાચાર્ય, દ્રોણ, અશ્વત્થામા, ગાંધાર રાજા શકુનિ, શલ, શલ્ય, ભૂરિશ્રવા, ક્રાથ, સોમદત્ત, વિવિંશતિ, વૃષસેન, સુષેણ, કુંડભેદી, પ્રતર્દન, વૃંદારક, લલિત્થ, પ્રબાહુ, દીર્ઘલોચન, તથા અત્યંત કોપાયમાન થયેલા દુર્યોધન એટલા શરવીરોએ અભિમન્યુ ઉપર બાણનો વરસાદ કર્યો. તેથી અત્યંત વિંધાયલા તેણે કવચ તથા કાયા ભેદનાર બાણ કર્ણઉપર નાંખ્યો: તે, તેના કવચ તથા કાયાને ભેદી સર્પ જેમ રાફડામાં જાય તેમ પૃથ્વીમાં પેઠો. તે અતિ પ્રહારે કરી વ્યથા પામેલો કર્ણ વિહ્વળ થતો હોય નહિ તેની પેઠે પૃથ્વી કંપથી જેમ પર્વત ચલાયમાન થાય તેમ સંગ્રામમાં ચલાયમાન થયો. વળી અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા બલવાન્ તેણે સુષેણ, દીર્ઘલોચન તથા કુંડભેદી એ ત્રણને તીક્ષ્ણ કરેલા બીજા ત્રણ બાણેકરી હણ્યા. તે વખતે કર્ણે નારાચનામના પચ્ચીશ; અશ્વત્થામાએ વીશ, તથા કૃતવર્માએ સાત બાણ તેની ઉપર નાંખ્યા. તેથી બાણેકરી વ્યાપ્ત છે સર્વ અંગ જેનું એવો ક્રોધાવિષ્ટ થયેલો સૈન્યમાં વિચરતો તે, હાથમાં પાશગ્રહણ કરેલો કાળસરખો દેખાતો હતો. તે ટાણે વળી અસ્ત્ર જાણનાર પ્રબાહુએ પાસે ઉભેલા શલ્યઉપર બાણનો વરસાદ કરી તમારા સૈન્યને ભય પમાડતાં મોટો શબ્દ કર્યો; તે સમયે મર્મ ભેદનાર તે બાણ વરસાદથી વિંધાયલો શલ્ય, મૂર્છિત થઈ રથમાં બેશી ગયો. તેને જોઇ દ્રોણાચાર્યના દેખતાં તમારી સર્વ સેના જેમ સિંહથી પીડાયલા મૃગો ભાગે તેમ ભાગવા લાગી. તે વખતે ઉપરથી પિતૃ, દેવ, ચારણ, સિદ્ધ તથા યક્ષોએ અને પૃથ્વીતલ વિષે રહેલા પ્રાણિઓએ સ્તુતિ કરેલો સંગ્રામના યશયુક્ત અભિમન્યુ તો જેવો આજ્યે સિંચન કરેલો અગ્નિ શોભે તેવો અત્યંત શોભતો હતો.

॥ सतुरणयशसाभिपूज्यमानःपितृसुरचारणसिद्धयक्षसंघैः ॥

॥ अवनितलगतैश्चभूतसंघैरतिविबभौहुतभुग्यथाज्यसिक्तः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि अभिमन्युपराक्रमे गुर्जरभाषायां सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥

---

धृतराष्ट्रउवाच ॥ तथाप्रमथमानंतंमहेष्वासानजिह्मगैः ॥

॥ आर्जुनिंमामकाःसंख्येकेत्वेनंसमवारयन् ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, તે રીતે સંગ્રામમાં મોટા ધનુષ્યવાળા-ઓને મંથન કરતા તે અર્જુન પુત્રને મારી તરફના કયા યોદ્ધાઓએ વારી રાખ્યો. સંજય કહે છે—હે રાજન્, દ્રોણે રક્ષા કરેલા રથ સૈન્યને ભેદવા ઇચ્છતા અર્જુન કુમારે સંગ્રામમાં જે રીતે મોટી ક્રીડા કરી તે હું કહું તે તમે સાંભળો. તે સંગ્રામમાં સુભદ્રા પુત્રે બાણે કરી પીડેલા મદ્રેશ શલ્યને જોઈ ક્રોધાયમાન થયેલા તેનો નાના ભાઇએ બાણ ફેંકતાં તેની સામે જઇ દશ બાણવડે અશ્વ તથા સારથી સહિત અર્જુન પુત્રને વિંધી મોટો શબ્દ કરી 'અરે ઉભો રહે, ઉભો રહે, એમ તેને કહ્યું, તેટલામાં બાણ નાંખ-વામાં ચતુર અર્જુન પુત્રે પણ તેનું મસ્તક તથા ગ્રીવા હાથ, પગ, ધનુષ્, અશ્વ, છત્ર, ધ્વજ, સારથી, ત્રિવેણું, રથગતશય્યા, ચક્ર, ભાથો, રથના નીચેનો ભાગ, પતાકા, ચક્રરક્ષકો અને સર્વ ઉપસ્કર પણ બાણે કરી કાપી નાંખ્યા. તથાપિ તેને કોઇએ જોયો નહિ, પછી વિંધાયાં છે આભરણ તથા વસ્ત્ર જેનાં એવો ક્ષીણ થયેલો તે, ઘણા બળવાન્ વાયુએ ભાંગેલો મોટો વૃક્ષ જેમ પડે તેમ પૃથ્વીવિષે પડયો. તેને તથા અભિમન્યુ-ના તે કર્મને જોઇ ત્રાસ પામેલા તેની પાછળ ચાલનારાઓ શબ્દ કરતા સ-ર્વ દિશાઓમાં ભાગવા લાગ્યા. તેમનો શબ્દ સાંભળીને સર્વ પ્રાણિ 'સાધુ, સાધુ'; એ રીતે કહેવા લાગ્યા, એવી રીતે તે શલ્યનો નાનો ભાઇ હણાયો ને વખતે વિવિધ પ્રકારનાં આયુધ છે હાથમાં જેમને એવા તેના ઘણાક સૈનિકો પોતાનું કુળ, નિવાસ તથા નામ અર્જુન પુત્રને સંભળાવતા રથ, અશ્વ, તથા હસ્તિએ કરી, તેમ કેટલાક પગે કરી તેની સામે દોડયા અને બીજા કેટલાક સૈનિકો મોટો બાણનો શબ્દ, રથના પાટાનો શબ્દ હુંકાર, ઉંચેથી પોકાર, ગર્જના, સિંહનાદ, પ્રત્યંચાનો શબ્દ, તથા મોજાના શબ્દે કરી પૃથ્વીને શબ્દાયમાન કરતા તથા અર્જુન પુત્રને 'અમારા જીવતાં તું જીવતો જઇશ નહિ' એવી રીતે કહેતા તેની સામે દોડયા. તે રીતે બોલતા તથા સામે આવતા તેમને જોઇ સુભદ્રાપુત્ર અભિમન્યુ હસતો હોય નહિ તેની પેઠે જે જે યોદ્ધો પ્રથમથી પોતા ઉપર પ્રહાર કરતો હતો તે તે યોદ્ધાને પોતે બાણે કરી વિંધતો હતો. વળી શૂરવીર અર્જુન પુત્ર, લઘુ એવાં વિચિત્ર પ્રકારનાં અસ્ત્ર દેખાડતો મૃદુતા છે આરંભમાં જેના એવું યુદ્ધ કરતો હતો. તેમ વાસુદેવ તથા અર્જુન પાસેથી પોતે જે અસ્ત્ર મેળવેલાં હતાં તેમનું પરાક્રમ દેખાડતાં તે બેઉ સરખું પોતે એકલો યુદ્ધ કરતો હતો. અને પોતાવિષે

રહેલા ઘણા ભારને તથા ભયને દૂર કરી નિરંતર બાણ નાંખતોજ દેખાતો હતો. અને એવું ધનુષ્મંડળ શરદૃઋતુમાં અત્યંત પ્રકાશમાન સૂર્યનું મંડળ જેવું દેખાય તેવું સ્ફુરાયમાન દિશાઓમાં દેખાતું હતું તથા વખતસર મોટા વજ્ર મૂકતાં જેવો મેઘનો શબ્દ સંભળાય તેવો દારૂણ તેની પ્રત્યંચા તથા મોજાનો શબ્દ સંભળાતો હતો. એ પ્રમાણે લજ્જાવાન્ ક્રોધી, માન કરનાર, તથા પ્રિય છે દર્શન જેનું એવો અર્જુન પુત્ર અભિમન્યુ શૂરવીરોનું શૌર્ય જોવા સારૂ બાણ તથા અસ્ત્રે કરી યુદ્ધ કરતો હતો. હે મહારાજ, ભગવાન્ એવા સૂર્ય, જેમ વર્ષા ઋતુમાં મૃદુ થઇ પછી શરદૃઋતુમાં દારૂણ થાય છે તેમ અર્જુનપુત્ર પણ પ્રથમ મૃદુ થઇ પછી દારૂણ થતો હતો અને તે મહા સંગ્રામમાં સૂર્ય જેમ કિરણોને વિસ્તારે તેમ ક્રોધાક્રાંત અભિમન્યુ, વિચિત્ર પ્રકારના, સુવર્ણના પુખવાળા, શિલા ઉપર તિક્ષ્ણ કરેલા અત્યંત ઘણાક બાણ મૂકતો હતો. વળી મોટા યશવાળો તે, ક્ષુરપ્ર, વત્સદંત, વિપાઠ, નારાચ, અર્ધચંદ્ર તથા અંજલિક નામના વિચિત્ર બાણ દ્રોણ જોતાં રથ સૈન્ય ઉપર નાંખવા લાગ્યો. ત્યારે બાણથી પીડિત થયેલું તમારૂ સૈન્ય વિમુખ થયું.

॥ अवाकिरद्रथानीकंभारद्वाजस्यपश्यतः ॥

॥ ततस्तत्सैन्यमभवद्विमुखंशरपीडितं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि अभिमन्युपराक्रमे गुर्जरभाषायां अष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥

---

धृतराष्ट्रउवाच ॥ द्वैधीभवतिमेचित्तंभियातुष्ट्याचसंजय ॥

॥ ममपुत्रस्ययत्सैन्यंसौभद्रःसमवारयत् ॥

ધૃતરાષ્ટ્ર પૂછેછે—હે સંજય, સુભદ્રાપુત્રે મારા પુત્રના સૈન્યને વારી રાખ્યું તેથી ભય તથા તુષ્ટિએ કરી મારૂ ચિત્ત બે પ્રકારનું થાય છે. માટે હે ગાવલ્ગણે, ફરીથી અસુર સાથે કાર્તિક સ્વામીએ જેવું યુદ્ધ કર્યું હતું તેવું કુમારનું સર્વ યુદ્ધ વિસ્તારથી મને કહે. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર એકનું ઘણા સાથે અત્યંત દારૂણ એવું જેવી રીતે યુદ્ધ થયું તે હું કહું તે તમે સાંભળો. ઉત્સાહવાન્ રથમાં બેઠેલા અભિમન્યુએ, કર્યો છે ઉત્સાહ જેમણે એવા શત્રુને દમન કરનાર રથમાં બેઠેલા તમારી તરફના સર્વ યોદ્ધાઓ

ઉપર બાણનો વરસાદ કર્યો. અને અગ્નિચક્રની પેઠે સંગ્રામમાં વિચરતા તેણે, દ્રોણ, કૃપ, શલ્ય, અશ્વત્થામા, ભોજ, બૃહદ્બળ, દુર્યોધન, સોમદત્ત પુત્ર ભૂરિશ્રવા, મહાબળવાન્ શકુનિ, નાના દેશથી આવેલા રાજાઓ, રાજકુમારો, તથા વિવિધ પ્રકારના સૈન્ય ઉપર પણ બાણ નાંખ્યા. હે ભારત, તેજસ્વિ તથા પ્રતાપવાન્ સુભદ્રાપુત્ર અભિમન્યુ પરમાસ્ત્રે કરી એ રીતે શત્રુને મારતાં સર્વ દિશાઓમાં પોતાનું પરાક્રમ દેખાડતો હતો. ઘણા તેજવાળા તેનું તે ચરિત જોઇ તમારી તરફનાં સર્વ સૈન્ય કંપવા લાગ્યાં, તે વખતે એવું અભિમન્યુનું પરાક્રમ જોઇ હર્ષે કરી પ્રફુલ્લિત નેત્રવાળા મહાપરાક્રમી પ્રતાપવાન્ દ્રોણાચાર્યે, કૃપાચાર્યને બોલાવી તેને તમારા પુત્રના મર્મસ્થાનને ભેદે એવું આવી રીતનું વચન કહ્યુ કે–હે કૃપ, યુવાવસ્થાવાળો પાંડવોમાં વિખ્યાત આ સુભદ્રાપુત્ર અભિમન્યુ સર્વ સંબંધિઓ, યુધિષ્ઠિર રાજા, નકુળ, સહદેવ, પાંડુપુત્ર ભીમસેન, બંધુઓ તથા મધ્યસ્થ માણસોને આનંદ આપતો સંગ્રામમાં વિચરે છે તેના સરખો પરાક્રમી બીજા કોઇ પણ ધનુષ ધરનારને સંગ્રામમાં હું માનતો નથી. તે ઇચ્છા કરે તો આપણી આ સમગ્ર સેનાને નાશ કરે. પણ કોણ જાણે શા વાસ્તે તેમ તે ઇચ્છા કરતો નથી. હે ભારત, અભિમન્યુ વિષે પ્રીતિ યુક્ત એવાં તે દ્રોણનાં વાક્ય સાંભળી અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા તમારા પુત્રે ગર્વ કરતો હોય નહિ ! તેની પેઠે દ્રોણ સામે જોઇ કર્ણ, બાલ્હિક, દુઃશાસન, શલ્ય તથા બીજા મહારથિઓ પ્રત્યે આવી રીતે કહ્યું કે, બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ સર્વ રાજાઓના ગુરૂ આ આચાર્ય અર્જુનના મૂઢ એવા પુત્ર અભિમન્યુને હણવા ઇચ્છતા નથી, નહિ તો સંગ્રામમાં શસ્ત્ર લેઇ ઉભેલા આ દ્રોણની સામે સાક્ષાત્ કાળ પણ યુદ્ધ કરી શકે નહિ તો બીજો સાધારણ મનુષ્ય તો શું યુદ્ધ કરી શકે ? એ હું તમોને સત્ય કહું છું. ગુરૂને શિષ્યો પોતાના પુત્ર સરખા પ્રિય હોય છે તેમ આ પણ અર્જુન પુત્ર છે માટે પોતાના શિષ્યનો પુત્ર જાણી આચાર્ય તેની રક્ષા કરે છે. માટે દ્રોણે રક્ષા કરેલો આ મૂઢ અભિમન્યુ હું પરાક્રમી છું એમ માને છે, માટે તમે એને જલદી મારો. એવાં દુર્યોધનનાં વચન સાંભળી અત્યંત ક્રોધાયમાન થયેલા તથા અભિમન્યુને મારવા ઇચ્છતા તે સર્વ, દ્રોણાચાર્ય જોતાં અભિમન્યુ સામે દોડયા. તે વખતે હે કુરૂશાર્દૂલ, દુઃશાસન પણ દુર્યોધનનાં તે વચન સાંભળી આવી રીતે તેને વચન કેહેવા લાગ્યો કે, હે મહારાજ ! પાંડવ તથા પંચાલો જોતાં હું એને હણીશ તથા રાહુ જેમ

સૂર્યને ગળે તેમ તે સુભદ્રાપુત્રને આજજ ગળીશ. વળી મોટેથી પોકારી ક્રૂરીથી તે, કુરૂરાજને આવી રીતે વચન કહેવા લાગ્યો કે, હે મહારાજ! મેં ગળેલા સુભદ્રાપુત્રને સાંભળી અતિમાની એવા અર્જુન તથા કૃષ્ણ બે જણ જીવ લોકમાંથી પ્રેત લોક પ્રત્યે જશે એમાં સંશય નહીં. અને તે બેઉનું મરણ સાંભળી સુહૃદ્વર્ગ સહિત પાંડવો એક દિવસમાંજ કલીબપણાથી જીવિતનો ત્યાગ કરશે, વાસ્તે હે રાજન્! એ સુભદ્રાપુત્ર હણાવાથી તમારા સર્વ શત્રુ હણાયા છે એમાં સંશય નહીં, માટે આ હું તમારા શત્રુઓને હણું છું. મારા કલ્યાણનું ચિન્તન કરો. હે રાજન્! એવી રીતે કહી ક્રોધાયમાન થયેલો તમારો પુત્ર દુઃશાસન સિંહનાદ કરી બાણનો વર્ષાદ કરતો સુભદ્રાપુત્ર અભિમન્યુ સામે દોડયો. અભિમન્યુએ પણ ક્રોધથી પોતાની સામે આવતા શત્રુને દમન કરનાર તે તમારા પુત્રને તીક્ષ્ણ એવા છવીસ બાણે કરી વિંધ્યો. મદ ઝરતા હસ્તીની પેઠે અત્યંત ક્રોધાયમાન થયેલો દુઃશાસન પણ સંગ્રામમાં તેની સામે યુદ્ધ કરવા લાગ્યો. રથે કરીને સવ્ય તથા દક્ષિણ બાજુએ વિચિત્ર પ્રકારના મંડળાકારે વિચરતા રથ શિક્ષામાં ચતુર તે બેઉ પરસ્પર યુદ્ધ કરતા હતા. તે ટાણે ત્યાં મનુષ્યોએ કરેલા શંખના શબ્દ તથા સિંહનાદ સાથે મળેલા પણવ, મૃદંગ, દુંદુભિ, ક્રકચ, આનક, ભેરિ તથા ઝર્ઝર નામના યુદ્ધવાદ્યના શબ્દ અત્યંત થતા હતા.

॥ अथपणवमृदंगदुंदुभीनांक्रकचमहानकभेरिझर्झराणाम् ॥
॥ निनदमतिभृशंनराःप्रचक्रुर्लवणजलोद्भवसिंहनादमिश्रं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि दुःशासनयुद्धे गुर्जरभाषायां एकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

---

संजयउवाच ॥ शरविक्षतगात्रस्तुप्रत्यमित्रमवस्थितं ॥
॥ अभिमन्युःस्मयन्धीमान्दुःशासनमथाब्रवीत् ॥

સંજય કેહે છે—હે ધૃતરાષ્ટ્ર! બાણે કરી ક્ષત થયું છે શરીર જેનું એવો બુદ્ધિમાન્ અભિમન્યુ સામે ઉભેલા શત્રુ દુઃશાસનને ગર્વથી આવી રીતે કેહેવા લાગ્યો કે, શૂરવીર, માની, કઠોર વચન બોલનાર, ત્યાગ કર્યો છે ધર્મ જેણે, દોષારોપ કરનાર, સંગ્રામમાં સામે આવેલા તને હું જોઉં

છું. એ પણ સારૂં થયું અને ધૃતરાષ્ટ્ર રાજા સાંભળતાં તેં સભામાં પરૂષ વાક્યે કરી ધર્મરાજ યુધિષ્ઠિરને કોપાવ્યા હતા, તેમ શકુનીના કપટથી જૂઠા પાસાનો આશ્રય કરી જયથી ઉન્મત એવા તે ભીમસેનને પણ ઘણાં અબદ્ધ વચન સંભળાવ્યાં હતાં, પણ હવે હે દુર્મતિવાળા. પારકા ધનનો અપહાર, તે મહાત્માના ક્રોધનું અશમન, લોભ, અજ્ઞાન, દ્રોહ, સાહસ, તથા ઉગ્ર ધનુષવાળા મહાત્મા મારા પિતૃઓનું રાજ્ય હરણ ઇત્યાદિરૂપ પૂર્વે કરેલા ઉગ્ર અધર્મના નજીક આવેલા ફળને પ્રાપ્ત થા. આજ સર્વ સૈન્ય જોતાં બાણે કરી હું તને જ્યારે શિક્ષા કરીશ ત્યારે, તમે ક્રોધ પમાડેલી દ્રૌપદી, તને મારવા ઇચ્છતા મારા પિતા ભીમસેન તથા તે મહાત્માને અપેક્ષા કોપના ઋણથી પણ હું મુક્ત થઇશ. તેમ એટલું પણ કહું છું કે સંગ્રામનો ત્યાગ નહિં કરે તો મારી આગળથી જીવતો પણ નહીં જાય. એમ કહી પારકા શૂરવીરને હણનાર તે મહાબાહુએ કાલ, અગ્નિ તથા વાયુ સરખો દુઃશાસનનો નાશ કરે એવો બાણ તેની ઉપર નાખ્યો. જે, જલદી તેના જત્રુ દેશને એટલે હાંસડીને ભેદી સર્પ જેમ રાફડામાં પેસે તેમ પુંખ સહિત પૃથ્વીમાં પેઠો. વળી કર્ણપર્યંત ધનુષ ખેંચી અગ્નિ સરખા સ્પર્શવાળા પચ્ચીશ બાણ તેની ઉપર નાંખ્યા તેથી અત્યંત વિંધાવાને લીધે વ્યથા પામેલો દુઃશાસન મૂર્ચ્છા પામી રથમાં બેશી ગયો. તે વખતે તેનો સારથિ અચેતન થયેલા એને જલદી સંગ્રામમાંથી બ્હાર લઈ ગયો. તેને જોઇ દ્રૌપદ, વિરાટ, પંચાલ તથા કેકય સિંહનાદ કરવા લાગ્યા અને પાંડવ તરફના બીજા સૈનિકો પણ નિર્ભય થઇ વિચિત્ર પ્રકારનાં યુદ્ધવાદ્ય વગાડવા લાગ્યા અને અત્યંત વૈરિ, મદોન્મત, પરાજય પામેલા તે શત્રુને જોઇ ધર્મ, વાયુ, ઇંદ્ર, તથા અશ્વનીકુમારની પ્રતિમા છે ધ્વજાગ્ર ભાગમાં જેમને એવા મહારથિ દ્રૌપદીના પુત્ર સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, કેકય, ધૃષ્ટકેતુ, મત્સ્ય પંચાલ, સૃંજય તથા હર્ષ યુક્ત યુધિષ્ઠિરાદિક પાંડવો દ્રોણ સૈન્યને ભેદવાની ઇચ્છાથી જલદી તેની સામે દોડ્યા. તે વખતે જયને ઇચ્છતા પાછા ન ફરનાર શૂરવીર તમારી તરફનાઓનું પારકાઓ સાથે મોટું યુદ્ધ થયું. તે રીતે વર્તતા તે ભયંકર સંગ્રામમાં હે મહારાજ ! તમારા પુત્ર દુર્યોધને રાધાપુત્ર કર્ણને આવી રીતે વચન કહ્યું કે, હે વીર! સૂર્યની પેઠે અત્યંત તપતા સંગ્રામમાં શત્રુને હણતા અભિમન્યુને વશ થએલા દુઃશાસનને જો. તેમ અત્યંત ક્રોધાક્રાંત સિંહ સરખા બલિષ્ટ ઉગામેલ આયુધ-

વાળા પાંડવ, અભિમન્યુની રક્ષા કરવા દોડયા જાય છે માટે તું આ ટાણે યોગ્ય હોય તે કર; એવાં દુર્યોધનનાં વચન સાંભળી તમારા પુત્રનું હિત કરનાર ક્રોધાવિષ્ટ થયેલા શૂરવીર કર્ણે તીક્ષ્ણ કરેલા બાણનો અભિમન્યુ ઉપર વર્ષાદ કરી એના અનુચરોને પણ અવજ્ઞાપૂર્વક તેવાજ બાણેકરી વિં- ધ્યા. દ્રોણ સામે જવા ઇચ્છતા ઉદાર મનવાળા અભિમન્યુએ પણ તોતેર બાણે કરી જલદી રાધાપુત્રને વિંધ્યો. એ રીતે દ્રોણ સામે જતા રથસમુ- દાયને નાશ કરતા ઇંદ્રપુત્ર પુત્ર અભિમન્યુને તમારી તરફનો કોઇપણ રથિ વારવા સમર્થ થયો નહીં. તે સમયે જયને ઇચ્છનાર સર્વ ધનુષ ધરનારમાં માની, પ્રતાપવાન, પરશુરામના શિષ્ય અસ્ત્ર જાણનારમાં શ્રેષ્ઠ કર્ણે પરમા- સ્ત્ર દેખાડતાં અસ્ત્રવડે શત્રુઓએ દુઃખે કરી સહન થાય નહીં એવા અભિ- મન્યુને પીડિત કર્યો. તે રીતે સંગ્રામમાં કર્ણે પીડિત કરેલા દેવ સરખા અભિમન્યુએ ખેદ ન પામતાં તીક્ષ્ણ કરેલા ભલ્લનામના સર્પસરખા સરલ બાણેકરી છત્ર, ધ્વજ, સારથી તથા અશ્વ સહિત કર્ણને તત્કાળ પીડિત કર્યો. કર્ણે પણ ગ્રંથીવગરના બાણ એની ઉપર નાંખ્યાં. અસંભ્રાંત ચિત્તવાળા પ- રાક્રમી અર્જુનપુત્રે આવતા તેના બાણને રોકી મુહૂર્ત્તમાત્રમાં એક બાણેકરી ધ્વજ સહિત કર્ણનું ધનુષ કાપી પૃથ્વી ઉપર પાડી નાંખ્યું એ રીતે કષ્ટને પ્રાપ્ત થયેલા કર્ણને જોઇ તેનો નાનો ભાઇ દૃઢ ધનુષ ઉગામી જલદી અ- ભિમન્યુ સામે દોડ્યો. તે સમયે પાંડવ તથા તેમના અનુચર જન મોટેથી પોકાર કરી વાદિત્ર વગાડતા અભિમન્યુની સ્તુતિ કરવા લાગ્યા.

॥ ततउच्चक्रुशुःपार्थास्तेषांचानुचराजनाः ॥

॥ वादित्राणिचसंघघ्नुःसैाभद्रंचापितुष्टुवुः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि कर्णदुःशासन- पराक्रमे गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

---

संजयउवाच ॥ शोतिगर्जन्धनुष्पाणिर्ज्यांविकर्षन्पुनःपुनः ॥

॥ तयोर्महात्मनोस्तूर्णंरथांतरमवापतत् ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, એ રીતે ધનુષ છે હાથમાં જેને એવા તે કર્ણના નાના ભાઇએ વારંવાર ધનુષ ખેંચી અતિ ગર્જના કરતાં જલદી

તે એક મહાત્માના રથના મધ્યમાં આવી પોતાના બાપ તથા દાદાની પેઠે અતિ માનુષ્ય કર્મ કરનાર ક્રોધથી સહન નહીં થાય એવા અભિમન્યુને દશ બાણે કરી તેના છત્ર, ધ્વજ, સારથી તથા અશ્વસહિત વિંધ્યો, તેને જોઇ તમારી તરફના પ્રસન્ન થવા લાગ્યા. તે ટાણે અભિમન્યુએ ધનુષ ખેંચી એક બાણે કરી પર્વત ઉપરથી વાયુ જેમ કર્ણિકારના વૃક્ષને પાડે તેમ તેનું મસ્તક રથમાંથી પૃથ્વી ઉપર પાડી નાંખ્યું. હે રાજન્! એવી રીતે અભિમન્યુએ હણેલા પોતાના ભાઇને જોઇ કર્ણ વ્યથાને પ્રાપ્ત થયો અને સુભદ્રા પુત્ર અભિમન્યુ તો ગૃધ્રના પિંછ બાંધેલા બાણે કરી કર્ણને વિમુખ કરી જલદી મોટા ધનુષવાળા બીજા સૈનિકો સામે દોડી ઘણાક છે હસ્તિ, અશ્વ, રથ તથા પાયદલ જેમાં એવાં તમારી તરફનાં મોટાં સૈન્યને તીક્ષ્ણ તેજવાળો મહારથિ તે, ક્રોધથી ભેદવા લાગ્યો. તે ટાણે અભિમન્યુના ઘણાક બાણેકરી પીડિત થયેલો કર્ણ સંગ્રામમાંથી વેગવાન અશ્વે કરી પલાયન કરી ગયો. ત્યાર પછી તમારૂં સૈન્ય ભાગવા લાગ્યું. હે રાજન્! શલભ નામના જંતુએ કરી તથા વર્ષાદની ધારાએ કરી વિંટાઇ ગયેલા આકાશમાં જેમ કંઇ દેખાય નહીં તેમ અભિમન્યુના બાણથી ઢંકાઇ ગયેલા સૈન્યમાં કંઇપણ દેખાતું ન હતું. એવી રીતે અભિમન્યુના તીક્ષ્ણ બાણે કરી હણાતા તમારી તરફનાઓમાંથી સિંધુ રાજા વગર બીજો કોઇ પણ ઉભો રહ્યો નહિં. હે ભરતર્ષભ, પુરૂષમાં શ્રેષ્ઠ સુભદ્રાપુત્ર અભિમન્યુ તો શંખ વગાડી જલદી તમારા સૈન્ય સામે દોડી શુષ્ક તૃણના સમાજ વિષે મૂકેલો અગ્નિ જેમ તેને બાળે તેમ વેગે કરી શત્રુઓને બાળતો અર્જુનપુત્ર તે, સૈન્યના મધ્ય ભાગમાં વિચરતો હતો; અને જેણે તીક્ષ્ણ બાણે કરી રથ, હસ્તિ, અશ્વ તથા મનુષ્યોને પીડિત કરી કબંધના ગણે કરી સંકુલ રણભૂમિને કરી અને જેના ધનુષમાંથી નિકળેલા શ્રેષ્ઠ બાણેકરી હણાતા જીવિતને ઇચ્છિનાર પોતાનાઓનેજ હણતા ચોતરફ ભાગતા હતા. અને તેના તીક્ષ્ણ કરેલા ભયંકર કર્મ કરનાર ભયંકર બાણો તો રથ, હસ્તિ તથા અશ્વને હણી તત્કાલ પૃથ્વીમાં પેસતા હતા. સુવર્ણના ભૂષણથી શોભિતા આયુધ મોજા, ગદા તથા બાજુબંધ સહિત કપાઇ ગયેલા ઘણાક બાહુ રણભૂમિમાં દેખાતા હતા. તેમ બાણ, ધનુષ, ખડ્ગ, શરીર તથા માળા પેરેલાં કુંડળસહિત હજારો મસ્તક પણ રણભૂમિમાં શોભતાં હતાં. તેમ રણભૂમિમાં પડેલા ઉપરકર સહિત બેસવાનાં સ્થાનક લાંગલ, દંડ, મુગટ મથન થયા છે અક્ષ

જેના એવાં ચક્ર, અનેક તરેહથી પાડેલ ધુંસરીયો, શક્તિ, ધનુષ, મોટા ધ્વજ, ઢાલ, ધનુષ, બાણ તથા હણાએલ ક્ષત્રિય, અશ્વ અને હસ્તિએ કરી અતિ દારૂણ તે રણભૂમિ ક્ષણમાત્રમાં અગમ્યરૂપ થઈ હતી અને નાશ પામતા તથા પરસ્પર પોકારતા રાજપુત્રોનો ભીરૂ પુરૂષોને ભય વધારનાર સર્વ દિશાઓને શબ્દાયમાન કરતો મોટો શબ્દ થતો હતો; ને સુકા તૃણના સમાજને જેમ અગ્નિ બાળે તેમ વેગે કરી શત્રુઓને બાળતો, શ્રેષ્ઠ અશ્વ, રથ તથા હસ્તિઓને હણતો અભિમન્યુ તો સૈન્યના મધ્યમાં દેખાતો હતો. હે ભારત, તે વખતે રજેકરી વીંટાયલા તે સૈન્યમાં સર્વ દિશા તથા વિદિશાઓમાં વિચરતા તેને અમે દેખતા ન હતા. હે ભારત, ગજ, અશ્વ, તથા મનુષ્યોના આયુષ્યને ગ્રહણ કરનાર શત્રુગણને તપાવતા મધ્યાન્હના સૂર્ય સરખા તેને ક્ષણમાત્રમાં પાછો અમે જોતા હતા. હે મહારાજ, સંગ્રામમાં ઇંદ્ર સરખો ઇંદ્રના પુત્રનો પુત્ર અભિમન્યુ સૈન્યના મધ્યમાં શોભતો હતો.

॥ सवासवसमःसंख्येवासवस्यात्मजात्मजः ॥

॥ अभिमन्युर्महाराजसैन्यमध्येऽभ्यरोचत ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि अभिमन्युपराक्रमे गुर्जरभाषायां एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

धृतराष्ट्र उवाच ॥ बालमत्यंतसुखिनंस्ववाहुबलदर्पितं ॥

॥ युद्धेषुकुशलंवीरंकुलपुत्रंतनुत्यजं ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, અત્યંત સુખી, પોતાના બાહુબળથી ગર્વિષ્ટ, યુદ્ધમાં કુશળ, શૂરવીર, કુળપુત્ર, શરીર ત્યાગ કરનાર, ત્રણ વર્ષના રૂડા અશ્વે કરી સૈન્યને વહન કરનાર તે બાળકની પાછળ યુધિષ્ઠિરના સૈન્યમાંથી કોઇ બળવાન્ આવ્યો? સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર—યુધિષ્ઠિર, ભીમસેન, શિખંડી, સાત્યકિ, નકુળ, તથા સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ, કેકય, ધૃષ્ટકેતુ તથા મત્સ્ય, એટલા અત્યંત ક્રોધાયમાન થયેલા યોદ્ધાઓ અભિમન્યુની પાછળ સંગ્રામમાં આવ્યા હતા તથા તેજ માર્ગે વ્યૂહ રચનાથી ઉભેલા પ્રહાર કરનાર માતુળ સહિત પીતૃઓ પણ તેના રક્ષણ વાસ્તે ત્યાં આવ્યા. દોડતા તે શૂરવીરોને જોઇ તમારી તરફના વિમુખ થયા. એ રીતે વિમુખ થયેલા તમારા પુત્રના મોટા સૈન્યને સ્તંભન કરી રાખવા ઇચ્છતા

તેજસ્વી તમારા જમાઇ મોટા ધનુષ્યવાળા સિંધુપુત્ર જયદ્રથે દિવ્ય અસ્ત્રેકરી નિમ્નદેશને પામી હસ્તિ જેમ રોકે તેમ પુત્રના રક્ષણને ઇચ્છિતા સૈન્યસહિત પાંડવોને વારી રાખ્યા. ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સંજય, એકલા જયદ્રથે પુત્રના રક્ષણને ઇચ્છિતા ક્રોધાયમાન થયેલા પાંડવોને જે વારી રાખ્યા એ તેણે અતિભાર સહન કર્યો તથા તેનું બળ અને પરાક્રમ પણ આશ્ચર્યરૂપ છે તેમ હું માનુ છું. માટે તે મહાત્માનું શ્રેષ્ઠ કર્મ તથા પરાક્રમ મને કહે. અને જેના બળથી તેણે એકલે પાંડવોને વારી રાખ્યા એવું શું દાન, શું હોમ, શું યજન અને શું તપ તેણે કર્યું હતું તે પણ મને કહે. સંજય કહેછે–હે ધૃતરાષ્ટ્ર, જ્યારે તેણે દ્રૌપદીનું હરણ કર્યું ત્યારે ભીમસેને તેને પરાજય પમાડયો હતો. તેથી કલેશ પામેલા માની વરને ઇચ્છતા તે રાજાએ પ્રિય વિષયોમાંથી ઇંદ્રિઓને નિવૃત્ત કરી ક્ષુધા તથા તૃષા સહન કરી સનાતન બ્રહ્મનો જપ કરતાં મહાદેવજી ઉપર મોટી તપશ્ચર્યા કરી તેથી પ્રસન્ન થયેલા ભક્તવિષે દયાવાન ભગવાન્ મહાદેવજીએ તે સિંધુ પુત્રને સ્વપ્ન વિષે કહ્યું કે, હે જયદ્રથ, હું તારી ઉપર પ્રસન્ન થયો છું. તું શું ઇચ્છે છે? એવાં મહાદેવજીનાં વચન સાંભળી નિયમમાં રાખ્યું છે અંતઃકરણ જેણે એવા સિંધુદેશના રાજા જયદ્રથે હાથ જોડી પ્રણામ કરી ભગવાન્ એવા રૂદ્રને કહ્યું કે, ભયંકર પરાક્રમવાળા સર્વ પાંડવોને સંગ્રામમાં હું એકલો રથેકરી વારી શકું, એ મારે ઇચ્છા છે. એવાં જયદ્રથનાં વચન સાંભળી દેવના ઇશ મહાદેવે તેને કહ્યું કે, હે સૌમ્ય, હું તને વર આપું છું; જે અર્જુન વિના ચાર પાંડુપુત્રને તું સંગ્રામમાં વારી શકીશ. 'ઠીક તેમ હો' એમ કહી તે રાજા જાગૃત થયો. હે ધૃતરાષ્ટ્ર, તે વરદાનથી તથા દિવ્ય એવા અસ્ત્રબળેકરી તેણે એકલે પાંડવની સેનાને વારી રાખી. તે વખતે તેની પ્રત્યંચા તથા મોજાના શબ્દેકરી પાંડવ તરફના ક્ષત્રિઓને ભય પ્રાપ્ત થયું અને તમારા સૈન્યને પરમ હર્ષ થયો. હે રાજન્, તે ટાણે ક્ષત્રિઓ સિંધુરાજા વિષે રહેલા સર્વ ભારને જોઇ મોટેથી શબ્દ કરી યુધિષ્ઠિરના સૈન્ય સામે દોડવા લાગ્યા.

॥ दृष्ट्वातुक्षत्रियाभारंसैंधवेसर्वमाहितं ॥

॥ उत्क्रुश्याभ्यद्रवन्राजन्येनयौधिष्ठिरंबलं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि जयद्रथयुद्धे गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

**संजयउवाच ॥ यन्मांपृच्छसिराजेंद्रसिंधुराजस्यविक्रमं ॥**
**॥ शृणुतत्सर्वमाख्यास्येयथापांडुनयोधयत् ॥**

સંજય કહે છે—હે રાજેંદ્ર, તમો સિંધુરાજાનું પરાક્રમ મને પૂછોછો વાસ્તે જેવી રીતે તેણે પાંડવ સાથે યુદ્ધ કર્યું તે કહું તે સાંભળો. વાયુ સરખા વેગવાળા, મોટા પ્રસન્નતા યુક્ત, સારી રીતે વેહેનાર, વશ, સિંધુ દેશના અશ્વ જોડેલા, ગંધર્વ નગર સરખો વિધિથી રચેલો જેનો રથ, સુવર્ણથી શોભિતા વરાહના ચિન્હવાળા મોટા ધ્વજે કરી અત્યંત શોભતો હતો અને તે રાજા પણ શ્વેત છત્ર, પતાકા, ચામર તથા વ્યજનરૂપ રાજ્ય ચિન્હેકરી આકાશમાં તારાપતિ ચંદ્ર શોભે તેવો શોભતો હતો. મૌક્તિક, રત્ન, મણિ તથા સુવર્ણથી શોભિત લોહમય તેના રથનું આવરણ તારા મંડળે કરી જેવું આકાશ શોભે તેવું શોભતું હતું. મોટું ધનુષ્ ગ્રહણકરી ઘણાક બાણ સમુદાય નાખતો તે રાજા, જે ટુકડીને અર્જુન પુત્ર અભિમન્યુ વિદારણ કરતો હતો તે તે ટુકડી પુરી દેતો હતો. પછી તેણે ત્રણથી સાત્યકિને, આઠેકરી ભીમસેનને, સાઠવડે ધૃષ્ટદ્યુમ્નને, દસથી વિરાટને, તીક્ષ્ણ એવા પાંચથી દ્રુપદને, સાતથી શિખંડીને, પચ્ચીશથી કેકયને, ત્રણ ત્રણે કરી દ્રૌપદિના પુત્રને, સીતેરેકરી યુધિષ્ઠિરને તથા મોટા બાણના સમુદાયથી બાકીનાઓને પણ વિંધ્યા; તે આશ્ચર્ય સરખું થયું. તે ટાણે પ્રતાપવાન્ ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાએ હાસ્યકરી તીક્ષ્ણ એવા પાએલ ભલ્લનામના બાણેકરી આ હું કાપું છું; એમ કહી એનું ધનુષ્ કાપી નાંખ્યું તે ધનુષનો ત્યાગ કરી ચક્ષુના નિમિષમાત્રમાં બીજું ધનુષ ગ્રહણ કરી દશ બાણેથી યુધિષ્ઠિરને વિંધી બીજાઓને પણ ત્રણ ત્રણ બાણેકરી તેણે વિંધ્યા. એવું તેનું લાઘવ જોઇ ભીમસેને ભલ્લ નામના ત્રણ ત્રણ બાણેકરી તેનું ધનુષ્ ધ્વજ તથા છત્ર જલદી પૃથ્વીવિષે પાડી નાંખ્યું. હે મારિષ, બળવાન્ એવા તેણે પણ બીજું ધનુષ્ લેઇ તેને સજ્જકરી ભીમસેનનો ધ્વજ, ધનુષ તથા અશ્વોને પણ પાડ્યા. કપાઇ ગયું છે ધનુષ જેનું એવો ભીમસેન, હણાએલ અશ્વવાળા ઉત્તમ રથમાંથી નિચે કૂદી પર્વતના અગ્રભાગ ઉપર જેમ કેસરી કૂદે તેમ સાત્યકિના રથમાં ચઢી બેઠો. સિંધુરાજનું અશ્રદ્ધેય તથા આશ્ચર્યરૂપ એવું તે કર્મ જોઇ અત્યંત પ્રસન્ન થયેલા તમારી તરફના 'સાધુ, સાધુ,' એ રીતે તેનાં વખાણ કરવા લાગ્યા. અત્યંત ક્રોધ પામેલા પાંડવોને તેણે એકલે વારી રાખ્યા: તેથી તેનાં કર્મ સર્વ પ્રાણિઓ વખાણવા લાગ્યાં.

અંતરાયભૂત હસ્તિઓને મારી પૂર્વે જે માર્ગ અભિમન્યુએ પાંડવોને દેખાડ્યો હતો તે માર્ગને સિંધુ રાજાએ વાર્યો. તે વખતે યત્ન કરતા શૂરવીર મત્સ્ય, પાંચાલ, કેકય તથા પાંડવો પ્રાપ્ત થઇને પણ સિંધુરાજને પાછા હઠાવવા સમર્થ થયા નહિ. અને વરને પ્રાપ્ત થયેલો સિંધુરાજા તો જે જે તમારો શત્રુ, દ્રોણ સૈન્યને ભેદવા વિષે યત્ન કરતો હતો તેને તેને પોતે વારતો હતો.

॥ योयोहियततेभेत्तुंद्रोणानीकंतवाहितः ॥
॥ तंतमेववरंप्राप्यसैंधवःप्रत्यवारयत् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि जयद्रथयुद्धे गुर्जरभाषायां त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥

---

संजयउवाच ॥ सैंधवेननिरुद्धेषुजयगृद्धिषुपांडुषु ॥
॥ सुघोरमभवद्युद्धंत्वदीयानांपरैःसह ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, એ રીતે સિંધુરાજાએ જયને ઇચ્છતા પાંડવોને રૂંધ્યા. તેટાણે તમારી તરફનાઓને પારકાઓ સાથે અત્યંત ભયંકર યુદ્ધ થયું. એટલામાં ક્રોધથી સહન થાય નહિ એવો, સત્ય પ્રતિજ્ઞાવાળો તેજસ્વિ અર્જુનપુત્ર અભિમન્યુ, સૈન્યમાં પ્રવેશ કરી મોટો મગરમચ્છ જેમ સમુદ્રને ક્ષોભ પમાડે તેમ તેને ક્ષોભ પમાડવા લાગ્યો. એ રીતે બાણના વરસાદેકરી ક્ષોભ પમાડતા શત્રુને દમન કરનાર તેને જોઇ રથિમાં શ્રેષ્ઠ મુખ્ય યોદ્ધાઓ તેની સામે દોડ્યા. તે સમયે બાણની વૃષ્ટિ કરતા ઘણા તેજવાળા તેમનો તથા તેનો અત્યંત દારૂણ સંમર્દ થયો. એવી રીતે તે શત્રુઓએ રથનાસમુદાયથી રૂંધેલા અર્જુનપુત્ર અભિમન્યુએ વૃષસેનના સારથિને મારી એનું ધનુષ કાપી વળી બળવાન્ તેણે બાણેકરી એના અશ્વને પણ વિંધ્યા. તે ટાણે વાયુસરખા વેગવાન્ તે અશ્વ, સંગ્રામમાંથી દૂર તેને લેઇ ગયા. તેટલામાં અભિમન્યુને સારથિએ પોતાના રથને બીજે ચલાવ્યો. તેને જોઇ પ્રસન્ન થયેલા રથિસમુદાય 'સાધુ, સાધુ'; એ રીતે મોટેથી શબ્દ કરવા લાગ્યા. એ રીતે અત્યંત ક્રોધેલા સિંહની પેઠે બાણેકરી શત્રુઓને મંથન કરતા તથા સમીપે આવતા તેને જોઇ વસાતિએ સામે આવી સુવર્ણ-

ના પુંખવાળા સાઠ બાણુ અભિમન્યુઉપર નાખી તેને કહ્યું કે, હું જીવતાં સંગ્રામમાંથી જીવતો તું નહિ જા. એવાં તેનાં વચન સાંભળી સુભદ્રાપુત્ર અભિમન્યુએ લોહમય કવચવાળા તેને દુરજનાર બાણેકરી હૃદયમાં વિંધ્યો, તેથી તે પ્રાણુરહિત થઇ પૃથ્વીવિષે પડી ગયો. હે રાજન્, એવી રીતે હણાયલા વસાતિયને જોઇ તમારા પૌત્રને મારવા ઇચ્છતા તથા ક્રોધાયમાન થયેલા શ્રેષ્ઠ ક્ષત્રિઓએ ચોતરફથી તેને વિંટી લીધો. એ રીતે નાના પ્રકારના ધનુષના ટંકાર કરતા તે શત્રુઓ સાથે સુભદ્રાપુત્ર અભિમન્યુને ભયંકર યુદ્ધ થયું. જેમાં ક્રોધાયમાન થયેલો અર્જુનપુત્ર અભિમન્યુ, તેમના બાણ, ભાથા, શરીર અને માળા પેરેલાં કુંડળ સહિત મસ્તકોને કાપતો હતો. તે ટાણે કેટલાક તો ખડ્ગ, મોજા, પટ્ટા તથા ફરશી સહિત સુવર્ણના આભરણુથી શોભિતા કપાઇ ગયેલા હાથ રણુભૂમિમાં દેખાતા હતા. અભિમન્યુએ પાડેલા ભાલા, આભરણુ, વસ્ત્ર, મોટા હાથ, કવચ, ઢાલ, હાર મુકુટ, છત્ર, ચામર, ઉપસ્કર, બેસવાનાં સ્થાનક, લાંગલદંડ, મુકુટ, મંથન થયેલા અક્ષવાળાં ચક્ર, અનેક તરેહથી ભાગેલી ધુંસરીઓ, રથના નિચેના ભાગ, પતાકા, સારથિ અશ્વ, ભાગેલા રથ તથા હણાયેલા હસ્તિએ કરી સંકીર્ણ છે ભૂમિ જેમાં એવું રણુસ્થાન થયું હતું. તેમજ નાના દેશના અધિપતિ જયને ઇચ્છતાં શૂરવીર હણાયલા ક્ષત્રિઓએ કરી વિંટાયલી રણુભૂમિ અત્યંત ભયંકર દેખાતી હતી. સર્વ દિશા તથા વિદિશાઓમાં વિચરતા ક્રોધાયમાન થયેલા તે અભિમન્યુનું રૂપ સંગ્રામમાં અંતરધ્યાન થઈ ગયું હતું. તે ટાણે કવચ, આભરણુ તથા ધનુષ્બાણુ સંબંધી એનું જે જે સુવર્ણમય હતું તેને કેવળ અમે જોતા હતા. અને બાણેકરી યોદ્ધાઓને ગ્રહણુ કરતા તથા સૂર્યની પેઠે સંગ્રામના મધ્યમાં ઉભેલા તેને ચક્ષુએ કરી સામે જોવા પણુ કોઇ સમર્થ થયો ન હતો.

॥ तंतदानाशकन्कश्चिच्चक्षुर्भ्यामभिवीक्षितुं ॥
॥ आददानंशरैर्योधान्मध्येसूर्यमिवस्थितं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि अभिमन्युपराक्रमे गुर्जरभाषायां चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

---

**संजयउवाच ॥ आददानस्तुशूराणामायुंष्यभवदार्जुनिः**
**॥ अंतकःसर्वभूतानांप्राणान्कालइवागते ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, કાળ આવ્યે સર્વ ભૂતના પ્રાણોને જેમ અંતક ગ્રહણ કરે તેમ અર્જુનપુત્ર અભિમન્યુ શૂરવીરોના આયુષને ગ્રહણ કરતો હતો. ઇન્દ્રસરખો પરાક્રમી ઇન્દ્રના પુત્રનો પુત્ર બળવાન્ ઉત્તમ ક્ષત્રિયને કાળસરખા અભિમન્યુએ સૈન્યના મધ્યમાં પ્રવેશ કરી બળવાન્ વાઘ જેમ મૃગને ગ્રહણ કરે તેમ સત્યશ્રવાને ગ્રહણ કર્યો. તેને જોઇ શ્રેષ્ઠ ક્ષત્રિઓ સ્પર્ધાથી 'પ્રથમ હું પ્રથમ હું' એમ કહી અર્જુનપુત્રને મારવાની ઇચ્છાથી મોટાં શસ્ત્ર લેઇ તેની સામે દોડયા. અને અભિમન્યુ તો સમુદ્રમાં જેમ તિમિનામનો મોટો મત્સ્ય ક્ષુદ્રમત્સ્યોને ગ્રહણ કરે તેમ ક્ષત્રિયોના સૈન્યને ગ્રહણ કરતો હતો. તે વખતે પલાયન ન કરતાં કોઇ ક્ષત્રિયો તેની પાસે ગયા તે સમુદ્રમાંથી નદિયો જેમ પાછી ન જાય તેમ પાછા જતા નહતા, અને મોટા ગ્રાહે ગૃહણકરી હોય તેની પેઠે તથા સમુદ્રમાં વાયુના વેગથી ભ્રષ્ટ થયેલી નૌકાની પેઠે તમારી સેના પણ કંપવા લાગી. એ રીતે ત્રાસ પામેલી સેનાને આશ્વાસના કરી રૂકમરથ છે નામ જેનું એવો મદ્રેશ્વરનો બલવાન્ પુત્ર આવી રીતે વાક્ય કેહેવા લાગ્યો કે, હે શૂરવીરો ! ત્રાસ પામવાથી હવે ઘણું થયું હું વિદ્યમાન છતાં તેમ ન થાઓ ને હું જીવતો એને ગૃહણ કરીશ એમાં સંશય નહિ. એમ કહી પરાક્રમી તે સારી રીતે રચેલા શોભિતા રથેકરી સુભદ્રાનાપુત્ર અભિમન્યુ સામે દોડી ત્રણ ત્રણ તેના સવ્ય તથા દક્ષિણ બાહુઉપર નાંખી ત્રણ બાણથી તેનું વક્ષસ્થળ વીંધી સિંહનાદ કરવા લાગ્યો, ને ફાલ્ગુન પુત્ર અભિમન્યુએ પણ તેનું ધનુષ્ કાપી સવ્ય તથા દક્ષિણ બે ભુજ અને સુંદર છે નેત્ર તથા ભ્રકુટી જેમાં એવું તેનું મસ્તક પણ જલદી પૃથ્વી ઉપર પાડી નાંખ્યું. એ રીતે શલ્યના માની પુત્રને અભિમન્યુએ હણ્યો તેને જોઈ હે રાજન્, સંગ્રામમાં દુર્મદ, પ્રહાર કરતાર સુવર્ણથી શોભિતી ધ્વજવાળા અવસ્થાએ શલ્યપુત્ર સમાન મહાબળવાન્ રાજપુત્રોએ તાડ જેવડા મોટા ધનુષ્ ખેંચી બાણનો વરસાદ કરતાં ચોતરફથી અર્જુનપુત્ર અભિમન્યુને વિંટી લીધો. તથા શૂરવીર શિક્ષાબળ સંપન્ન તરૂણ, અત્યંત ક્રોધાક્રાંત એવા તે રાજકુમારોએ કોઇ સ્થાનકે પરાજય પામેલા નહિ એવા શૂરવીર એકલા સુભદ્રાપુત્રને બાણ સમુદાયથી ઢાંકી પણ દીધો, તેને જોઇ પ્રસન્ન થયેલો દુર્યોધન રાજા આ યમપુરીમાં ગયેલોજ

છે એમ માનવા લાગ્યો. તેમ તે રાજકુમારોએ પણ નિમિષમાત્રમાં સુવ- ર્ણના પુંખવાળા સારી રીતે ચકચકિત કરેલા નાનાપ્રકારના બાણેકરી અ- ર્જુનપુત્ર અભિમન્યુને અદૃશ્ય કરી દીધો. હે મારિષ, તે વખતે સારથિ, અશ્વ તથા ધ્વજસહિત તેના રથને તથા તેને પણ શલ્લનામના કાળસરખા પીંછથી ઢંકાઇ ગયેલી શાહુડીની પેઠે બાણથી ઢંકાઈ ગયેલો અમે જોતા હતા. હે ભારત, અંકુશથી પીડાયેલા હસ્તિની પેઠે અત્યંત વિંધાવાથી ક્રો- ધાયમાન થયેલા અર્જુનપુત્ર અભિમન્યુએ કોઇના જાણવામાં આવે નહિ એવી રથશીક્ષા દેખાડતાં અર્જુને તપશ્ચર્યા કરી તુંબરૂ આદિ ગંધર્વથકી જે ગંધર્વાસ્ત્ર મેળવ્યું હતું તેનો પ્રયોગ કરી શત્રુઓને મોહિત કર્યા. જેથી સંગ્રામમાં અગ્નિચક્રની પેઠે જલદી અસ્ત્ર દેખાડનાર પોતે એક પ્રકારથી, સો પ્રકારથી તથા હજાર પ્રકારે કરી સંગ્રામમાં દેખાતો હતો. હે રાજન્, એ રીતે અભિમન્યુ રથચર્યા તથા અસ્ત્રમાયાવડે કરી શત્રુઓને મોહ પ- માડી સેંકડો રૂપથી રાજાઓના શરીરને ભેદવા લાગ્યો. હે રાજા, અભિમ- ન્યુએ તીક્ષ્ણ બાણેકરી મોકલેલા પ્રાણિયોના પ્રાણ પરલોકમાં ગયા અને શરીરો પૃથ્વીમાં પડવા લાગ્યાં. તેમજ ફાલ્ગુનપુત્ર અભિમન્યુ તેમના ધનુષ્, અશ્વ, સારથિયો, ધ્વજ, બાજુબંધસહિત બાહુ તથા મસ્તકોને તીક્ષ્ણબાણે કરી છેદતો હતો. ફળ થવાના વખતમાં પાંચ વરસના આંબાનો બગીચો જેમ ભાગી પડે તેમ સુભદ્રાપુત્રે સેંકડો રાજકુમારોને પાડ્યા. ક્રોધ પામેલા સર્પ સરખા, સુકુમાર છે અંગ જેમનાં, સુખને લાયક એવા રાજકુમારોને એકલા અભિમન્યુએ માર્યા. તેને જોઇ ભયભિત થયેલો દુર્યોધનરાજા દુઃખિત એવા રથિ, કુંજર, અશ્વ તથા પાયદળોને પણ જોઇ ક્રોધથી જલદી તેની પાસે આવ્યો. તે વખતે તે બેઉનો ક્ષણમાત્રની પેઠે અપૂર્ણ સંગ્રામ થયો. જેમાં સેંકડો બાણેથી હણાયલો તમારો પુત્ર વિમુખ થયો.

॥ तयोःक्षणमिवापूर्णःसंग्रामःसमपद्यत ॥

॥ अथाभवत्तेविमुखःपुत्रःशरशताहतः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि दुर्योधन- पराजये गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥



**धृतराष्ट्रउवाच ॥ यथावदसिमेसूतएकस्यबहुभिःसह ॥**
**॥ संग्रामंतुमुलंघोरंजयंचैवमहात्मनः ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સૂત, એકનો ઘણાક સાથે ભયંકર એવો સંગ્રામ થયો તથા તે મહાત્માનો જય થયો એ સર્વ સૌભદ્રનું પરાક્રમ આશ્ચર્યરૂપ તથા અશ્રદ્ધેય સરખુ લાગે છે તથાપિ જેમને ધર્મનો આશ્રય છે તેમનું એવું પરાક્રમ હોય તેમાં શું આશ્ચર્ય ! અને દુર્યોધન વિમુખ થયો, સેંકડો રાજપુત્ર હણાયા ત્યાર પછી સુભદ્રાપુત્ર સામે મારી તરફના કોણ આવી ઉભા. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, સુકાઇ ગયાં છે મુખ જેમનાં ચલાયમાન નેત્રવાળા સ્વેદયુક્ત રૂવાટાં ઉભા થયેલા પલાયન કરવામાં તત્પર શત્રુઓને જીતવા વિષે ઉત્સાહ રહિત તમારી તરફના યોદ્ધાઓ, હણાયેલા ભાઇ, પિતૃઓ, પુત્ર, સુહૃત્ સંબંવી તથા બાંધવજનને મૂકી મૂકી અશ્વ તથા હસ્તિઓને જલદી ચલાવતા ભાગવા લાગ્યા. તેમને જોઇ દ્રોણ, અશ્વત્થામા, બૃહદ્બળ, કૃપ, દુર્યોધન, કર્ણ, કૃતવર્મા, તથા શકુનિ અત્યંત કોપાયમાન થયેલા એટલા યોદ્ધાઓ, પરાજય પામેલા નહિ એવા સુભદ્રાપુત્ર અભિમન્યુ સામે દોડયા. હે રાજન્, તેમને પણ તમારા પૌત્ર અભિમન્યુએ વિમુખ કરયા. તે ટાણે મોટા તેજવાળો સુખથી અત્યંત વૃદ્ધિ પામેલો બાળકપણાથી તથા ગર્વને લીધે નિર્ભય, બાણ તથા અસ્ત્રવિદ્યા જાણનાર, એકલો લક્ષ્મણ અર્જુનપુત્ર અભિમન્યુ સામે દોડ્યો. પુત્રના રક્ષણને ઇચ્છતો તેનો પિતા તેની પાછળ પાછો આવ્યો અને તે દુર્યોધનની પાછળ બીજા મહારથિઓ પણ પાછા આવ્યા, તે સર્વ મેઘો જેમ પર્વત ઉપર જળનો વરસાદ કરે તેમ તેની ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા. તોયપણ એકલો તે, સર્વ દિશાઓને વાયુ જેમ મેઘને મંથન કરે તેમ સર્વને મંથન કરવા લાગ્યો. પછી અર્જુનપુત્ર અભિમન્યુ મદોન્મત્ત હસ્તિ જેમ મદોન્મત્ત હસ્તિ સામે જાય તેમ દુઃખે કરી સહન થાય નહિ એવા સુંદર રૂપવાળા પિતાની પાસે ઉભલા શૂરવીર ઉગામેલ છે ધનુષ જેણે અત્યંત સુખથી વૃદ્ધિ પામેલા કુબેરપુત્ર સરખા તમારા પૌત્ર લક્ષ્મણ સામે આવ્યો. તે વખતે લક્ષ્મણે પાસે આવી પારકા શૂરવીરને હણનાર સુભદ્રાપુત્ર અભિમન્યુના બે બાહુ તથા વૃક્ષસ્થળવિષે અત્યંત તીક્ષ્ણ બાણ નાંખ્યાં, તેથી લાકડીથી મારેલા સર્પની પેઠે અત્યંત ક્રોધાયમાન થયેલો તમારો પૌત્ર અભિમન્યુ, તમારા પૌત્ર લક્ષ્મણને કહેવા લાગ્યો કે બાંધવો

જોતાં હું તને યમપુરીમાં મોકલીશ માટે આ લોકને સારી રીતે તું જોઇ લે. એમ કહી પારકા શૂરવીરને હણનાર મહાબાહુ તે સુભદ્રાપુત્રે સર્પસરખો ભલ્લનામનો બાણુ તેની ઉપર નાંખ્યો, તેથી લક્ષ્મણનું સુંદર નાસિકા તથા ભ્રકુટીવાળું કેશથી મનોહર કુંડળસહિત મસ્તક કપાઇ ગયું. એ રીતે લક્ષ્મણ હણાયો તેને જોઇ લોક બધાં હાહાકાર કરવા લાગ્યાં અને પોતાનો પ્રિય પુત્ર પડવાથી ક્રોધાયમાન થયેલો ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ દુર્યોધન પણ પોતાની તરફના ક્ષત્રિયોને હે ક્ષત્રિયો 'આને મારો મારો' એમ પોકાર કરવા લાગ્યો; તે સાંભળી દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા, કૃતવર્મા તથા હાર્દિક્ય એ છ રથિઓએ ચોતરફથી તેને વિંટી લીધો, તેથી ક્રોધાયમાન થયેલો અર્જુન પુત્ર અભિમન્યુ તીક્ષ્ણ બાણવડે તેમને વિમુખ કરી વેગથી સિંધુરાજાના મોટા સૈન્યસામે દોડ્યો. તેવખતે કવચ પેરેલા કલિંગ, નિષાદ તથા પરાક્રમી ક્રાથપુત્રે હસ્તિ સૈન્યે કરી તેના માર્ગને વિંટી લીધો. હે વિશાંપતે, તેથી ત્યાં પાસે પાસેનું અત્યંત મોટું યુદ્ધ થયું. જેમાં આકાશ વિષે સદા ગતિમાન્, વાયુ જેમ સેંકડો મેઘને નાશ કરે તેમ અર્જુન પુત્રે તે મોટા હસ્તિ સૈન્યનો નાશ કર્યો; તેટલામાં ક્રાથે બાણ સમુદાયથી અર્જુનપુત્રને ઢાંકી દીધો. તેને જોઈ બીજા દ્રોણાદિક રથિઓ પણ પરમાસ્ત્ર હલાવતા પાછા અભિમન્યુ સામે આવ્યા. તેમને બાણથી વારી રાખી અર્જુનપુત્ર અભિમન્યુએ ઉતાવળથી ઘણાક બાણના સમુદાયે કરી ક્રાથપુત્રના છત્ર, ધ્વજ, સારથી રથ તથા ઘોડાઓને પાડી ધનુષ્બાણ અને બાજુબંધસહિત એના બાહુ તથા મુકુટસહિત મસ્તક પણ પાડી નાંખ્યું. એ રીતે કુલ, શીલ, શાસ્ત્ર, બળ, કીર્ત્તિ તથા અસ્ત્રબળે કરી યુક્ત એવો તે હણાયો તેને જોઇ તમારી તરફના ઘણાક શૂરવીર વિમુખ થયા.

॥ कुलशीलश्रुतिर्बलैःकीर्त्याचास्त्रबलेनच ॥

॥ युक्तेतस्मिन्हतेवीराःप्रायशोविमुखाभवन् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि लक्ष्मणवधे गुर्जरभाषायां षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥



धृतराष्ट्रउवाच ॥ तथाप्रविष्टंतरुणंसौभद्रमपराजितं ॥

॥ कुलानुरूपंकुर्वाणंसंग्रामेष्वपराजितं ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, તે રીતે સૈન્યમાં પ્રવિષ્ટ થયેલા તરૂણ, પરાજય પામેલા નહિ, પોતાના કુળને યોગ્ય કર્મ કરનાર સુભદ્રા પુત્ર અભિમન્યુને કયા શૂરવીરોએ વારી રાખ્યો ? તેમજ કુળવાન્, અત્યંત બળવાળા ત્રણ વર્ષના અશ્વેકરી આકાશમાં જાણે ઉડતો હોય તેની પેઠે જતા તેને કયા શૂરવીરોએ વારી રાખ્યો ? તે મને કહે. સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર, પાંડુનંદન અભિમન્યુએ સૈન્યમાં પ્રવેશ કરી તીક્ષ્ણ બાણવડે તમારી તરફના સર્વ રાજાઓને વિમુખ કર્યા તે ટાણે દ્રોણ, કૃપ, બૃહદ્બળ સહિત દ્રૌણિ કૃતવર્મા તથા હાર્દિક્ય એ ૭ રથિઓએ તેને વારી રાખ્યો. હે મહારાજ, તમારૂ સૈન્ય તો સિંધુરાજા વિષે રહેલા ઘણા ભારને જોઇ યુધિષ્ઠિર સામે દોડયું; અને બીજા મહાબળવાન્ શૂરવીરો તો તાડ જેવડાં મોટાં ધનુષ ખેંચતાં શૂરવીર અભિમન્યુઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા. સંગ્રામમાં પારકા શૂરવીરને હણનાર સુભદ્રાપુત્રે બાણેકરી મોટા ધનુષ્યવાળા સર્વ વિદ્યા જાણનાર એવા તે સર્વને સ્તંભન કરી પચાસથી દ્રોણને, વિશથી બૃહદ્બળને, એંશીથી કૃતવર્માને, સાઠે કૃપાચાર્યને, સુવર્ણના પુંખવાળા મહાવેગવાન્ દશથી અશ્વત્થામાને તથા પાયેલા એવા તીક્ષ્ણ કર્ણિનામના એક બાણેકરી કર્ણને વિંધી કૃપાચાર્યના ઘોડા તથા પાછળ ચાલનાર સહિત સારથીને પાડી દશ બાણેકરી સ્તનના મધ્યમાં તેને વિંધ્યો, ત્યાર પછી શૂરવીર એવા તમારા પુત્રો જોતાં બળવાન્ એવા તેણે કૌરવોની કીર્ત્તિ વધારનાર શૂરવીર વૃંદારકને હણ્યો. એ રીતે નિર્ભયની પેઠે શ્રેષ્ઠ શ્રેષ્ઠ યોદ્ધાઓને મારતા તે ઉપર અશ્વત્થામાએ પચાસ બાણ નાંખ્યા. હે મારિષ, તે અર્જુનપુત્રે પણ તમારા પુત્રો જોતાં તીક્ષ્ણ બાણેકરી જલદી અશ્વત્થામાને વિંધ્યો. અશ્વત્થામાએ પણ સારી રીતે તીક્ષ્ણ કરેલા ઉગ્ર તીક્ષ્ણ અગ્ર ભાગવાળા સાઠ બાણેકરી તેને વિંધ્યો, તોય પણ મૈનાક પર્વતની પેઠે તે કંપાયમાન થયો નહિ. મહાબળવાન્ તેજસ્વી તેણે પણ સુવર્ણના પુંખવાળા તોતેર બાણેકરી પોતાના અપકાર કરનાર અશ્વત્થામાને વિંધ્યો. તેટાણે પુત્રના રક્ષણને ઇચ્છતા દ્રોણાચાર્યે સો અને પિતાના રક્ષણને ઇચ્છતા અશ્વત્થામાએ આઠ બાણ તેની ઉપર નાંખ્યા. કર્ણે ભલ્લનામના બાવીશ, કૃતવર્માએ વિશ, બૃહદ્બળે પચાસ તથા કૃપાચાર્યે દસ બાણ તેની ઉપર નાંખ્યા; ચોતરફથી તેમણે તીક્ષ્ણ બાણેકરી પીડિત કરેલા સુભદ્રાપુત્ર અભિમન્યુએ દસ દસ બાણેકરી તે સર્વને વિંધ્યા. તેટલામાં કોસળદેશ-

ના અધિપતિએ કર્ણિ નામના બાણેકરી હૃદયમાં તેને વિંધ્યો. તેણે પણ તે કોસળરાજાના અશ્વ, ધ્વજ, તથા ધનુષ્યસહિત સારથિને પૃથ્વીવિષે પાડ્યો; તેટાણે વિરથ થયેલો કોસલ રાજા હાથમાં ખડ્ગ તથા ઢાલ ગ્રહણ કરી કાયા ઉપરથી કુંડલસહિત અભિમન્યુનું મસ્તક કાપવા તૈયાર થયો, તેટલામાં તો અર્જુનપુત્ર અભિમન્યુએ કોસળદેશના અધિપતિ બૃહદ્બળ નામના રાજપુત્રને બાણેકરી હૃદયમાં વિંધ્યો; તેથી ભેદાયેલા હૃદયવાળો તે પૃથ્વીઉપર પડી ગયો. તેટાણે ખડગ તથા ધનુષ ધારણ કરનાર તથા અમંગળવાણિ બોલનાર મહાત્મા દશ હજાર રાજા ભાગ્યા. અને મોટા ધનુષવાળો સુભદ્રાપુત્ર અભિમન્યુ તો તે રીતે બૃહદ્બળને મારી બાણરૂપી જળથી તમારી તરફના યોદ્ધાઓને સ્તંભન કરી સંગ્રામમાં વિચરતો હતો.

॥ तथा बृहद्बलंहत्वासौभद्रोऽव्यचरद्रणे ॥
॥ व्यष्टंभयन्महेष्वासोयोधांस्तवशरांबुभिः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि बृहद्बलवधे गुर्जरभाषायां सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥



संजयउवाच ॥ सकर्णंकर्णिनाकर्णेपुनर्विव्याधफाल्गुनिः ॥
॥ शरैःपंचाशताचैनमविध्यत्कोपयन्भृशं ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, પાછી અર્જુનપુત્ર અભિમન્યુએ કર્ણિનામના બાણેકરી કર્ણને કર્ણદેશમાં વિંધી વળી બીજા પચાસ બાણથી વિંધી અત્યંત તેને કોપાવ્યો. રાધાપુત્ર કર્ણે પણ તેટલાજ બાણેકરી તેને વિંધ્યો. હે ભારત, તેટાણે બાણેકરી વ્યાપ્ત છે સર્વ અંગ જેનાં એવો અભિમન્યુ સંગ્રામમાં અત્યંત શોભતો હતો. તેમજ તેના બાણેકરી ભેદાએલા અંગવાળો રૂધિરથી વ્યાપ્ત કર્ણ પણ શોભતો હતો. શરીરમાં રહેલા બાણેકરી વિચિત્ર પ્રકારના અંગવાળા રૂધિરથી વ્યાપ્ત મહાત્મા તે બેઉ ફુલ ઉઘડેલા ખાખરાના બે વૃક્ષ શોભે તેવા શોભતા હતા. તેટલામાં સુભદ્રાપુત્ર અભિમન્યુએ વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, શૂરવીર એવા કર્ણના છ પ્રધાનોને અશ્વ, સારથિ, ધ્વજ તથા રથસહિત હણી અસંભ્રાંત છે ચિત્ત જેનું એવા તેણે મોટા ધનુષવાળા બીજા શૂરવીરોને પણ દશ દશ બાણેકરી વિંધ્યા તે આશ્ચર્ય સરખું

થયું. વળી ૭ બાણેકરી માગધના પુત્રને હણી અશ્વ તથા સારથિસહિત તરૂણ એવા અશ્વકેતુને પાડી ક્ષુરપ્ર નામના બાણેકરી હસ્તિ ઉપર બેઠેલા માર્ત્તિકાવતક ભોજને મંથન કરી બાણ નાંખતાં તેણે સિંહનાદ કર્યો. તે ટાણે દુઃશાસન પુત્રે ચાર બાણે કરી ચાર અશ્વને તથા એકે કરી સારથિને વિંધી દશ બાણેકરીને અર્જુનપુત્ર અભિમન્યુને પણ વિંધ્યો. ક્રોધથી લાલ છે નેત્ર જેનાં એવા અર્જુનપુત્ર અભિમન્યુએ સાત બાણથી દુઃશાસન પુત્રને વિંધી ઊંચે સ્વરે કરી આવી રીતે તેને વાક્ય કહ્યું કે, તારો પિતા કુત્સિત પુરૂષની પેઠે સંગ્રામનો ત્યાગ કરી ભાગી ગયો એ ઘણું સારૂ થયું; અને તું પણ યુદ્ધ કરી જાણે છે માટે આજ સંગ્રામમાંથી પાછો જઇશ નહિ. એટલાં વચન કહી સરાણીયાએ સજેલો નારાચ નામનો બાણ એની ઉપર નાંખ્યો. તેને ત્રણ બાણે કરી અશ્વત્થામાએ કાપી નાંખ્યો. અર્જુનપુત્રે પણ તેનો ધ્વજ કાપી ત્રણ બાણેકરી શલ્યને વિંધ્યો. હે રાજન્, શલ્યે ગૃધ્રનાપીછ બાંધેલા નવ બાણેકરી અસંભ્રાંતની પેઠે તેને હૃદયમાં વિંધ્યો તે આશ્ચર્ય સરખું થયું. અર્જુનપુત્રે તેનો ધ્વજ કાપી પાછળ ચાલનાર સહિત સારથિને હણી લોહમય ૭ બાણેકરી શલ્યને વિંધ્યો. તેથી તે બીજા રથમાં ચઢી બેઠો. તેટલામાં સુભદ્રાપુત્ર અભિમન્યુએ શત્રુંજય, ચંદ્રકેતુ, મેઘવેગ, સુવર્ચા તથા સૂર્યભાસ નામના પાંચ યોદ્ધાઓને હણી સુબળપુત્ર શકુનિને વિંધ્યો. શકુનિએ પણ ત્રણ બાણથી તેને વિંધી દુર્યોધનને કહ્યું કે, આપણામાંના એક એકને આ હણે છે માટે સર્વ મળીને એકદમ એને મંથન કરીએ. તેટલામાં સૂર્યપુત્ર કર્ણે પણ દ્રોણાચાર્યને કહ્યું કે આપણ સર્વને પ્રથમથી આ મંથન કરે છે માટે એને મારવાનો ઉપાય જલદી અમને કહો. એવાં કર્ણનાં વચન સાંભળી મોટા ધનુષવાળા દ્રોણાચાર્ય તે સર્વ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, ધનુષમાં બાણ સાંધી જલદી બાણ મૂકતા તથા સર્વ દિશાઓમાં વિચરતા પુરૂષમાં સિંહરૂપ આ પાંડવેયની શીઘ્રતાને જુવો, ને આ કુમારનું અણુંમાત્ર છીદ્ર છે તે પણ જુઓ. તેમ રથમાર્ગ વિષે આનુ ધનુષ પણ મંડળાકારજ દેખાય છે તેમ અત્યંત ક્રોધાયમાન થયેલા મહારથિઓ પણ જેનું છીદ્ર નથી જોતા પારકા શૂરવીરને હણનાર સંગ્રામમાં વિચરતો આ અભિમન્યુ મારા પ્રાણને પીડિત કરે છે અને બાણેકરી મોહ પમાડે છે તોય પણ મને અત્યંત હર્ષ સાથે આનંદ પમાડે છે. હસ્ત લાઘવીથી સર્વ દિશાઓમાં મોટાં બાણ

નાંખતો આ કુમારથી સંગ્રામમાં ગાંડીવ ધનુષ ધરનાર અર્જુનની કંઇ પણ હું વિશેષતા જોતો નથી. એ રીતે કહેતા દ્રોણાચાર્ય પ્રત્યે અભિમન્યુના બાણુથી હણાયલા કર્ણે વળી આવી રીતે વચન કહ્યું કે અભિમન્યુના બાણથી પીડાયલા મારે સંગ્રામમાં ઉભુ રહેવું જોઇએ, વાસ્તે ઉભો છું તથાપિ તેજસ્વિ તે કુમારના અગ્નિ સરખા તેજવાળા અત્યંત દારૂણ એવા ભયંકર બાણ આજ મારા હૃદયને ભેદે છે. એવાં કર્ણનાં વચન સાંભળી હસતા હોય નહિ! તેની પેઠે ધારેથી આવી રીતે દ્રોણાચાર્યે તેને કહ્યું કે આ કુમારના પિતાને મેં કવચ ધારણા શીખવેલી છે તે સમગ્ર ધારણાને, પારકા શેહેરને જીતનાર આ કુમાર જરૂર કરીને જાણે છે એથી આનું કવચ અભેદ્ય છે અને યુવાવસ્થાવાળો પોતે પણ જલદી પરાક્રમ કરનાર છે; માટે હે રાધેય, સાવધાન બાણેકરી બની શકે તો આનુ ધનુષ, પ્રત્યંચા બાણ અશ્વ તથા પાછળ ચાલનાર સહિત સારથિને છેદન કરી તે વિમુખ થાય એટલે એને પ્રહાર કર. કારણ ધનુષ સહિત એને તો દેવતા તથા અસુર પણ જીતવા સમર્થ થઇ શકે તેમ નથી. એવાં આચાર્યનાં વચન સાંભળી સૂર્યપુત્ર કર્ણે બાણેકરી ઉતાવળા થઇ હસ્ત લાઘવીથી બાણ નાખનાર અભિમન્યુનું ધનુષ કાપી નાંખ્યું. ભોજે અશ્વને મારયા. ગૌતમે પાછળ ચાલનાર સહિત સારથિને હણ્યો. તે ટાણે જલદી બાણ નાંખનાર, કપાઇ ગયેલા ધનુષવાળા એકલા તે બાળક ઉપર બાકીના તમારી તરફના યોદ્ધાઓસહિત નિર્દય એવા છ મહારથિઓ એકદમ બાણનો વરસાદ કરવા લાગ્યા. તોયપણ કપાઈ ગયું છે ધનુષ જેનું એવો વિરથ થયેલો શોભિતા અંગવાળો અર્જુનપુત્ર તે, ખડ્ગ તથા ઢાલ ગ્રહણ કરી સ્વધર્મ ન છોડતાં આકાશ માર્ગે કુદી લાઘવી તથા બળથી કૌશિકાદિક માર્ગેકરી ગરૂડની પેઠે અત્યંત આકાશમાં વિચરવા લાગ્યો. તે વખતે પણ ખડ્ગસહિત 'આ મારી ઉપરજ જરૂર પડશે' એમ જાણી ઉંચી છે દૃષ્ટિ જેમની એવા સંગ્રામમાં છીદ્ર જોનાર તમારી તરફનાઓ મોટા ધનુષવાળા તેને વિંધવા લાગ્યા. તેમાંથી શત્રુને જીતનાર દ્રોણે તો ઉતાવળથી એની મુષ્ટિમાં રહેલો મણિમય મુઠવાળો ખડ્ગ કાપ્યો. અને રાધાપુત્ર કર્ણે તીક્ષ્ણ બાણવડે ઉત્તમ એવી એની ઢાલ કાપી નાંખી. ત્યારે ઢાલ તથા ખડ્ગરહિત બાણથી વિંધાઇ ગયેલો પૂર્ણ અંગવાળો તે, આકાશમાંથી પાછો પૃથ્વીઉપર આવી ચક્ર ઉગામી ક્રોધથી દ્રોણ સામે દોડ્યો. તે વખતે રથના ચક્રોમાંથી ઉડતી રજેકરી ઉજ્વળ એવું શોભિતું છે અંગ

એનું તથા ઉજવળ ચક્ર છે હાથમાં જેના, વાસુદેવ ભગવાનનું અનુકરણ કરતો ક્ષણમાત્રમાં ભયંકર રૂપ ધારણ કરેલો તે અભિમન્યુ સંગ્રામમાં શોભતો હતો. વળી તે ટાણે શરીરમાંથી સ્રવતા રૂધીરે કરી એક લાલ રંગવાળાં થયાં છે વસ્ત્ર જેના, ક્રોધથી ચઢાવેલી ભ્રકુટીએ કરી આકુળ, અતિ સિંહનાદ કરતો, સમર્થ ઘણા બળવાળો, રાજાઓના મધ્યમાં ઉભેલો અભિમન્યુ સંગ્રામમાં અત્યંત શોભતો હતો.

॥ स्रुतरुधिरकृतैकरागवस्त्रोभ्रकुटिपुटाकुलितोतिसिंहनादः ॥
॥ प्रभुरमितबलोरणेभिमन्युर्नृपवरमध्यगतोभृशंव्यराजत् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि अभिमन्युविरथकरणे गुर्जरभाषायां अष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥



संजयउवाच ॥ विष्णोःस्वसुर्नंदकरःसविष्णवायुधभूषणः ॥
॥ रराजातिरथःसंख्येजनार्दनइवापरः ॥

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર, વિષ્ણુ એવા શ્રી કૃષ્ણની બેનને આનંદ કરનાર વિષ્ણુના સરખા આયુધ તથા ભૂષણવાળો અતિરથ તે, સંગ્રામમાં બીજા જનાર્દન ભગવાન્ સરખો શોભતો હતો. તે સમયે પણ વાયુએ ઉડાડેલા કેશે કરી મનોહર ઉગામેલ છે શ્રેષ્ઠ ચક્ર જેણે અને દેવતાઓ પણ દુઃખે કરી જેની સામું જોઇ શકે નહિ એવા અભિમન્યુને જોઇ અત્યંત ઉદ્વિગ્ન થયેલા તમારી તરફના રાજાઓએ અનેક પ્રકારથી તે ચક્ર કાપી નાંખ્યું. એ રીતે શત્રુઓએ ધનુષ, રથ, ખડ્ગ તથા ચક્રરહિત કરેલો મહારથિ અર્જુનપુત્ર અભિમન્યુ, મોટી ગદા ગ્રહણ કરી અશ્વત્થામા સામે દોડ્યો. પુરૂષમાં શ્રેષ્ઠ તે અશ્વત્થામા પણ પ્રજ્વલિત વજ્રસરખી ઉગામેલી તે ગદાને જોઈ રથમાં બેસવાના સ્થાનકથી ત્રણ પગલાં દૂર નાશી ગયો; તોપણ ગદાએ કરી તેના અશ્વ તથા પાછળ ચાલનારસહિત સારથિને મારી બાણે કરી વ્યાપ્ત સર્વ અંગવાળો સુભદ્રાપુત્ર અભિમન્યુ શિસોળિઆ સરખો દેખાતો હતો. ત્યાર પછી તેણે સુબળપુત્ર કાલિકેયને મારી એના અનુચર સત્યોતેર ગાંધારને માર્યા. પછી રથિ એવા દશ વસાતિઓને મારી તેમજ કેકયોના સાત રથ તથા દશ હસ્તિઓને મારી ગદાએ કરી

અશ્વસહિત દુઃશાસનપુત્રના રથને હણ્યો. તેથી કોપાયમાન થયેલા દુઃશાસન પુત્રે ગદા ઉગામી સુભદ્રાપુત્ર અભિમન્યુ સામે દોડી 'અરે ઉભો રહે ઉભો રહે' એમ તેને કહ્યું. ત્યારપછી ઉગામેલ ગદાવાળા અન્યોન્ય વધને ઇચ્છતા શત્રુ એવા તે બેઉ, પૂર્વે મહાદેવજી તથા અંધકાસુરનું જેવું યુદ્ધ થયું હતું તેવું યુદ્ધ કરવા લાગ્યા. જેમ ગદાના અગ્રભાગથી પરસ્પર હણુતા શત્રુને તપાવનાર તે બેઉ રણસંગ્રામના મધ્યમાં બે ઇન્દ્રધ્વજ પડયા હોય તેમ પડી ગયા. તેઓમાંથી કૌરવોની કીર્ત્તિને વધારનાર દુઃશાસનપુત્રે જલદી ઉઠી ઉભા થતાં સુભદ્રાપુત્રના મસ્તકમાં ગદા મારી. તે ટાણે મોટા ગદાના વેગથી તથા મેહેનતથી મોહ પામેલો પારકા શૂરવીરને હણનાર સુભદ્રાપુત્ર અભિમન્યુ બેભાન થઇ પૃથ્વી વિષે પડી ગયો. હે રાજન્, એ રીતે ઘણાકે મળી સંગ્રામમાં એકલા અભિમન્યુને માર્યો. તે સમયે સર્વ સેનાને ક્ષોભ પમાડી ઘણાકવડે હણાએલો શૂરવીર અભિમન્યુ કમલિનીને ક્ષોભ પમાડી પારાધિયોવડે હણાયેલો વનહસ્તિ જેવો શોભે તેવો શોભતો હતો. વસંતઋતુમાં વનને બાળી શાંત થયેલા અગ્નિની પેઠે રણભૂમિમાં પડેલા તેને, તમારી તરફના સર્વ યોદ્ધાઓએ વિંટી લીધો, પર્વતના શિખરોને મર્દન કરી સારી રીતે નિવૃત્ત થયેલા વાયુ સરખા, અસ્તાચળ પ્રત્યે ગયેલા સૂર્યસમાન, રાહુગ્રસ્ત ચંદ્ર જેવા તથા સુકાએલા સમુદ્રસરખા, પૂર્ણ ચંદ્રસરખા મુખથી શોભિતા, કાન આગળ રાખેલા જુલફાના કેશથી વિંટાઇ ગયેલ નેત્રવાળા તમારી સેનાને તપાવી પછી રણભૂમિમાં પડેલા તેને જોઇ, પરમહર્ષયુક્ત થયેલા તમારી તરફના મહારથિઓ વારંવાર સિંહનાદ કરવા લાગ્યા. હે વિશાંપતે, એ રીતે હણાએલા અભિમન્યુને જોઇ તમારી તરફનાઓને પરમ હર્ષ થયો અને બીજા શૂરવીરોના નેત્રમાંથી અશ્રુ :પડવા લાગ્યાં. અને અંતરિક્ષમાં રહેલા પ્રાણિઓ આકાશમાંથી પડેલો પૂર્ણ ચંદ્ર હોય તેની પેઠે પૃથ્વીવિષે પડેલા તે શૂરવીરને જોઇ આક્રોશ કરવા લાગ્યા કે ધૃતરાષ્ટ્ર તરફના દ્રોણ કર્ણાદિક ૭ મહારથિઓએ મળી એકલા બાળક અભિમન્યુને માર્યો, એ મોટા અધર્મ થયો; એમ અમે માનીએ છીએ. તે શૂરવીર હણાવાથી રણભૂમિ નક્ષત્રગણ સહિત આકાશ જેમ પૂર્ણ ચંદ્રેકરી શોભે તેવી શોભતી હતી. અને સુવર્ણના પુંખવાળા બાણથી સંપૂર્ણ, રૂધિરના ઓઘથી વ્યાપ્ત, તેમજ શૂરવીરોનાં કુંડળ સહિત શોભિતાં મસ્તક, વિચિત્ર પ્રકારની હાથીની ઝુલ્ય તથા પતાકાથી વિંટાયેલી અને પડેલા ચામર, ઉત્તમવસ્ત્ર, અશ્વ, નર

તથા નાગના શોભિતા અલંકાર, તીક્ષ્ણ ખડ્ગ, સર્પ સરખા બાણ, વિવિત્ર પ્રકારના કપાઇ ગયેલા ધનુષ્, શક્તિ, ખડ્ગ, ભાલા, કંપન તથા વિવિધ પ્રકારનાં બીજાં આયુધેકરી યુક્ત ભયંકર દેખાતી હતી. તેમજ અભિમન્યુએ પાડેલા કેટલાએક નિર્જીવ તથા રૂધિરથી વ્યાપ્ત શ્વાસોશ્વાસ કરતા કેટલાક સવાર સહિત અશ્વ, અને તેણે બાણેકરી હણેલા અંકુશ, મોટા માવત, કવચ આયુધ તથા ધ્વજસહિત પડેલા પર્વતસરખા હસ્તિઓ તથા નાશ પામ્યા છે અશ્વ, સારથિ તથા યુદ્ધ કરનાર જેમાંથી એવા ક્ષોભ પામેલા હૃદય સરખા પડેલા ઉત્તમ રથ તેમજ વિવિધ પ્રકારનાં છે આયુધ તથા ભૂષણ જેમનાં એવા રણસંગ્રામમાં હણાયેલા પાયદળ સમૂહથી ભયંકરરૂપ રણભૂમિ બીરૂ પુરૂષોને ત્રાસ ઉત્પન્ન કરનારી થઇ હતી. હે રાજન્, ચંદ્ર તથા સૂર્ય સરખી કાંતિવાળા રણભૂમિમાં પડેલા તેને જોઇ તમારાઓને અત્યંત હર્ષ થયો અને પાંડવ તરફનાઓને અત્યંત વ્યથા થઇ. એ રીતે નથી પ્રાપ્ત થઇ યુવાવસ્થા જેને એવો બાળક અભિમન્યુ હણાયો તે ટાણે ધર્મરાજ જોતાં તેની સર્વ સેના ભાગવા લાગી, તે સમયે વિદીર્ણ થતા સૈન્યને જોઇ યુધિષ્ઠિર રાજાએ ભાગતા તે શૂરવીરોને આવી રીતે વચન કહ્યું કે-હણાયો તોપણ શૂરવીર આ અભિમન્યુ સંગ્રામથી વિમુખ થયો નહિ, માટે એ તો સ્વર્ગમાં ગયો. હવે ભયનો ત્યાગ કરી ભાગતા સૈન્યને સ્તંભન કરો. સંગ્રામમાં શત્રુઓને આપણે જીતીશું. એ રીતે મોટા તેજવાળા યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ ધર્મરાજા, દુઃખિત થયેલા પોતાના તરફનાઓને કહી તેમનું દુઃખ દૂર કરતા હતા. હે રાજન્, સંગ્રામમાં કૃષ્ણ તથા અર્જુન સરખો પરાક્રમી અભિમન્યુ સર્પ સરખા આકારવાળા પોતાના શત્રુ એવા દસહજાર રાજપુત્રોને તથા મહારથિ કૌશલ્ય, બૃહદ્બળને પણ પૂર્વે હણી પછી પોતે સ્વર્ગમાં ગયો, એમાં સંશય નહિ. તેમજ રથ, અશ્વ, નર તથા હજારો હસ્તિયોને મારીને પણ સંગ્રામથી તૃપ્ત થયેલો નહિ માટે શોચ કરવા યોગ્ય નહિ એવો પવિત્ર કર્મ કરનાર તે, પુણ્યથી સંપાદન કરેલા પુણ્ય કરનારાઓના શાશ્વત એવા લોકને પ્રાપ્ત થયો.

॥ अवितृप्तःससंग्रामादशोच्यःपुण्यकर्मकृत् ॥

॥ गतःपुण्यकृतांलोकान्शाश्वतान्पुण्यनिर्जितान् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि अभिमन्युवधे गुर्जरभाषायां एकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

संजयउवाच ॥ वयंतुप्रवरंहत्वातेषांतैःशरपीडिताः ॥
॥ निवेशायाभ्युपायामःसायान्हेरुधिरोक्षिताः ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, એ રીતે શ્રેષ્ઠને મારી તેમના બાણુથી પીડિત તથા રૂધિરે કરી વ્યાપ્ત એવા અમે તો સાયંકાળ વખતે પોતાના તંબુ પ્રત્યે ગયા. હે મહારાજ, એ રીતે ગ્લાનિને પ્રાપ્ત થયેલા બેભાન સરખા અમે તથા પારકાઓ સંગ્રામને જોઇ ધિરેથી પોતપોતાને સ્થાનકે ગયા. તે ટાણે રક્તકમળના કોશસરખો લાલ સૂર્ય અસ્તાચળ પર્વત પ્રત્યે જવાથી રાત્રિ તથા દિવસનો શિયાળના રોવાથી અમંગળ તથા આશ્ચર્યરૂપ છે સંધિ જેમાં એવો સંધ્યાકાળ થયો હતો. રથાવરણુ, ઢાલ તથા આભરણોની પ્રભાને સંહાર કરતો સૂર્ય, આકાશ તથા પૃથ્વીને જાણે એકતાને પમાડતો હોય નહિ તેની પેઠે પ્રિય એવા પાવકરૂપ તનુને પ્રાપ્ત થતો હતો. મોટા વાદળના સમુદાય તથા પર્વતના શિખર સરખા જાણે વજ્રથી પડતા હોય નહિ! તેની પેઠે ભાલા, અંકુશ, કવચ, તથા માવતસહિત અભિમન્યુએ પાડેલા હસ્તિઓએ કરી રણભૂમિ અગમ્યરૂપ થઇ હતી. વળી હે નરાધિપ, હણાયા છે સ્વામિ, અશ્વ તથા સારથિ જેમના, ચૂર્ણ થયા છે પાયદળ તથા ઉપસ્કર જેમાંથી, પતાકા તથા ધ્વજ વગરના ચૂર્ણ કરેલા મોટા રથોએકરી સંગ્રામમાં શત્રુઓએ હણેલા શેહેરથી શોભે તેવી અને તેમજ વિંધાયા છે ઉપસ્કર તથા આભરણ જેમનાં એવા તથા વિખરાઈ ગયા છે જિવ્હા, દાંત, આંતરડાં તથા નેત્ર જેમનાં એવા નાશ પામેલા અશ્વસમુદાયેકરી ભયંકર છે દર્શન જેનું એવી તે થઈ હતી. તેમજ વિંધાયા છે કવચ, આભરણ, વસ્ત્ર તથા આયુધ જેમનાં અને નાશ પામ્યા છે હસ્તિ અશ્વ, રથ તથા પાછળ ચાલનાર જેઓના, એવા અમૂલ્ય શય્યા તથા આસ્તરણને ઉચિત પુરૂષો, અભિમન્યુએ હણવાથી અનાથની પેઠે રણભૂમિમાં સુતેલા દેખાતા હતા. અને શ્વાન, શિયાળિયાં, કાગડા, બગલા, ગરૂડ, વૃક, તરક્ષ, રૂધિર પાન કરનાર પક્ષિયો, રાક્ષસોના ગણ તથા અત્યંત દારૂણ પિશાચના સમુદાય, અત્યંત પ્રસન્ન થઇ મરેલાની ત્વચાને ભેદી રૂધિર, વસા તથા મજ્જાને પાન કરતા અને માંસને ખાતાં તથા અનેક ધડને ઘસડતાં અને ગ્રહણ કરતાં હસતાં અને ગાતાં હતાં. અને શરીર સમુદાયને વેહેનાર રૂધિરરૂપ જલવાળી રથરૂપ છે હોડિઓ જેમાં, હસ્તિરૂપી પર્વતથી સંકટરૂપ, માણસના મસ્તકરૂપી પાષાણુ તથા માંસરૂપી કાદવવાળી, ભાગેલા

નાના પ્રકારના શસ્ત્રરૂપ માળાવાળી, ભય વેહેનારી, વૈતરણીની પેઠે દુસ્તર એવી નદી શ્રેષ્ઠ યોદ્ધાઓએ રણસંગ્રામના મધ્યમાં પ્રવર્ત્તમાન કરી. હે રાજન્, ઉગ્ર છે દર્શન જેનું યમનાદેશને વધારનાર ઉભા થઇ નૃત્ય કરતા કબંધેકરી સંકુલ, એવા તે સંગ્રામને જોઇ સાયંકાલ વખતે ધિરેથી મનુષ્યો તેનો ત્યાગ કરી પોતપોતાને સ્થાનકે જતા હતા. નાશ પામ્યાં છે અમુલ્ય ભૂષણ જેનાં, ઇંદ્રસરખા મહાબલવાન્ સંગ્રામમાં પાડેલા સભામાં રહેલા હવ્ય વગરના અગ્નિસરખા અભિમન્યુને તે વખતે મનુષ્યો દેખતાં હતાં.

॥ अपेतविध्वस्तमहार्हभूषणंनिपातितंशत्रुसमंमहाबलं ॥

॥ रणेभिमन्युंददृशुस्तदाजनाव्यपोढहव्यंसदसीवपावकं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि तृतीयदिवसावहारेसमरभूमिवर्णने पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥

---

संजयउवाच ॥ हतेतस्मिन्महावीर्येसौभद्रेरथयूथपे ॥

॥ विमुक्तरथसंनाहाःसर्वेनिक्षिप्तकार्मुकाः ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, રથના યુથને પાળનાર મહાપરાક્રમી તે સુભદ્રાપુત્ર હણાયો ત્યારે મૂકાં છે રથ, કવચ તથા ધનુષ્ જેમણે તથા અભિમન્યુ વિષે ગયું છે મન જેમનું એવા પાંડવો તરફના સર્વ યોદ્ધાઓ તે યુદ્ધનુંજ ધ્યાન કરતા યુધિષ્ઠિરને વિંટી તેમની પાસે બેઠા. એ રીતે શૂરવીર મહારથિ ભાઇનો પુત્ર અભિમન્યુ હણાયો તેથી અત્યંત દુઃખિત યુધિષ્ઠિર રાજા આવી રીતે વિલાપ કરવા લાગ્યા કે, યુદ્ધમાં દુર્મદ, મોટા ધનુષ્વાળા શૂરવીર પારકા સૈન્યના યોદ્ધાઓ પણ જેની સામે ઉભા રહી શકતા ન હતા અને જેણે મારૂં પ્રિય કરવાની ઇચ્છાથી કોઇથી બાધ થઇ શકે નહિ એવા દ્રોણ સૈન્યને ભેદી, ગાયોના મધ્યમાં જેમ કેસરી પ્રવેશ કરે તેમ વ્યૂહમાં પ્રવેશ કર્યો. તેમજ જેણે સન્મુખ ઉભેલા અત્યંત અમારા શત્રુ દુઃશાસનને પણ સંગ્રામમાં સંજ્ઞારહિત તથા વિમુખ કર્યો. શૂરવીર એવો અર્જુનપુત્ર તે, દુસ્તર એવાં દ્રોણ સૈન્યરૂપી મોટા સમુદ્રને તરી દુઃશાસન પુત્રને પ્રાપ્ત થઇ યમલોકને પ્રાપ્ત થયો માટે હવે કુંતિપુત્ર અર્જુનને તથા પ્રિય પુત્રને ન જોતી મોટા ભાગ્યવાળી સુભદ્રાને હું કેવી રીતે મુખ દેખાડી શકીશ તેમ શ્રી

કૃષ્ણ તથા અર્જુનને પણ, તેઓ પૂછશે ત્યારે આપણે શું ઉત્તર આપીશું; અને જયની આકાંક્ષાવાળા પોતાનું પ્રિય કરનાર મેંજ સુભદ્રા, શ્રીકૃષ્ણ તથા અર્જુનનું આ અપ્રિય કર્યું. લોભી પુરૂષ જેમ લોભ તથા મોહથી કાર્યમાં પ્રવર્ત્તમાન થાય પણ તેમાં રહેલા દોષને જાણે નહિ તેમજ રાજ્યના લોભી એવા મેં આવા અનર્થરૂપ પ્રપાતને જોયો નહિ. અરે મોહ તો જુઓ! જેને અર્થે મેં ભોજન, વાહન, શયન તથા ભૂષણ ધારણ કરવાવિષે આગળ કરવા લાયક કુમારને યુદ્ધમાં આગળ કર્યો; પણ બાળક, તરૂણ તથા યુદ્ધમાં અવિશારદ એવો અભિમન્યુ રૂડા અશ્વની પેઠે તે મોટા યુદ્ધમાં કેમ કુશળ રહે? માટે હવે જો એની પાછળ આપણે પૃથ્વીમાં શયન નહિ કરીએ તો ક્રોધેકરી પ્રદીપ્ત થયેલા અર્જુનના નેત્રેકરી બળી જઇશું. અલુબ્ધ, મતિમાન્, લજ્જાવાન્, ક્ષમાવાન્, રૂપવાન્, બળયુક્ત, ઉત્તમ શરીરવાળા, માન કરનાર, શૂરવીર, સત્યપરાક્રમવાળા તથા ઉત્તમ કર્મ કરનાર અર્જુનનાં કર્મની દેવતાઓ પણ પ્રશંસા કરે છે. તેમ પરાક્રમી એવા જેણે નિવાત કવચ તથા કાલકેય નામના દૈત્યોને માર્યા હતા: તેમજ જેણે મહેંદ્રના શત્રુ હિરણ્યપુરવાસી ગણસહિત પોલોમને ચક્ષુના નિમિષમાત્રમાં હણ્યા હતા. વળી સમર્થ એવો જે અભયની પ્રાર્થના કરતા શત્રુઓને પણ અભય આપનાર તે અર્જુનના બળવાન્ પુત્રને પણ આપણે રક્ષણ કરવા સમર્થ થઇ શક્યા નહિ. તેમ મહા બળવાન્ કૌરવોને પણ અત્યંત મોટું ભય પ્રાપ્ત થયું; કારણ પુત્ર વધથી ક્રોધાયમાન થયેલા અર્જુન કૌરવોને શોષણ કરશે. તેમજ ક્ષુદ્ર સહાયતાવાળો, ક્ષુદ્ર, પોતાના પક્ષનો ક્ષય કરનાર દુર્યોધન પણ અર્જુનને જોઇ શોચ કરતો પોતાના જીવિતનો ત્યાગ કરશે. અને હવે મને તો જેના પરાક્રમ કે પૌરૂષની ઉપમા આપવા લાયક બીજો કોઇ નથી એવા ઇંદ્રના પુત્રના પુત્ર આ અભિમન્યુને પાડેલો જોઇ જય, રાજ્ય, અમરપણું તથા દેવલોકમાં જઇ રહેવું એ કંઇ પણ પ્રીતિ કરનાર છે નહિ.

॥ नमेजयःप्रीतीकरोनराज्यंनचामरत्वंनसुरैःसलोकता ॥
॥ इमंसमीक्ष्यामतिवीर्यपौरुषंनिपातितंदेववरात्मजात्मजं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि युधिष्ठिरप्रलापे गुर्जरभाषायां एकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

**संजयउवाच ॥ अथैनंविलपंतंतंकुंतीपुत्रंयुधिष्ठिरं ॥**
**॥ कृष्णद्वैपायनस्तत्रआजगाममहानृषिः ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, એ રીતે કુંતિપુત્ર યુધિષ્ઠિર વિલાપ કરતા હતા ત્યાં કૃષ્ણદ્વૈપાયન છે નામ જેનું એવા મોટા ઋષિ વ્યાસજી પધાર્યા. તેની ઘટતી રીતે પૂજા કરી આસન ઉપર બેસાડી ભાઇના પુત્રના વધથી શોકસંતપ્ત થયેલા યુધિષ્ઠિરરાજા આવી રીતે તેને કહેવા લાગ્યા કે બાળક બુદ્ધિવાળો બાળક, પારકા શૂરવીરને હણનાર સુભદ્રાપુત્ર અભિમન્યુ બીજો ઉપાય ન ચાલતે સંગ્રામમાં યુદ્ધ કરવા ગયો હતો, તેને મોટા ધનુષવાળા અધર્મયુક્ત ઘણાક મહારથિઓએ ચોતરફથી વિંટી સંગ્રામમાં યુદ્ધ કરતાં માર્યો; તેમ ઉપાયાંતર ન મળતે મેંજ તેને કહ્યું કે આપણે જવા સારૂ ચક્રવ્યૂહમાં તું દ્વાર ઉત્પન્ન કર, એવાં મારાં વચન સાંભળી તે વ્યૂહમાં પ્રવિષ્ઠ થયો કે પાછળ પ્રવેશ કરનાર અમોને સિંધુરાજાએ વારી રાખ્યા. તેમ યુદ્ધથી જીવનાર પુરૂષોએ સરખે સરખાં સાથે યુદ્ધ કરવું જોઇએ, પણ આ પારકાઓએ જે કર્યું એ કાંઇ સમાન યુદ્ધ કહેવાય નહિ. તેથી શોકાશ્રુએ વ્યાપ્ત તથા અત્યંત સંતપ્ત થયેલો હું વારંવાર વિચાર કરૂં છું તોયપણ શાંતિને પામતો નથી. સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર, એ રીતે વિલાપ કરતા તથા શોકે કરી વ્યાકુળ મનવાળા યુધિષ્ઠિરને ભગવાન્ એવા વ્યાસજીએ આવી રીતે વચન કહ્યું કે હે યુધિષ્ઠિર, હે મહાપ્રાજ્ઞ, હે સર્વ શાસ્ત્રમાં વિશારદ, હે ભરતર્ષભ, વ્યસન આવ્યેથી પણ તમારા જેવા પુરૂષ મોહને પ્રાપ્ત થતા નથી. તેમ પુરૂષમાં ઉત્તમ આ શૂરવીર બાળક અભિમન્યુ તો સંગ્રામમાં ઘણાક શત્રુઓને મારી બાળકથી ન થઇ શકે એવું કર્મ કરી સ્વર્ગમાં ગયો. અને હે યુધિષ્ઠિર, હે ભારત, મૃત્યુ તો દેવદાનવ તથા ગંધર્વને પણ મારે છે, માટે આ વિધી કોઇથી અતિક્રમણ થઇ શકે તેમ નથી. એવાં વ્યાસજીનાં વચન સાંભળી વળી યુધિષ્ઠિર તેને આવી રીતે પૂછવા લાગ્યા કે સેનાના મધ્યમાં નાશ પામેલા આ મહાબળવાન્ રાજાઓ મૃત એવું નામ ધારણ કરી પૃથ્વીતલવિષે સુતા છે. કેટલાક દશહજાર હસ્તિસરખા બળવાળા, કેટલાક વાયુના વેગ સરખા બળવાળા, તુલ્યરૂપ ધારણ કરનાર પુરૂષોને સંગ્રામમાં બીજા પુરૂષોએ હણ્યા. કેટલાક પરાક્રમ સંપન્ન તપોબળેયુક્ત અને આપણે જીતવું એ રીતે અન્યોઅન્ય જેમના હૃદયમાં રહ્યું છે એવા આયુષ્ય વગરના પ્રાજ્ઞ પણ નાશને પ્રાપ્ત થઇ રણભૂમિમાં

સુતા છે તે બહુધાકરી ભયંકર પરાક્રમવાળા રાજાઓ પણ મરણ પામ્યાં. તેમજ ક્રોધાયમાન થયેલા શૂરવીર રાજપુત્રો પણ ચેષ્ટા તથા અભિમાન-રહિત થઇ વૈશ્વાનરના મૂખમાં ગયા પણ સંગ્રામમાં એ પ્રાણિઓના હણ-નારને ક્યારેય પણ હું દેખતો નથી. અને તે સર્વ આ મૃત થયા એમ કહેવાય છે એટલે કે પુરૂષ મરણ પામ્યો એમ કહેવાય છે, માટે મૃત શબ્દે-કરી ધાતુનો અર્થ જોતાં પ્રાણ ત્યાગ વિષે પુરૂષને સ્વતંત્રતા જણાય છે માટે મને સંશય થાય છે જે પુરૂષને શું બીજો કોઇ મારે છે? વા પોતેજ પોતાના આત્માને મારે છે? તેમાં પણ જો બીજો મારનાર છે તો કોણ કેને મારનાર છે અને પોતે પોતાના આત્માને મારે છે તો શું કારણ માટે પોતે પોતાને મૃત્યુરૂપ થાય છે? હે પિતામહ તે વૃત્તાંત મને કહો. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, તે રીતે પૂછતા કુંતિપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે ભગ-વાન્ એવા ઋષિ વ્યાસજી આશ્વાસનાપૂર્વક આવી રીતે વચન કહેવા લાગ્યા કે, હે નૃપ, એવિષે પૂર્વે અકંપન નામના રાજાને નારદજીએ ઇતિહાસ કહ્યો છે તે પ્રાચીન ઇતિહાસ હું કહું તે સાંભળ. હે રાજેંદ્ર, તે રાજા પણ લોકવિષે અત્યંત સહન થાય નહિ એવા પુત્રસંબંધિ દુઃખને પ્રાપ્ત થયો હતો એવી મારી મતિ છે અને જે સાંભળવાથી સ્નેહમૂલક દુઃખથી તું મુક્ત થઇશ, એવું મૃત્યુ શું છે તે વિષેનું સમસ્ત પાપસમુદાય ટાળનાર, ધન તથા આયુષ આપનાર શોકને ટાળનાર, પુષ્ટિ વધારનાર, પવિત્ર, શ-ત્રુ સમુદાયને હણનાર, મંગલોનું પણ મંગલરૂપ, હે મહારાજ વેદાધ્યયન તથા આ ભારતાખ્યાનની પેઠે હમેશ શ્રવણ કરવા લાયક, નિરંતર પ્રાતઃકાળે સાંભળવાથી આયુષ્યમાન્ પુત્ર, રાજ્ય તથા લક્ષ્મીને આપનાર એવું ધન્ય આ આખ્યાન હું કહું તે તું સાંભળ. હે તાત, પૂર્વે સતયુગમાં અકંપન એવે નામે રાજા હતો તે રણસંગ્રામના મધ્યમાં શત્રુને વશ થયો અને બળમાં નારાયણ સરખો, શોભિતો, અસ્ત્ર શીખેલો, મેધાવી યુદ્ધમાં ઇન્દ્રસરખો તથા બળવાન્ એવો હરિનામે તેનો પુત્ર હતો તેપણ સંગ્રામના મધ્યમાં ઘણાક શત્રુથી વિંટાઇ ગયો તોયપણ યોદ્ધાઓ તથા હસ્તિઓ ઉપર હજારો બાણ ફેંકતો શત્રુને તપાવનાર તે સંગ્રામમાં દુષ્કરકર્મ કરી શત્રુઓના હાથથી મ-રણ પામ્યો. ત્યારે શોકયુક્ત તે અકંપન નામનો રાજા મરણ પામેલા તે પુત્રનાં પ્રેતકૃત્ય કરી દિવસ રાત્રિ શોચ કરતો હતો, પણ સુખને પ્રાપ્ત ન થયો. ત્યારે દેવર્ષિ એવા નારદજી, પુત્રના દુઃખથી થયેલા તેના શોકને

જાણી એની પાસે આવ્યા, તેને જોઇ મોટા ભાગ્યવાળો તે રાજા પટતી રીતે તે દેવર્ષિની પૂજા કરી બનેલું સર્વ વૃત્તાંત તેની પાસે કહેવા લાગ્યો કે હે દેવર્ષિસત્તમ, ઇન્દ્ર તથા વિષ્ણુ સરખી કાંતિવાળા મહાપરાક્રમી બળવાન્ મારા પુત્રને સંગ્રામમાં પરાક્રમ કરી ઘણાક શત્રુઓએ મારયો, માટે હે મતિમાન્માં શ્રેષ્ઠ, હે ભગવાન, મૃત્યુ એટલે શું? અને શું તેનું વીર્યબળ તથા પૌરૂષ છે તે બધું તમારાં થકી યથાર્થ હું સાંભળવાને ઇચ્છું છું. એવાં તે અકંપન રાજાનાં વચન સાંભળી વર આપનાર સમર્થ નારદજી પુત્રનો શોક ટાળનાર એવું આ મોટું આખ્યાન કહેવા લાગ્યા કે હે વસુધાધિપ, હે મહાબાહો, ઘણાક વિસ્તારવાળુ આ આખ્યાન મેં પણ જે રીતે સાંભળ્યું છે તે પ્રમાણે હું કહું તે તુ સાંભળ. મોટા તેજવાળા, સમર્થ પિતામહ એવા બ્રહ્માએ પ્રથમ સ્વર્ગના આરંભવિષે પ્રજાને ઉત્પન્ન કરી, પણ પાછો આ જગત્નો સંહાર ન થયો તેને જોઇ, સંહાર કેવી રીતે કરવો એવિષે વિચાર કરવા લાગ્યા. તોયપણ તેમ કરવાનો ઉપાય પોતાના જાણવામાં આવ્યો નહિં. તેથી તેને ક્રોધ ઉત્પન્ન થયો. તેણેકરી તેના શ્રોત્રાદિક છિદ્રમાંથી અગ્નિ ઉત્પન્ન થયો. બાળવાને ઇચ્છતા તેણે કરી મધ્ય ભાગસહિત સર્વ દિશાઓ વ્યાપ્ત થઈ ગઇ. ચરાચર સર્વ જગત્, આકાશ તથા પૃથ્વી પણ જ્વાળારૂપી માળાએકરી આકુળ થઇ; એવી રીતે સમર્થ બ્રહ્મા સર્વનો સંહાર કરવા લાગ્યા એ રીતે બ્રહ્માના ક્રોધના વેગથી સ્થાવર જંગમ સર્વ પ્રાણિ નાશ થવા લાગ્યાં. તેને જોઇ નિશાચરના પતિ જટાધારણ કરેલા દુઃખ હરણ કરનાર રૂદ્ર એવા સ્થાણુ, પ્રજાના હિત વાસ્તે પરમેષ્ઠિ એવા બ્રહ્મદેવની શરણે આવ્યા. તેને જોઇ મહામુનિ પરમદેવ બ્રહ્માજીએ જ્વલાયમાન થતા હોય નહિ તેની પેઠે એવી રીતે તેને કહ્યું કે, હે પુત્રક, હે સ્થાણો, હે ઇચ્છા કરવા યોગ્ય, ઇચ્છાથી તું ઉત્પન્ન થયો છું. શું તારી ઇચ્છા અમે પૂર્ણ કરીએ? તે તારી ઇચ્છા હોય તે તું કહે. તારૂં સર્વ પ્રિય હું કરીશ.

॥ किंकुर्मेकामंकामार्हकामाज्जातोसिपुत्रक ॥
॥ करिष्यामिप्रियंसर्वंब्रूहिस्थाणोयदीच्छसि ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥

स्थाणुरुवाच ॥ प्रजासर्गनिमित्तंहिकृतोयत्नस्त्वयाविभो ॥ ॥ त्वयासृष्टाश्ववृद्धाश्चभूतग्रामाःपृथग्विधाः ॥

સ્થાણું કહે છે—હે વિભો, પ્રજાના સર્ગ વાસ્તે તમે યત્ન કર્યો, તેથી જૂદાં જૂદાં ભૂતગ્રામ તમે ઉત્પન્ન કર્યાં; અને તે વૃદ્ધિગત થયાં. તે સર્વ પ્રજા પાછી તમારા ક્રોધથી બળી જાય છે તેને જોઇ મને દયા આવે છે; માટે હે પ્રભો, હે ભગવન્, મારા ઉપર પ્રસન્ન થાઓ, એવાં સ્થાણુંનાં વચન સાંભળી બ્રહ્માએ કહ્યું કે, મારે આ જગત્ આ રીતે થાય એમ સંહાર કરવાની કામના હતી નહિ; પરંતુ પૃથ્વીના હિત વાસ્તે મને ક્રોધ ઉત્પન્ન થયો; કારણ ભારથી પીડાયેલી પૃથ્વીએ સંહાર વાસ્તે મારી પ્રાર્થના કરી તોયપણ અનંત એવા આ જગત્ના અનેક તરેહના સંહારને હું જાણતો નહતો તેથી મને ક્રોધ પ્રાપ્ત થયો. એવાં બ્રહ્માનાં વચન સાંભળી વળી મહાદેવજીએ કહ્યું કે— સંહાર વાસ્તે તમારે ક્રોધ કરવો નહિ અને પ્રસન્ન થાઓ; કારણ સ્થાવર જંગમાત્મક પ્રજાનો નાશ ન થાઓ. અને હે ભગવન્, તમારા પ્રસાદથી ભૂત, ભવિષ્ય, વર્ત્તમાનરૂપ જગત્ સર્વદા રહો. હે ભગવન્, તમારા ક્રોધથી ઉત્પન્ન થયેલો અગ્નિ, પર્વતના શિખર, વૃક્ષ, નદીઓ, સર્વ નાનાં જળાશય, તૃણસમુદાય તથા સ્થાવર જંગમાત્મક સર્વ જગત્ને નિઃશેષ કરે છે; માટે હે ભગવન્, તમને રોષ ન થાય એજ મને વર આપો. કારણ કોઇ રીતે તમે સૃજેલી સર્વ પ્રજા નાશ થાય છે, આ તેજ નિવૃત્ત થઇ તમારે વિષેજ લીન થાઓ. અને હે દેવ, પ્રજાના હિત વાસ્તે સારી રીતે જુઓ. ને આ સર્વ પ્રાણિ જે રીતે નિવૃત્તિ પામે તે રીતે કરો. હે આદિદેવ, લોકની વૃદ્ધિ કરવામાં મને જોડી, કેમ લોકનો નાશ કરો છો! માટે હે જગન્નાથ, જે રીતે આ સ્થાવર જંગમાત્મક જગત્ નાશ ન થાય તે રીતે કરો. દેવ એવા તમોને પ્રસાદમાં સુમુખ જોઇ આ રીતે હું કહુંછું. નારદ કહે છે—હે અકંપન રાજા, પ્રજાના હિતરૂપ એવા મહાદેવજીનાં વચન સાંભળી દેવ એવા બ્રહ્માજીએ બહાર નિકળેલું તે તેજ પાછું પોતાના અંતરાત્મા વિષે ધારણ કર્યું. લોકે સત્કાર કરેલા ભગવાન્ એવા સમર્થ બ્રહ્માએ એ રીતે અગ્નિ ઉપસંહાર કરી સૃષ્ટિ તથા મોક્ષના હેતુરૂપ પ્રવૃત્ત અને નિવૃત્ત નામનાં બે પ્રકારનાં કર્મ કહી દેખાડ્યાં. એવી રીતે રોષથી ઉત્પન્ન થયેલા અગ્નિને સંહાર કર્તા મહાત્મા બ્રહ્માના સર્વ ઇંદ્રિય છિદ્રમાંથી કાળો લાલ તથા પીંગરો છે વર્ણ જેનો અને લાલ છે જીવ્હા મુખ તથા

નેત્ર જેનાં એવી અને તામ્ર એવાં કુંડળ ધારણ કરેલી તામ્ર ભૂષણવાળી એક નારી ઉત્પન્ન થઇ. એવી રીતે ઇન્દ્રિય છિદ્રમાંથી નિકળેલી તે, આદિદેવ એવા બ્રહ્મા રૂદ્રને જોઇ હાસ્ય કરી દક્ષિણદિશાનો આશ્રય કરી ઉભી રહી. તે ટાણે આદિદેવ એવા બ્રહ્મા તેને બોલાવી કહેવા લાગ્યા કે, હે મૃત્યો, તું સંહારરૂપ બુદ્ધિએ કરી મારા રોષથી ઉત્પન્ન થઇ છે માટે જડ તથા પંડિતરૂપ સર્વ પ્રજાનો મારી આજ્ઞાથી તું સંહાર કરતો તેથી તું કલ્યાણને પ્રાપ્ત થઇશ. એવાં બ્રહ્માનાં વચન સાંભળી કમળસરખાં નેત્રવાળી તે મૃત્યુરૂપ નારી ઘણોજ વિચાર કરી રૂડાસ્વરથી અત્યંત રોવા લાગી; તેટાણે પિતામહ એવા બ્રહ્મા બે હાથથી તેનાં અશ્રુગ્રહણ કરી સર્વ ભૂતના કલ્યાણ વાસ્તે તેને સમજાવા લાગ્યા.

॥ पाणिभ्यांमतिजाग्राहतान्यश्रूणिपितामहः ॥
॥ सर्वभूतहितार्थायतांचाप्यनुनयत्तदा ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि मृत्युकथने गुर्जरभाषायां त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥



नारद उवाच ॥ विनीयदुःखमबलाआत्मन्येवप्रजापतिं ॥
॥ उवाचप्रांजलिर्भूत्वालेतवावींजतापनः ॥

નારદ કહે છે,—હે અકંપન, પછી તે અબળા પોતાને વિષેજ તે દુઃખ શમાવી કર્માએલી લતાની પેઠે બે હાથ જોડી બ્રહ્માને કહેવા લાગી કે, બોલનારાઓમાં શ્રેષ્ઠ, આ એવી સ્ત્રી તમે શું કરવા મને ઉત્પન્ન કરી તે અહિતરૂપ એવું ક્રૂરકર્મ હું શું જાણી કરૂં ? હે ભગવન્, હે પ્રભો, અધર્મથી અત્યંત હું બીઉં છું; માટે મારી ઉપર પ્રસન્ન થાઓ હે દેવ, પુત્ર, વયસ્ય, ભાઇઓ, માતાઓ, પિતાઓ તથા પતિઓને જો હું મારૂં તો તેમના સંબંધિઓ મારૂં અનિષ્ઠ ચિંતન કરે; તેથી હું બીઉં છું. હે સર્વોત્તમ, મરનારના રૂદન કરતા કૃપણ બંધુઓનાં જે અશ્રુબિંદુ પડે તેથી અત્યંત ભય પ્રાપ્ત થતી હું તમારી શરણે આવી છું. તેમ હે દેવ, યમરાજના ઘર પ્રત્યે પણ જઇશ નહિ. હે લોકપિતામહ, કાયાથી, મસ્તકથી તથા અંજલિએ કરી હું તમારી શરણે આવી છું, અને મારે એ કામ

ન કરવું પડે એજ કામના તમારાથકી ઇચ્છું છું. હે પ્રભો, હે ભગવન્, હે પ્રજેશ્વર તમારા પ્રસાદથી હું તો તપ કરવા ઇચ્છું છું. માટે એવું તમે મને આપો. હે ભગવાન્, તમે આજ્ઞા આપેલી હું ઉત્તમ એવા ધેનુકાશ્રમમાં જઇ ત્યાં પણ તમારા આરાધનમાં તત્પર રહી તીવ્ર એવું તપ કરીશ; પણ હે દેવેશ, વિલાપ કરતા એવા પ્રાણિયોના પ્રિય પ્રાણને હરણ કરવા હું સમર્થ નહિ થાઉં, માટે હે ભગવન્, અધર્મથી મારી રક્ષા કરો. એવાં મૃત્યુરૂપ તે સ્ત્રીનાં વચન સાંભળી બ્રહ્માએ એવું કહ્યું કે, હે મૃત્યો, પ્રજા સંહારના હેતુપણાએ કરીનેજ મેં તને સંકલ્પિત કરી છે વાસ્તે તું જા; અને વિચાર ન કર; ને સર્વ પ્રજાનો સંહાર કર. મેં કહેલું એ એમજ થશે, ક્યારેય પણ અન્યથા નહિ થાય માટે મારા વચન પ્રમાણે તું કર. તેથી તારી લોકમાં નિંદા નહિ થાય. નારદ કહે છે, હે અકંપનરાજા, એમ બ્રહ્માએ કહ્યું તોયપણ પ્રસન્નતાથી બ્રહ્મા સામે હાથ જોડી ઉભેલી તે મૃત્યુરૂપ સ્ત્રીએ પ્રજાના હિતવાસ્તે સંહારવિષે બુદ્ધિ ન કરી, ત્યારે પ્રજાના ઇશ્વરેશ્વર પ્રજાપતિ બ્રહ્મા તૂષ્ણિ ભાવને પ્રાપ્ત થઇ પોતાની મેળેજ જલદી પોતે પ્રસન્ન થયા; અને પ્રસન્નતાથી સર્વ લોકને પોતે જોયા એટલે એ રીતે ક્રોધ રહિત તેણે જોયેલા લોક જેવા પૂર્વે હતા તેવા પાછા થઇ રહ્યા. પરાજય પામેલા નહિ તથા ભગવાન્ એવા તે બ્રહ્મા રોષરહિત થયા તેને જોઇ તે કન્યારૂપ મૃત્યુ પણ પ્રજા સંહારને અનંગીકાર કરી જલદી તે બુદ્ધિમાન્ બ્રહ્મા પાસેથી ધેનુકાશ્રમમાં ગઇ. ત્યાં જઇ તેણે એક પગે ઉભાં રહી સોળ પદ્મ સૂધી તીવ્ર એવું ઉત્તમ તપ કર્યું; વળી દયાને લીધે પ્રજાના હિતવાસ્તે પ્રિય વિષયોમાંથી ઇંદ્રિયોને નિવૃત્ત કરી વળી એ પગે કરી બીજા એકવીશ પદ્મ સૂધી તપશ્ચર્યા કરી. ત્યાર પછી દશ હજાર પદ્મ મૃગસાથે વિચરતાં તપશ્ચરણ કર્યું. પછી નિર્મળ તથા શીત છે ઉદક જેમાં એવી પવિત્ર નંદાનદી પ્રત્યે જઇ આઠ હજાર વર્ષ સૂધી જળમાં તપશ્ચર્યા કરી. એ રીતે નિયમ ધારણ કરનાર પાપરહિત તેણે પવિત્ર એવી કૌશિકીનદી પ્રત્યે જઇ વાયુ તથા જળનો આહાર કરી ત્યાંપણ તપ કર્યું. પછી પંચગંગા તથા વેતસક તીર્થમાં તપશ્ચર્યાથી તેણે પોતાનું શરીર કૃશ કર્યું. ત્યારપછી ગંગા પ્રત્યે જઇ ત્યાંથી મહામેરૂમાં જઇ પ્રાણાયામ કરી પાષાણની પેઠે ચેષ્ટારહિત થઇ તપશ્ચર્યા કરી. પછી જ્યાં પૂર્વે દેવતાઓએ યજન કર્યું હતું ત્યાં હિમાલયના શિખરઉપર એક અંગુઠાઉપર શરીરનો ભાર દેઇ

નિખર્વ વર્ષપર્યંત તપશ્ચર્યા કરી. ત્યાંથી પુષ્કરતીર્થ ગોકર્ણમાં નૈમિષારણ્યમાં તથા મલયપર્વત વિષે જઇ મનને પ્રિય એવા નિયમે કરી પોતાના દેહને આકર્ષણ કરતી હતી. નથી બીજો દેવ જેને એવી પિતામહવિષે દૃઢ ભક્તિવાળી તેણે ધર્માચરણે કરી બ્રહ્માને પ્રસન્ન કર્યા. હે રાજન્, એ રીતે તપશ્ચર્યાએ કરી તેને પ્રસન્ન કરેલા પ્રસન્ન મનવાળા લોકને ઉત્પન્ન કરનાર અવિનાશી બ્રહ્માએ આવી રીતે તેને કહ્યું કે, હે મૃત્યો, આ અતિ તપશ્ચર્યા તું શું કરે છે? એવાં બ્રહ્માનાં વચન સાંભળી તેણે ભગવાન્ એવા પિતામહ બ્રહ્માને કહ્યું કે હે પ્રભો, હે દેવ, સ્વસ્થ તથા આક્રોશ કરતી પ્રજાને હું ન હણું; હે સર્વેશ એ વરને તમારાથી હું ઇચ્છું છું. હે મહાભાગ, અધર્મથી બીનેલી હું તપશ્ચર્યા કરૂં છું માટે હે અવ્યય, ભયભીત થયેલી મને અભય આપો. પીડિત તથા નિરપરાધિ નારી એવી હું તમારી પાસે યાચના કરૂં છું માટે મારી ગતિ તમે થાઓ. એવાં તેનાં વચન સાંભળી ભૂત ભવ્ય તથા ભવિષ્યના જાણનાર બ્રહ્માએ આવી રીતે તેને વચન કહ્યું કે, હે ભદ્રે, હે મૃત્યો, આ પ્રજાને સંહાર કરવાથી તને અધર્મનો સ્પર્શ નહિ થાય; પણ મેં જે કહ્યું છે તે ક્યારે પણ મિથ્યા નહિ થાય માટે હે કલ્યાણિ, ચાર પ્રકારની સર્વ પ્રજાનો તું સંહાર કર; ને તને સનાતન એવો ધર્મ પવિત્ર કરશે; અને લોકપાલ યમ તથા વ્યાધિયો તને સહાય થશે, તેમ હું તથા દેવતાઓ તને વર આપશું તેથી પાપરહિત નિર્મળ તું ખ્યાતિને પ્રાપ્ત થઇશ. હે મહારાજ, એવાં બ્રહ્માનાં વચન સાંભળી હાથ જોડી મસ્તકથી સમર્થ એવા તે બ્રહ્માને પ્રણામ કરી મૃત્યુરૂપ સ્ત્રી આવી રીતે વચન કહેવા લાગી કે, હે પ્રભો, એ કાર્ય મારા વગર નજ બનતું હોય તો તમારી આજ્ઞાને હું મસ્તક ઉપર ચડાવું છું; પણ હું કહું તે સાંભળો. લોભ, ક્રોધ, અસૂયા, ઇર્ષ્યા, દ્રોહ, મોહ, લજ્જારહિતપણું, તથા પરસ્પર પરૂષવાણી જૂદા જૂદા એટલા એ પ્રાણિઓના દેહને ભેદે, એવાં મૃત્યુનાં વચન સાંભળી બ્રહ્મા આવી રીતે તેને કહેવા લાગ્યા કે, હે મૃત્યો, જે તારા અશ્રુબિંદુ મારા હાથમાં રહ્યા છે તે વ્યાધિરૂપ થઇ પ્રાણિઓને પીડશે અને ગયા છે પ્રાણ જેમના એવા માણસોને મારશે; પણ તેજ માટે તને અધર્મ નહિ થાય: વાસ્તે ભય ન કર. તું ધર્મની નિયંતા ધર્મરૂપ એવી ધર્મભૂત થઇને પ્રાણિયોના પ્રાણને ગ્રહણ કર. એ રીતે કામ તથા રોષનો ત્યાગ કરી સર્વ પ્રાણિયોના જીવને તું હરણ કર. એમ કરવાથી તો અનંત

એવો ધર્મ તને થશે; ને મિથ્યા વૃત્તવાળાઓને અધર્મ મારશે; ને તું કામ ક્રોધરહિત આત્માએ કરી તારા આત્માને પાવન કર; અને પ્રાણિયો અસત્યને લીધે પોતાના આત્માને પાપવિષે ડૂબાડશે માટે તું તો અંતરમાં આવેલા કામ તથા રોષને ત્યાગ કરી જીવોનો સંહાર કર. નારદ કહે છે—હે અકંપનરાજા, એવાં બ્રહ્માનાં વચન સાંભળી તેના શાપથી ભયભીત થયેલી તે મૃત્યુસંજ્ઞકનારી 'ઠીક ઘણું સારૂ; તમારી આજ્ઞા પ્રમાણે વર્તીશ.' એમ તેને કહી આસક્તિ રહિત તે, કામ તથા ક્રોધનો ત્યાગ કરી અંતકાળે પ્રાણિઓના પ્રાણને હરણ કરવા લાગી. એ રીતે મૃત્યુથકી ઉત્પન્ન થયેલા અનેક વ્યાધિઓ જીવને પીડે છે. તે પછી આયુષ્ય કર્મને અંતે મૃત્યુ પ્રાણિઓના પ્રાણને હરણ કરે છે; માટે વૃથા શોક કરવો એ યોગ્ય નહિ. હે રાજસિંહ, સર્વ ઇન્દ્રિયો પણ જીવસહિત આયુષ્ય કર્મને અંતે પરલોકમાં જઇ પાછી તેની સાથે આ લોકમાં આવે છે. એજ રીતે સર્વ દેવતાઓ પણ યાતાયાત કરે છે અને ભયંકર તથા ભયંકર શબ્દવાળો મોટા પરાક્રમ યુક્ત પ્રાણવાયુ પ્રાણીના દેહનો નાશ કરે છે પણ કંઈ ચેતનનો નાશ કરતો નથી. કારણ તે ચેતન પ્રાણિ તો સર્વ વ્યાપક છે માટે આ મૃત્યાદિરહિત છે. હે રાજસિંહ, બ્રહ્માદિક દેવતાઓને પણ મૃત્યુ તો સ્વાભાવિક છેજ; અને પોતાના દોષને લીધે પોતેજ પોતાનો મૃત્યુરૂપ થાય છે વાસ્તે તું પુત્રનો શોક કર માં. તેમ તારો પુત્ર વીરલોકોને પામવા લાયક એવા સ્વર્ગલોકને પ્રાપ્ત થઈ ત્યાં નિરંતર હર્ષ પામે છે. એ રીતે યદ્યપિ પુરૂષ પોતે પોતાનો મૃત્યુ છે તથાપિ અંત સમયે પ્રાણ હરનાર મૃત્યુરૂપ દેવતા પ્રજાના પ્રાણ હરણ કરે છે. સર્વ પ્રાણિયો પોતાના આત્માને પોતે હણે છે, પણ મૃત્યુ કંઇ હાથમાં દંડ લેઇ તેમને મારતો નથી; માટે ધીર પુરૂષો બ્રહ્માનો સૃજેલ મૃત્યુ નિશ્ચય થવાનો છેજ એમ માની મરનારનો શોચ કરતા નથી. માટે તું પણ આજ રીતે દેવની કલ્પેલી સૃષ્ટિ છે એમ જાણી તત્કાળ શોકનો ત્યાગ કર. વ્યાસજી કહે છે—હે યુધિષ્ઠિર રાજા, એ રીતે નારદે કહેલાં ગંભીર અર્થવાળાં વચન સાંભળી અકંપન નામનો તે રાજા પોતાના સખા એવા નારદ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો કે, હે ભગવન્, હે ઋષિસત્તમ, તમારા મુખથકી આ ઇતિહાસ સાંભળી હું શોકરહિત તથા કૃતાર્થ થયો છું; અને આપને પ્રણામ કરૂંછું. એવાં તેનાં વચન સાંભળી ઋષિયોમાં અત્યંત ઉત્તમ દેવર્ષિ એવા આત્મવેત્તા નારદજી તત્કાળ

દ્વારપાળે ડોઢીમાં અંદર આવી પૃથ્વી વિષે ગોઠણભર થઈ વંદન કરવા-લાયક તે રાજાને મસ્તકથી પ્રણામ કરી મહાત્મા એવા તે ધર્મરાજાને નિવેદન કર્યું કે હૃષીકેશ એવા ભગવાન્ તમારી પાસે આવે છે. તે વાત સાંભળી પુરૂષમાં સિંહરૂપ તેમણે 'ભલે પધાર્યા,' એમ કહી, એ માધવને અર્ઘ્ય તથા પરમ એવું આસન આપો એમ કહ્યું. ત્યારપછી વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણને પ્રવેશ કરાવી શ્રેષ્ઠ આસનઉપર બેસાડી ધર્મરાજ એવા યુધિષ્ઠિરે વિધપુરઃસર તેમની પૂજા કરી.

॥ ततःप्रवेश्यवार्ष्णेयमुपवेश्यवरासने ॥
॥ पूजयामासविधिवत्धर्मराजोयुधिष्ठिरः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि युधिष्ठिरसज्जतायां गुर्जरभाषायां द्व्यशीतितमोऽध्यायः ॥ ८२ ॥

---

संजयउवाच ॥ ततोयुधिष्ठिरोराजाप्रतिनंद्यजनार्दनं ॥
॥ उवाचपरमप्रीतःकौंतेयोदेवकीसुतं ॥

સંજય કહે છે,–હે ધૃતરાષ્ટ્ર, ત્યાર પછી અત્યંત પ્રસન્ન થયેલા કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજાએ દેવકીપુત્ર એવા જનાર્દન ભગવાનને વખાણી આવી રીતે પૂછ્યું કે હે મધુસૂદન, હે અચ્યુત, સુખેકરી તમને રાત્રિ ગઇ અને તમારાં સર્વ જ્ઞાન પ્રસન્ન છે ? એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી વાસુદેવે પણ યુક્ત હતું તે યુધષ્ઠિરને પૂછ્યું; એટલામાં દ્વારપાળે અંગરૂપ સર્વ આવેલા છે, એમ નિવેદન કર્યું; તે સાંભળી રાજાએ આજ્ઞા આપેલા તેણે તે સર્વ જનને પ્ર-વેશ કરાવ્યો. ત્યારે તે વીરાટ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, ચેદિપ, ધૃષ્ટકેતુ, મહારથિદ્રુપદ, શિખંડી, નકુળ, તથા સહદેવ, ચેકિતાન, કેકય કૌરવ્ય એવો યુયુત્સુ, પાંચાલ્ય, ઉત્તમૌજા, યુધામન્યુ, સુબાહુ, દ્રૌપદીના પુત્ર, એટલાએ અને બીજાપણ ઘણાક ક્ષત્રિયો, ક્ષત્રિયમાં શ્રેષ્ઠ, મહાત્મા યુધષ્ઠિરનું ઉપસ્થાન કરી એટલે તેને નમી સુંદર એવા આસન ઉપર સર્વ વિરાજમાન થયા. તેમાં મોટિ કાંતિવાળા મહાત્મા મહા બળવાન્ શરીર એવા શ્રીકૃષ્ણ તથા સાત્યકિ યાદવ એ બેઉ એક આસન ઉપર વિરાજમાન થયા. એ રીતે બેઠેલા તે સર્વ સાં-ભળે તે રીતે યુધિષ્ઠિરરાજા કમળ સરખાં નેત્રવાળા મધુસૂદન એવા શ્રીકૃ-

ષ્ણને સંબોધનથી બોલાવી આવી રીતે મધુર વચન કહેવા લાગ્યા કે, દેવતાઓ જેમ ઇંદ્રનો આશ્રય કરે તેમ અમે એક તમારો આશ્રય કરી યુદ્ધમાં જય તથા શાશ્વત એવાં સુખની પ્રાર્થના કરીએછીએ. તેમ હે કૃષ્ણ, અમારા રાજ્યનો વિનાશ, શત્રુઓએ કરેલું અમારૂ નિરાકરણ તથા અમને થયેલા વિવિધ પ્રકારના તે ક્લેશને પણ તમો જાણો છો. હે ભક્તવત્સલ, હે મધુસૂદન, હે સર્વેશ, અમારૂં સર્વનું સુખ તથા સ્થિતિ પણ તમારેવિષે રહી છે. માટે હે વાર્ષ્ણેય, જે રીતે મારૂં મન તમારેવિષે રહે અને અર્જુને કરેલી પ્રતિજ્ઞા સત્ય થાય તે રીતે કરો. હે માધવ, તમો તે દુઃખરૂપી મોટા સમુદ્રથકી અમને તારો; અને તે સમુદ્રના પારને ઉતરવા ઇચ્છતા અમોને નાવરૂપ થાઓ. હે કૃષ્ણ, સંગ્રામમાં યત્ન કરતો સારથિ જે કામ કરી શકે, તે કામ શત્રુના વધવાસ્તે ઉદ્યુક્ત થયેલો રથિ પણ કરી શકે નહિ. હે જનાર્દન, હે મહાબાહો, જે રીતે સર્વ આપત્‌વિષે વૃષ્ણિઓને પાળો છો તેજ રીતે દુઃખથકી અમારી પણ રક્ષા કરવા યોગ્ય છો, હે શંખ ચક્ર ગદાધર, અગાધ સમુદ્રમાં નાવવગરના ડૂબેલા પાંડવોનો નાવરૂપ થઈ ઉદ્ધાર કરો. હે દેવ, હે ઇશ, હે સનાતન, હે સંહાર કરનાર, હે વિષ્ણો, હે જિષ્ણો, હે કૃષ્ણ, હે વૈકુંઠ, હે પુરૂષોત્તમ, હું તમને નમસ્કાર કરૂં છું. હે માધવ, નારદે તમને પુરાણ પુરૂષ, ઋષિમાં શ્રેષ્ઠ, વર આપનાર, શાર્ઙ્ગ ધનુષ્ ધરનાર એવા શ્રેષ્ઠ કહ્યા છે; માટે તે સત્ય કરો. એ રીતે સભામાં ધર્મરાજાએ જેને કહ્યું એવા કમળસરખાં નેત્રવાળા બોલવામાં ચતુર ભગવાન્ મેઘ સરખી વાણીએકરી આવી રીતે યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે, હે યુધિષ્ઠિર, દેવતાઓ સહિત સર્વ લોકમાં જેવો અર્જુન ધનુષ્ ધરનાર છે તેવો બીજો કોઇ નથી. તેમ વીર્યવાન્, અસ્ત્રસંપન્ન, પરાક્રમી, મહાબળવાન્, યુદ્ધમાં પ્રવીણ, સદા અમર્ષવાન્, તેજેકરી સર્વથી અધિક, યુવાવસ્થાવાળો, બેલસરખા ખભાથી શોભિતો મહાબાહુ શ્રેષ્ઠ સિંહસરખી ગતિવાળો અત્યંત શોભિતો અર્જુન, તમારા દ્વેષિઓને હણશે. અને કુંતિપુત્ર તે અગ્નિ જેમ કાષ્ટને બાળે તેમ દુર્યોધનના સૈન્યને બાળશે તેમ હું કરીશ. આજ અર્જુન પાપકર્મ કરનાર, ક્ષુદ્ર, અભિમન્યુને મારનાર સિંધુરાજાને બાણેકરી પાછો દેખાય નહિ એવે માર્ગે મોકલી દેશે. અને આજ ગૃધ, શ્યેન, ચંડ એવા શિયાલ તથા પુરૂષને ખાનાર બીજા રાક્ષસો તેના માંસને ખાશે. કદિ ઇન્દ્ર સહિત દેવતાઓ તેના રક્ષક થશે તોયપણ યુદ્ધમાં હણાયલો તે આજ યમ-

ની રાજધાનીને પ્રાપ્ત થશે. આજ અર્જુન, સિંધુરાજાને મારી તમારી પાસે આવશે; માટે હે રાજન્, ઐશ્વર્યને આગળ કરી શોક તથા જ્વરરહિત થાઓ.

॥ निहत्यसैंधवंजिष्णुरद्यत्वामुपयास्यति ॥
॥ विशोकोविज्वरोराजन्भवभूतिपुरस्कृतः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि श्रीकृष्णवाक्ये गुर्जरभाषायां त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥

---

संजयउवाच ॥ तथातुवदतांतेषांप्रादुरासीद्धनंजयः ॥
दिदृक्षुर्भरतश्रेष्ठंराजानंससुहृद्गणं ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, તે રીતે તેઓ વાતો કરે છે તેટલામાં સુહૃદ્ ગણસહિત ભરતકુળમાં શ્રેષ્ઠ રાજાને જોવાને ઇચ્છતા અર્જુન ત્યાં આવ્યા. સુંદર દોઢીમાં આવી યુધિષ્ઠિરને-અભિવંદન કરી આગળ ઉભેલા તે અર્જુનને પાંડવમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા, બે હાથથી મળી ‘ તેનું મસ્તક સુઘી શ્રેષ્ઠ;’ એવી આશિષ આપી આવી રીતે તેને વચન કહેવા લાગ્યા કે, હે અર્જુન, તારી શોભા ઘણી સારી લાગે છે તથા જનાર્દન એવા ભગવાન્ પ્રસન્ન છે, તેથી હું એમ જાણું છું કે જરૂર કરી સંગ્રામમાં તારો મહાજય થશે. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી તેને અર્જુને કહ્યું કે, કેશવ ભગવાનના પ્રસાદથી ઉત્તમ એવું મહા આશ્ચર્ય મેં જોયું. એમ કહી જેવી રીતે જોયું હતું તેવી રીતે મહાદેવ સાથે સમાગમાદિકનું તે વૃત્તાંત સંબંધિઓને આશ્વાસના કરવા સારૂ યથાર્થ કહી બતાવ્યું. તે સાંભળી વિસ્મય પામેલા સર્વ રાજાઓએ મસ્તકથી પૃથ્વીને સ્પર્શ કરી મહાદેવજીને નમસ્કાર કરી ‘ ઘણું સારૂં ઘણું સારૂં.’ એમ કહ્યું. ત્યાર પછી ધર્મરાજાએ આજ્ઞા કરેલા સર્વ સંબંધીઓ તૈયાર થઇ પ્રસન્નતાથી જલદી યુદ્ધ વાસ્તે નિકળ્યા. તેમજ સાત્યકિ, અચ્યુત ભગવાન્ તથા અર્જુન પણ યુધિષ્ઠિરને પ્રણામ કરી પ્રસન્ન થઇ તેના શિબિરથી બહાર નિકળ્યા. ત્યારપછી કોઇથી સહન થાય નહિ એવા શૂરવીર સાત્યકિ, યાદવ તથા જનાર્દન ભગવાન્ એક રથેકરી અર્જુનના નિવાસસ્થાન પ્રત્યે ગયા. ત્યાં જઇ હૃષીકેશ એવા ભગવાને સૂતની પેઠે રથિમાં શ્રેષ્ઠ અર્જુનનો, હનુમાન્નું છે ચિન્હ જેમાં એવો

રથ સંગ્રામમાં જવા તૈયાર કર્યો તપાવેલા સુવર્ણ સરખી છે પ્રભા જેની એવો મેઘ સરખા શબ્દવાળો તૈયાર કરેલો તે શ્રેષ્ઠ રથ, પ્રાતઃકાલનો સૂર્ય શોભે તેવો શોભતો હતો. તે પછી સજ્જ કરી છે સામગ્રી સમગ્ર જેણે એવા પુરૂષમાં સિંહરૂપ ભગવાને કર્યું છે આન્હિક જેણે એવા અર્જુનની સમીપે તે રથ નિવેદન કર્યો. તે ટાણે સુવર્ણનું કવચ તથા ધનુષ્બાણ ધારણ કરેલા, લોકમાં શ્રેષ્ઠ અને તપ, વિદ્યા તથા વયે કરી વૃદ્ધ, ક્રિયાવાન્, જિતેંદ્રિય પુરૂષોએ જયરૂપ આશિષસાથે સ્તુતિ કરેલા તેજસ્વી અર્જુને જૈત્ર એવા સાંગ્રામિકમંત્રેકરી અભિમંત્રણ કરેલા તે રથને પ્રદક્ષિણા કરી સૂર્ય જેમ ઉદયાચળ પ્રત્યે આરોહણ કરે, તેમ તે મહારથપ્રત્યે આરોહણ કર્યું. તે સમયે સુવર્ણના રથમાં બેઠેલા સુવર્ણના કવચાદિકથી વિંટાયેલા રથિમાં શ્રેષ્ઠ અર્જુન, મેરૂપર્વતવિષે રહેલો સૂર્ય શોભે તેવો શોભતો હતો. તે પછી શર્યાતિના યજ્ઞમાં આવેલા ઇન્દ્રદેવની પાછળ જેમ અશ્વિનીકુમાર આરોહણ કરે તેમ સાત્યકિ, યાદવ તથા જનાર્દન ભગવાને આરોહણ કર્યું. પછી ઘોડા હાંકવામાં ચતુર ગોવિંદ ભગવાને વૃત્રાસુરને મારવા જતા ઇન્દ્રના ઘોડાઓની રાશોને જેમ તેનો સારથિ માતલિ ગ્રહણ કરે તેમ અર્જુનના ઘોડાઓની રાશ ગ્રહણ કરી. એ રીતે સાત્યકિ તથા જનાર્દન ભગવાન્ સહિત અત્યંત શ્રેષ્ઠરથમાં બેઠેલો અર્જુન, બુધ તથા શુક્રસહિત આકાશમાં રહેલો અંધકાર ટાળનાર ચંદ્ર શોભે તેવો શોભતો હતો. વરૂણ તથા મિત્ર સહિત ઇંદ્ર જેમ તારકામય સંગ્રામમાં ગયો હતો, તેમ શત્રુ સમુદાયને હણનાર સૈંધવના વધને ઇચ્છતો સાત્યકિ તથા જનાર્દનસહિત અર્જુન સંગ્રામ પ્રત્યે ગયો. તે વખતે સંગ્રામ પ્રત્યે જતા શૂરવીર અર્જુનની માગધ લોકો વાદિત્રના શબ્દ તથા શુભ એવાં માંગલ્યસ્તવે કરી સ્તુતિ કરતા હતા. જયરૂપ આશિષ તથા પુણ્યાહયુક્ત વાદિત્રના શબ્દસાથે મળેલો સૂત તથા માગધનો શબ્દ, તેમને હર્ષ વધારનાર થતો હતો. અને તેની પાછળ પવિત્ર ગંધને વેહેનાર સુંદર વાયુ અર્જુનને હર્ષ કરતો તથા શત્રુઓને શોષણ કરતો વાવા લાગ્યો. તેજ ક્ષણે જયને આપનાર શુભ એવાં વિવિધ પ્રકારનાં ઘણાંક ચિન્હ પાંડવોને થવા લાગ્યાં; અને તમારાઓને તેથી વિપરીત થવા માંડ્યાં. તે સમયે જયને આપનાર તે નિમિત્તને જોઇ અર્જુને પોતાની ઇચ્છા પ્રમાણે વરતનાર મોટા ધનુષ્વાળા સાત્યકિને આવી રીતે વચન કહ્યું કે, હે શિનિપુંગવ, હે યુયુધાન, જેવાં આ ચિન્હ દેખાય છે

તે જોતાં તો આજ યુદ્ધમાં આપણો જરૂરકરી જયજ દેખાય છે. માટે જે ઠેકાણે યમલોક પ્રત્યે જવા ઇચ્છતો સિંધુરાજા મારૂં પરાક્રમ જોવાની વાટ જુવે છે ત્યાં હું જઇશ. પણ સિંધુરાજાનો વધ જેમ મારે પરમકૃત્ય છે તે-મજ ધર્મરાજાનું રક્ષણ પણ અત્યંત મોટું કૃત્ય છે. વાસ્તે હે મહાબાહો, આજ તું રાજાનું પરિપાલન કર. કારણ જેવી મારાથી રક્ષા બને તેવીજ તારાથી બની શકે તેમ છે. તેમ સાક્ષાત્ ઇન્દ્ર હોય તોયપણ શું યુદ્ધમાં વાસુદેવ સરખા તને પરાજય પમાડે એવા કોઇ પણ યોદ્ધાને લોકમાં હું જોતો નથી. હે નરર્ષભ, વાસ્તે મહારથિ તું અથવા પ્રદ્યુમ્ન એમાંથી એક યુધિષ્ઠિરની રક્ષાનો ભાર ગ્રહણ કરો તો હું નિશ્ચિંત થઇ સિંધુરાજાને હણ-વા સમર્થ થાઉં. હે સાત્વત, કોઈ રીતે બીજાની અપેક્ષા ન રહે તે રીતે સર્વાત્મપણાથી તારે રાજાની રક્ષા કરવી. તેમ જ્યાં મહાબાહુ વાસુદેવ રહ્યા છે અને જ્યાં હું છું ત્યાં કોઇ જાતની વિપત્તિ થાયજ નહિં, એમ જેને અર્જુને કહ્યું છે એવો પારકા શૂરવીરને હણનાર સાત્યકિ 'ઠીક તેમ કરીશ;' એમ કહી જ્યાં રાજા યુધિષ્ઠિર હતા ત્યાં તેમની રક્ષા વાસ્તે ગયો.

॥ एवमुक्तस्तुपार्थेनसात्यकिःपरवीरहा ॥
॥ तथेत्युक्त्वागमत्तत्रयत्रराजायुधिष्ठिरः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि अर्जुनवाक्ये गुर्जर-भाषायां चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥

॥ समाप्तं प्रतिज्ञापर्व ॥

---

## ॥ अथ जयद्रथवधपर्व ॥

धृतराष्ट्र उवाच ॥ श्वोभूतेकिमकार्षुस्तेदुःखशोकसमन्विताः ॥
॥ अभिमन्यौहतेतत्रकेवायुद्ध्यंतमामकाः ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે,—હે સંજય, અભિમન્યુ હણાયા પછી દુઃખ તથા શોકસંયુક્ત એવા પાંડવોએ બીજે દિવસે પ્રાતઃકાલ થયા પછી શું કર્યું ? અને મારી તરફના કોણ યુદ્ધ કરતા હતા; અર્જુનના કર્મને સારી રીતે જાણનાર કૌરવો તેનો અપરાધ કરી પછી નિર્ભય કેમ રહ્યા, તે તું મને કહે, પુત્રના શોકથી સંતપ્ત, મૃત્યુનીપેઠે ક્રોધાયમાન, પુરૂપમાં સિંહ-

૩૫ સંગ્રામવિષે આવતા અર્જુનને મારી તરફના કેમ જોઇ શક્યા ? હનુમાન્ છે ધ્વજાવિષે જેને, મોટા ધનુષ્યને હલાવતા, પુત્રના વધથી દુઃખિત એવા અર્જુનને જોઇ મારી તરફનાઓએ શું કર્યું. હે સંજય, આજ સંગ્રામમાં દુર્યોધનને મોટા ક્લેશ છે, એમ સાંભળ્યું છે તેથી મને આનંદ થતો નથી વાસ્તે દુર્યોધનનું શું વૃત્તાંત છે તે પણ મને કહે. મનને ગ્રહણ કરવા લાયક શ્રવણેંદ્રિયને સુખ દેનાર એવા સિંધુરાજાના શિબિર પ્રત્યે જે શબ્દ થતા હતાં તે બધા આજ સંભળાતા નથી. તેમ મારા પુત્રના શિબિર પ્રત્યે આજ સ્તુતિ કરનાર સૂત તથા માગધસમુદાય તથા નૃત્ય કરનારના શબ્દ પણ સંભળાતા નથી. અને જે શબ્દે કરી નિરંતર મારા કાન શબ્દાયમાન થતા હતા તે ધૈર્યવાન સોમદત્તના શિબિર પ્રત્યે થતા દીન જનોના શબ્દને પણ આજ હું સાંભળતો નથી. હે તાત, પૂર્વે જ્યાં ઉત્તમ એવા શબ્દ સાંભળતો હતો તે મારા પુત્રના શિબિરને આજ પુણ્યહીન હું આર્તસ્વરે કરી શબ્દાયમાન તથા ઉત્સાહ રહિત લક્ષ કરૂ છું. તેમજ વિવિંશતિ, દુર્મુખ, ચિત્રસેન, વિકર્ણ, તથા બીજા મારા પુત્રોનો પણ પૂર્વના જેવો આજ ઉત્તમ શબ્દ સંભળાતો નથી; અને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ જાતિના શિષ્ય જેની સેવા કરે છે, તેમ વિતંડા એટલે પોતાનો પક્ષ જૂઠ્ઠો હોય તોયપણ તેનું સ્થાપન કરવું, પરસ્પર ભાષણ, જલદી વાદિત્રનું વાદન, તથા વિવિધ પ્રકારનાં ઇષ્ટ એવાં ગાનેકરી દિવસ રાત્રિ જે ક્રીડા કરે છે; અને ઘણાક એવા કૌરવ પાંડવ તથા સાત્વતોએ સેવન કરેલા મારા પુત્રના આશ્રયભૂત મોટા ધનુષ્યવાળા તે દ્રોણપુત્રના ઘરવિષે પણ પૂર્વના જેવો આજ ઉત્તમ શબ્દ સંભળાતો નથી. તેમ તેની પાસે ગાન કરનાર તથા નૃત્ય કરનારનો પણ શબ્દ સંભળાતો નથી. તેમજ વિંદ અનુવિંદ તથા કેકયના શિબિર પ્રત્યે પણ સાયંકાળે જે મોટો શબ્દ સંભળાતો હતો તે આજ સંભળાતો નથી. હે તાત, નિરંતર પ્રમુદિત એવા નૃત્ય કરતા ગણોનો તાલ તથા ગીતનો મોટો શબ્દ સંભળાતો હતો તે આજ સંભળાતો નથી. સાત વંશનો વિસ્તાર કરનાર, યજન કરાવનાર શાસ્ત્રના નિધિરૂપ બ્રાહ્મણો, સોમદત્ત પુત્રની પ્રશંસા કરતા હતા, તેમનો પણ આજ શબ્દ સંભળાતો નથી. ને જે દ્રોણના ઘરમાં નિરંતર પ્રત્યંચાનો શબ્દ, વેદઘોષ અને તોમર, ખડ્ગ તથા રથનો શબ્દ થતો હતો તેને પણ આજ હું સાંભળતો નથી. તેમ નાનાપ્રકારના દેશના સંગિત તથા વાદિત્રોનો જે

મોટો શબ્દ સંભળાતો હતો તે પણ આજ સંભળાતો નથી. એ બધું તારા કેહેવાથી તેમજ છે, એમ હું જાણુંછું. હે સૂત, જ્યારે શાંતિને ઇચ્છતા અચ્યુત એવા જનાર્દન સર્વ ભૂતને દયા કરવા વાસ્તે ઉપલવ્યથી પધાર્યા હતા તેજ વખતે મંદ એવા દુર્યોધનને મેં કહ્યું હતું કે હે પુત્ર, વાસુદેવે કહેલા ઉપાયે કરી પાંડવ સાથે શાંતિકર; કેમકે આ ટાણે વાસુદેવનું કહ્યું કરવું એ યોગ્ય છે એમ હું માનુંછું. માટે હે દુર્યોધન, તે તું અતિક્રમણ કર માં. અને કદિ હિત વાસ્તે શાંતિની યાચના કરતા કેશવ ભગવાનને અનાદર કરી તેમ તું કરીશ નહીં તોયપણ સંગ્રામમાં તારો જય નહિ થાય, એમ મેં કહ્યું તોયપણ અનુકૂળ એવાં વાક્ય ભાષણ કરતા સર્વ ધનુષ્ ધરનારમાં શ્રેષ્ઠ એવા દાશાર્હ ભગવાનનાં વાક્ય તેના માનવામાં આવ્યાં નહિ. એ રીતે કાળે આકર્ષણ કરેલો દુર્મતીવાળો તે, મારાં વચનનો અનાદર કરી દુઃશાસન તથા કર્ણના મતને અનુસર્યો. તેમ હે સંજય, દ્યૂત વખતે પણ મેં કહ્યું કે હું દ્યૂતને નથી ઇચ્છતો, વિદુર પણ તેને નિંદે છે. તેમજ સૈંધવ, ભીષ્મ, શલ્ય, ભૂરિશ્રવા, પુરૂમિત્ર, જય, અશ્વત્થામા, કૃપ, તથા દ્રોણ પણ દ્યૂતને ઇચ્છતા નહતા. માટે હે સંજય, તે ટાણે એટલાના મતને અનુસરી અને દુષ્ટ બુદ્ધિવાળા પુત્રે જો દ્યૂત ક્રીડા ન કરી હોત તો જ્ઞાતિ, મિત્ર તથા સુહ્રતસહિત ઘણા કાળ સૂધી પોતે સુખે કરી જીવતે; અને હવે તો સરળ મધુર સંભાષણ કરનાર જ્ઞાતિ તથા બંધુનું પ્રિય બોલનાર, કુલીન, સંમત તથા પ્રાજ્ઞ એવા પાંડવ સુખને પ્રાપ્ત થશે. કારણ નિરંતર ધર્મની અપેક્ષા રાખનાર પુરૂષ, આ લોક તથા પરલોકમાં સર્વ ઠેકાણે કલ્યાણને પ્રાપ્ત થાય છે. તેમ તે પાંડવ પૃથ્વી લેવામાં સમર્થ છે અને તેને ભોગવવા પણ તે યોગ્ય છે; કારણ સમુદ્ર પર્યંત પૃથ્વી તેમના બાપદાદાનીજ છે. તેમ પાંડવો કેહેવા પ્રમાણે ધર્મમાર્ગમાં પ્રવર્ત્તમાન થશે. અને શલ્ય, સોમદત્ત, મહાત્મા ભીષ્મ, દ્રોણ, વિકર્ણ, બાલ્હીક, કૃપ, એટલા મારા સંબંધી એ અને બીજા પણ જે વૃદ્ધ એવા મહાત્મા ભરતો છે તે તારે વાસ્તે તેમના કહેવા પ્રમાણે વરતશેજ. એમાં સંશય નહિ. કારણ તેઓમાંથી તેમને અન્યથા કહે એવો તું કેને માને છે? કોઇ પણ તેવો નથી પ્રથમ તો શ્રીકૃષ્ણ ક્યારેય પણ ધર્મનો ત્યાગ કરે નહિ. અને તે સર્વ બીજા પણ તેમનેજ અનુસરનાર છે. તેમ ધર્માત્મા એવા શૂરવીર પાંડવો તો ધર્મ સહિત મારા વચનને પણ અન્યથા કરે નહિ. હે સૂત, એ રીતે કહી પુત્રને મેં

ઘણી રીતે સમજાવ્યો તોયપણ મૂઢ એવા તેણે મારાં વચન સાંભળ્યાં નહિ, તેથી કાળજ વિપરીત છે એમ હું માનું છું. જે ઠેકાણે ભીમસેન, અર્જુન, વૃષ્ણિવીર સાત્યકી, ઉત્તમૌજા, પાંચાલ્ય, દુર્જય એવો યુધામન્યુ, દુર્ધર્ષ એવો ધૃષ્ટદ્યુમ્ન, પરાજય પામેલો નહિ એવો શિખંડિ, અશ્મક, કેકય, ક્ષત્રધર્મા, સૌમકિ, ચૈદ્ય, ચેકિતાન, કાશિરાજાનો પુત્ર અભિભૂ, દ્રૌપદિના પાંચ પુત્ર વિરાટ, મહારથિ દ્રુપદ, પુરૂષમાં સિંહરૂપ નકુળ સહદેવ, એટલા યોદ્ધાઓ અને મધુસુદન એવા ભગવાન્ તો જ્યાં મંત્રિ છે, દિવ્યઅસ્ત્ર જાણનાર એટલાઓ સાથે ક્યારેય પણ આ લોકમાં દુર્યોધન, કર્ણ, શકુનિ, તથા દુઃશાસન વિના જીવવાને ઇચ્છતો બીજો કોણ પુરૂષ યુદ્ધ કરે? અથવા તેમને સહન પણ કરે ? આ ચારજ કરે; પાંચમાને હું જોતો નથી. જ્યાં હાથમાં ચાબુક લેઇ વિશ્વક્સેન ભગવાન્ તો સારથિપણું કરે છે અને કવચ પેહેરેલા અર્જુન યોદ્ધા છે તેમનો પરાજય હોયજ નહિ. તેમ પુરૂષમાં સિંહરૂપ ભીષ્મ તથા દ્રોણ બેઉ હણાયા એ રીતે તું કહે છે, માટે તેમ થવાથી વિદુરનાં કહેલાં વાક્ય યાદ કરી મારા પુત્ર શોચ કરતા હશે એમ હું માનું છું. તેમજ અર્જુન તથા સાત્યકિએ પરાભવ પમાડેલી સેનાને જોઇ તથા રથ ઉપર બેસવાનાં સ્થાનકોને શુન્ય જોઇને મારા પુત્ર શોચ કરતા હશે, એમ હું માનુંછું અને હવે તો વસંતઋતુમાં વાયુએ વૃદ્ધિ પમાડેલો મોટો અગ્નિ જેમ સુકા ઘાસના સમુદાયને બાળે તેમ અર્જુન મારી સેનાને બાળશે. હે સંજય, તું કુશળ છે, વાસ્તે તે બધુ મને કહે. હે તાત અભિમન્યુ હણાયા પછી કર્યો છે અર્જુનનો અપરાધ જેમણે એવા તમો સાયંકાળે તંબુ પ્રત્યે આવ્યા તે વખતે તમારૂં મન કેવું થતું હતું? તે મને કહે, હે તાત, યુદ્ધમાં અપરાધ કરેલા મારા પુત્ર, ગાંડીવ ધનુષ્ ધરનાર અર્જુનના કર્મને કેમ સહન કરી શકશે? અને આ ટાણે તેઓમાંથી દુર્યોધન શું કૃત્ય કહે છે? કર્ણ શું કહે છે? દુઃશાસન શું કહે છે અને શકુનિ શું કહે છે? તે પણ મને કહે. હે સંજય, મંદબુદ્ધિવાળા દુર્યોધનના અત્યંત અન્યાયથી એકઠા મળેલા મારા સર્વ પુત્રોનું જે વૃત્તાંત હોય તે મને કહે હે સંજય, લોભ કરનાર દુર્બુદ્ધિવાળા ક્રોધાવિષ્ટ છે ચિત્ત જેનું, રાજ્યકામુક મૂઢ, માત્સર્યથી હણાયું છે ચિત્ત જેનું એવા મારા પુત્રનું સારૂં વા નરતુ જે બન્યું હોય તે મને કહે.

॥ राज्यकामस्यमूढस्यरागोपहतचेतसः ॥

॥ दुर्नीतंवासुनीतंवातन्ममाचक्ष्वसंजय ॥
इति श्रीमहाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां पंचाशीतितमोऽध्यायः ॥ ८५ ॥

संजयउवाच ॥ हंततेसंमवक्ष्यामिसर्वंप्रत्यक्षदर्शिवान् ॥
॥ शुश्रूषस्वस्थिरोभूत्वातवह्यपनयोमहान् ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, પ્રત્યક્ષ જોનાર હું તમારૂ પૂછેલું સર્વ કહું તથા તમારો જે મોટો અન્યાય કહું તે પણ સ્થિર થઈ સાંભળો. હે રાજન્, હે ભરતર્ષભ, પાણિ ગયા પછી જેમ પાળ બાંધવી તેમ હવે આ તમારો વિલાપ નિષ્ફળ છે, વાસ્તે શોચ કરો નહિ. હે ભરતશ્રેષ્ઠ, કાલનો અદ્‌ભુત એવો આ વિધિ હવે અતિક્રમણ થઇ શકે તેમ નથી. વા પૂર્વનું આ રીતનુંજ આપણું દૈવ, એમ જાણી શોચ કરો માં. જોને પૂર્વે તમે કુંતિપુત્ર યુધિષ્ઠિરને તથા તમારા પુત્રોને દ્યૂતથી નિવૃત્ત કરત તો તમને આ વ્યસન પ્રાપ્ત થાત નહિ. તેમજ પછી જ્યારે યુદ્ધ વખત પ્રાપ્ત થયો તે ટાણે પણ યુદ્ધમાં પ્રવર્ત્તમાન થયેલાઓને તમે જોઇને નિવૃત્ત કર્યા હોત તોપણ તમોને દુઃખ પ્રાપ્ત થાત નહિ. તેમ દુર્યોધન જે વખતે તમારૂ માનતો નહોતો તે સમયે તમે કૌરવોને કહ્યું હોત જે દુર્યોધનને બાંધી મૂકો તોય પણ તમને દુઃખ પ્રાપ્ત ન થાત. તેમ તમારી બુદ્ધિના વિચારને પાંડવ, પાંચાલ, સર્વ વૃષ્ણિઓ તથા બીજા રાજાઓ પણ ન જાણત, અને તમે પિતાની પેઠે પુત્રને સન્માર્ગે પ્રવર્ત્તમાન કરી ધર્મથી વરત્યા હોત તો તમોને દુઃખ પ્રાપ્ત થાત નહીં; પણ લોકમાં અતિશય પ્રાજ્ઞ એવા તમો સનાતનધર્મનો ત્યાગ કરી દુર્યોધન, કર્ણ તથા શકુનિના મતને અનુસર્યા. હે રાજન્, તેમ સ્વાર્થમાં નિર્વિષ્ટ એવા તમારૂ તે બધું બોલવું નિચે વિષ અને ઉપર મધ હોય તેવું કપટ ભરેલું મેં સાંભળ્યું હતું. તેમ પૂર્વે અચ્યુત એવા શ્રીકૃષ્ણ પણ પાંડુપુત્ર યુધિષ્ઠિરને આ રાજા છે એમ ન માનતા હતા, તેમજ જેવી રીતે તમને માનતા હતા. તેવી રીતે ભીષ્મ તથા દ્રોણને પણ ન માનતા હતા. પછી જ્યારથી શ્રીકૃષ્ણે રાજધર્મથી ભ્રષ્ટ થયેલા તમને જાણ્યા ત્યારથી તે તમને ઘણું કરી નથી માનતા હે રાજ્યની કામના કરનાર, કહ્યાં છે કઠોર

વચનો જેમને એવા પાંડવોની તમે ઉપેક્ષા કરો છો તેનું આ ફળ તમને તથા તમારા પુત્રને પ્રાપ્ત થયું. તેમ હે અનઘ, એમના બાપ દાદાનું રાજ્ય હતું અને તે પાંડવોએ પણ સમગ્ર પૃથ્વી જીતી હતી, તે તમે લેઇ બેઠા છો. જે રીતે પાંડુરાજાએ રાજ્ય મેળવ્યું હતું અને કૌરવોનું યશ સંપાદન કર્યું હતું તેથી પણ ધર્માચરણ કરનાર પાંડવોએ ફરીથી અધિક મેળવ્યું હતું એવાં તેમનાં કર્મ સર્વ તમે નિષ્ફળ કર્યાં. કારણ રાજ્યરૂપ માંસને ઇચ્છતા તમે તેમના પિતાના રાજ્યથી તેમને ભ્રષ્ટ કર્યા. અને હવે હે નૃપ, યુદ્ધવખતે ફોગટ પુત્રોને નિંદો છો, તથા તેમના ઘણાક દોષ નિરૂપણ કરો-છો પણ પોતાની ભૂલ વિચારી આ ટાણે તેમને ન કહેવું જોઇએ. અને આ સમયે પાંડવની સેનામાં જઈ યુદ્ધ કરનાર શ્રેષ્ઠ ક્ષત્રિયો તથા રાજાઓ સંગ્રામમાં જીવિતનો બચાવ નહિ કરે. તેમ જે સેનાની શ્રીકૃષ્ણ, અર્જુન, સાત્યકિ તથા ભીમસેન રક્ષા કરે છે તે સેનાસાથે કૌરવવિના બીજા કોણ યુદ્ધ કરે? તેમજ જેમની તરફ યુદ્ધ કરનાર ગુડાકેશ અર્જુન, મંત્રી જનાર્દન અને સાત્યકિ તથા ભીમસેનસરખા યોદ્ધાઓ, તેમની સાથે યુદ્ધ કરવામાં કૌરવતથા તેમની પાછળ ચાલનારાઓવિના મરણધર્મવાન્ તો બીજોકોણ સમર્થ થાય? તોયપણ અવસર જાણનાર, ક્ષત્રધર્મમાં તત્પર, શૂરવીર રાજાઓવડે જેટલું કરી શકાય તેટલું પરાક્રમ કૌરવો કરે છે. હવે પુરૂષમાં સિંહરૂપ એવા પાંડવો સાથે કૌરવોનું પરમ સંકટરૂપ યુદ્ધ જે રીતે થયું તે બધું હું યથાર્થ કહું તે તમો સાંભળો.

॥ યथातुपुरुषव्याघ्रैर्युद्धंपरमसंकटं ॥
॥ कुरूणांपांडवैःसार्द्धंतत्सर्वंशृणुतत्वतः ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

---

संजयउवाच ॥ तस्यांनिशायांव्युष्टायांद्रोणःशस्त्रभृतांवरः ॥
॥ स्वान्यनीकानिसर्वाणिप्राक्रामद्व्यूहितुंततः ॥

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર, તે રાત્રિ ગયા પછી શસ્ત્રધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્યે પોતાના સર્વ સૈન્યની વ્યુહરચના કરવાનો આરંભ

કર્યો. હે રાજન્, પરસ્પર વધને ઇચ્છતા ક્રોધાયમાન થયેલા ગર્જના કરતા શૂરવીરોની વિચિત્ર પ્રકારની વાણીઓ સંભળાતી હતી. શ્વાસોશ્વાસ કરતા કેટલાક ધનુષ્ તથા કેટલાક પ્રત્યંચા ખેંચી આ ટાણે તે અર્જુન ક્યાં છે એ રીતે આક્રોશ કરતા હતા. બીજા કેટલાક કોશમાંથી બહાર કાઢેલી રૂડા મ્યાનવાળી, પાયેલ, આકાશ સરખી તલવાર કાઢી ઉભા હતા. સંગ્રામમાં છે મન જેમનું એવા હજારો શૂરવીર શીક્ષાને અનુસારે ખડ્ગ તથા ધનુષ્યના માર્ગપ્રત્યે વિચરતા દેખાતા હતા. શરીરમાં ચંદન ચોપડેલા સ્વર્ણ તથા મણિના આભરણથી શોભિતા ઘંટાસહિત કેટલાક યોદ્ધાઓ ગદાઓ ઉગામી પાંડુપુત્ર અર્જુન ક્યાં છે? એમ પૂછતા હતા. બળ તથા મદેકરી ઉન્મત્ત બાહુબળવાળા કેટલાક યોદ્ધાઓ ઉંચા કરેલા ઇન્દ્રધ્વજ સરખા ભાલાથી કરી આકાશને પૂરી દેતા હતા. વિચીત્ર પ્રકારની માળાથી શણગારેલા સંગ્રામમાં છે ચિત્ત જેમનું એવા બીજા કેટલાક શૂરવીર, નાનાપ્રકારના આયુધ ગ્રહણ કરી તે તે સ્થાનકે ઉભા રહ્યા હતા. કેટલાક યોદ્ધાઓ અર્જુન ક્યાં છે ? અને ગોવિંદ ક્યાં છે ? માની એવા ભીમસેન ક્યાં છે ? અને તેમના બીજા સંબંધિઓ ક્યાં છે ? એ રીતે પોકારતા સંગ્રામમાં તે તે ઠેકાણે વિચરતા હતા. તેટલામાં વેગવાન્ દ્રોણાચાર્ય શંખ વગાડી ઘોડાઓને ઉતાવળા કરી તે તે ઠેકાણે તે સર્વને ઉભા રાખતા હતા. સંગ્રામ જોઈ આનંદ પામનાર તે સર્વ સૈન્ય ઉભુ રહ્યા પછી હે મહારાજ, દ્રોણાચાર્યે જયદ્રથને કહ્યું કે–હે સિંધુરાજ, તું, સૌમદત્તિ, મહારથિ કર્ણ, અશ્વત્થામા, શલ્ય, વૃષસેન તથા કૃપાચાર્ય એક લાખ અશ્વ, સાઠ હજાર રથ, મદઝરતા ચઉદ હજાર હસ્તિ અને કવચ પહેરેલા એકવીશ હજાર પાયદળને લઇ છ કોશ દૂર જઇ અવસ્થાન કરો તેમ કરવાથી ત્યાં ઉભેલા તમને ઇન્દ્રસહિત દેવતાઓ પણ સહન કરવા સમર્થ થાય નહિ, ત્યારે સર્વ પાંડવો તો ક્યાંથીજ થાય? માટે હે સૈંધવ, તું સ્વસ્થ થા. એવાં દ્રોણાચાર્યનાં વચન સાંભળી સિંધુરાજ જયદ્રથ, કવચ પહેરેલા આયુધસહિત ઘોડેસ્વાર એવા ગાંધાર તથા તે યોદ્ધાઓસહિત તે સ્થાનકે ગયો. હે રાજેન્દ્ર, ચમરી છે શિરોભૂષણ જેમને, સુવર્ણથી શોભિતા, સારી રીતે વેહેનાર, એવા જયદ્રથના સર્વ અશ્વ સાત હજાર હતા; અને બે હજાર તો બીજા સિંધુદેશના અશ્વ હતા, અને ચતુર માવત જેમની ઉપર બેઠેલા છે એવા મદોન્મત્ત ભયંકરરૂપવાળા કવચ પેહેરેલા ભયંકર છે કર્મ જેમનું એવા પંદરસો હસ્તિ લેઇ તમારો પુત્ર દુર્મ-

પણ સર્વ સૈન્યના અગ્રભાગમાં યુદ્ધ વાસ્તે ઉભો રહ્યો. ત્યારપછી દુઃશાસન તથા વિકર્ણ નામના તમારા બે પુત્ર સિંધુરાજાની અર્થસિદ્ધિવાસ્તે સેનાના અગ્રભાગમાં ઉભા રહ્યા હતા; અને ત્યાં દ્રોણાચાર્ય ચક્રવ્યૂહ છે ગર્ભમાં જેને એવો શકટવ્યૂહ, નાના પ્રકારના શૂરવીર, રાજાઓ, રથ, અશ્વ, ગજ તથા પાયદળના ઓઘ તેતે સ્થાનકે ઉભા રાખી રચેલો હતો. એની દીર્ઘતા ચોવીશ કોશમાં હતી અને પશ્ચાર્દ્ધનો વિસ્તાર દશ કોશમાં હતો. તે વ્યૂહના પશ્ચાર્દ્ધમાં કોઇથી ભેદી શકાય નહિ એવો પદ્મવ્યૂહ રચેલો હતો અને તે પદ્મવ્યૂહના ગર્ભમાં ગુઢ એવો સૂચિવ્યૂહ કરયો હતો. એ રીતે એ મોટો વ્યૂહ રચી દ્રોણાચાર્ય ઉભા હતા. અને મોટા ધનુષ્યવાળો કૃતવર્મા તે સૂચિમુખ નામના વ્યૂહમાં ઉભો હતો. હે મારિષ, તે પછી ક્રમેકરી કાંબોજ, જલસંધ, દુર્યોધન તથા કર્ણ એ ઉભેલા હતા. ત્યાર પછી પાછા ન ફરનાર એવા એક લક્ષ યોદ્ધાઓ શકટવ્યૂહના અગ્રભાગમાં તેની રક્ષાવાસ્તે ઉભા હતા. તેમની પાછળ સૂચિવ્યૂહની પાસે મોટા સૈન્યથી વિંટાયલો જયદ્રથરાજા ઉભો હતો. હે રાજેન્દ્ર, તે શકટવ્યૂહના મુખવિષે પોતે દ્રોણાચાર્ય ઉભા, એની પાછળ ભોજ ઉભો, એ રીતે એ વ્યૂહની પોતે રક્ષા કરતા હતા. શ્વેત છે કવચ, વસ્ત્ર તથા સંગ્રામમાં પેહેરવાની ટોપી જેમની એવા મોટી છાતી તથા હાથવાળા દ્રોણાચાર્ય, ધનુષ્ ખેંચી ક્રોધાયમાન થયેલા કાળની પેઠે ઉભા હતા. તે વખતે પતાકાથી શોભિતા લાલ ઘોડાવાળા અને વેદી તથા કાળિયાર મૃગનું ચર્મ છે ધ્વજાવિષે જેને એવા દ્રોણના રથને જોઇ કૌરવો અત્યંત પ્રસન્ન થતા હતા. અને ક્ષોભ પામેલા સમુદ્ર સરખા દ્રોણે રચેલા તે વ્યૂહને જોઇ સિદ્ધ તથા ચારણના સમુદાયને અત્યંત વિસ્મય થતો હતો. અને સર્વ પ્રાણીઓ પણ દ્રોણે રચેલા એ વ્યૂહને; પર્વત, સમુદ્ર તથા વનસહિત નાના દેશોકરી આકુલ સમગ્ર પૃથ્વીને ગળે એવો છે, એમ માનતા હતા. ઘણાક છે રથ, મનુષ્ય, અશ્વ, પાયદળ તથા હસ્તિઓ જેમાં, શત્રુઓને ભય આપનાર છે શબ્દ જેનો, આશ્ચર્યરૂપ, શત્રુઓના હૃદયને ભેદનાર એવા દ્રોણે રચેલા મોટા શકટવ્યૂહને જોઇ દુર્યોધનરાજા આનંદને પ્રાપ્ત થયો હતો.

॥ बहुरथमनुजाश्वपत्तिनागंप्रतिभयनिःस्वनमद्भुतानुरूपं ॥
॥ अहितहृदयभेदनंमहद्वैशकटमवेक्ष्यकृतंननंदराजा ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि कौरवव्यूहनिर्माणे गुर्जरभाषायां सप्ताशीतितमोऽध्यायः ॥ ८७ ॥

---

संजयउवाच ॥ ततोव्यूढेष्वनीकेषुसमुत्क्रुष्टेषुमारिष ॥
॥ ताड्यमानासुभेरीषुमृदंगेषुनदत्सुच ॥

સંજય કહે છે—હે મારિષ, પછી વ્યૂહ રચનાથી ઉભેલાં સૈન્ય મોટેથી પોકાર કરવા લાગ્યાં; અને ભેરી તથા મૃદંગના શબ્દ શરૂ થયા. તેમજ સૈન્ય તથા વાદિત્રોનો શબ્દ થવા માંડયો અને રૂવાટાં ઉભાં થાય એવા શંખના શબ્દ પ્રવર્ત્તમાન થયા. અને યુદ્ધ કરવા ઇચ્છતા ભરતો પ્રહાર કરવા લાગ્યા. એવું રૌદ્ર મુહૂર્ત્ત પ્રાપ્ત થયું તે વખતે સંગ્રામમાં અર્જુન દેખાયા. હે ભારત, તે વખતે અર્જુનની આગળ હજારો કાગ તથા બગલા ક્રીડા કરતા હતા. ભયંકરશબ્દસહિત પ્રજ્વલિત હજારો ઉંબાડીયાં પડતાં હતાં. અને ઘોર એવું ભય પ્રાપ્ત થયું; તેથી સમગ્ર પૃથ્વી પણ ચલાયમાન થતી હતી; અને કુંતિ પુત્ર અર્જુન સંગ્રામમાં આવ્યા તે વખતે કાંકરાનો છે વરસાદ જેમાંથી એવા શબ્દસહિત રૂક્ષવાયુ ચોતરફથી વાતા હતા. તે ટાણે પ્રાજ્ઞ એવા નકુળ પુત્ર શતાનિક અને પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન એ બેઉ પાંડવના સૈન્યની વ્યૂહ રચના કરતા હતા. તે વખતે તમારો પુત્ર દુર્મર્ષણ, હજાર રથ, સો હસ્તિ, ત્રણ હજાર અશ્વ અને દશ હજાર પાયદળસહિત સાર્દ્ધ સહસ્ત્ર ધનુષ્ પરિમિત ભૂભાગવિષે સર્વ સૈન્યની આગળ આવી રીતે કહેવા લાગ્યો કે, આજ યુદ્ધમાં દુર્મદ તપતા ગાંડીવધનુષ્ ધરનાર અર્જુનને, કિનારો જેમ સમુદ્રને વારે તેમ હું વારીશ. આજ સંગ્રામમાં કોઇથી સહન થાય નહિ એવા ક્રોધ અર્જુનને પાષાણવિષે જેમ પાષાણ ભટકાય તેમ મારી સાથે યુદ્ધ કરતાં તમે જુઓ. આજ યુદ્ધને ઇચ્છતા રથિ એવા તમે જોયા કરો. તમારે યુદ્ધ કરવું નહિ. કારણ યશ તથા માન વધારતો હું એકઠા મળેલા તે સર્વ સાથે એકલો યુદ્ધ કરીશ. હે મહારાજ, એ રીતે ભાષણ કરતો મોટા ધનુષ્વાળા યોદ્ધાયોથી વિંટાયલો મોટા ધનુષ્વાળો મહાત્મા મહામતિ તે, ઉભો રહ્યો. તેટલામાં કાળની પેઠે ક્રોધાયમાન થયેલા વજ્રસહિત જાણે ઇન્દ્ર હોય તેવા દંડ પાણિસરખા અસહ્ય, મહાદેવની પેઠે અક્ષોભ્ય, પાશવાન્ વરૂણસરખા, પ્રલય સમયના

પ્રજ્વલિત અગ્નિની પેઠે પ્રજાને બાળતા ક્રોધ, અમર્ષ તથા બળેકરી વૃદ્ધિ પામેલા નિવાત કવચને મારનાર, સત્યવિષે રહેલા મોટા વ્રતનો પાર પામનાર, કવચ પહેરેલા ખડ્ગવાન્, સુવર્ણનો મુગુટ પહેરેલા શ્વેત માલતીની માળા તથા વસ્ત્ર ધારણ કરેલા, રૂડા બાજુબંધ તથા સુંદર કુંડલથી શોભિતા, નારાયણને અનુસરનાર, શ્રેષ્ઠ રથમાં બેશી ગાંડીવ ધનુષને હલાવતા નર એવા અર્જુન, સંગ્રામમાં ઉદય પામેલો જેવો સૂર્ય શોભે તેવા શોભતા હતા. હે રાજન્, જ્યાંથી બાણ નંખાય એટલે છેટે, મોટા સૈન્યની આગળ રથને સ્થાપન કરી પ્રતાપવાન્ અર્જુને શંખ વગાડ્યો, હે મારિષ, અસંભ્રાંત એવા કૃષ્ણે પણ બળેકરી અર્જુન સાથે પાંચજન્ય નામનો પોતાનો શ્રેષ્ઠ શંખ વગાડ્યો. હે વિશાંપતે! તે બેઉ શંખના શબ્દેકરી તમારા સૈન્યમાં થયાં છે રૂવાટાં ઉભાં જેમનાં એવા અને કંપયુક્ત બેભાન સરખા યોદ્ધાઓ થઇ ગયા. હે રાજન્, વજ્રના શબ્દથી સર્વ પ્રાણિયો જેમ ત્રાસ પામે તેમ શંખના શબ્દેકરી તમારા સૈનિકો ત્રાસ પામ્યા. અને વાહનો પણ મળ તથા મુત્ર કરવા લાગ્યાં. એ રીતે વાહનસહિત તમારૂં સર્વ સૈન્ય ઉદ્વિગ્ન થયું. હે રાજન્, હે મારિષ, તે શંખના શબ્દેકરી કેટલાક પુરૂષો ખેદયુક્ત મનવાળા થયા, કેટલાક બેભાન થયા અને કેટલાક ત્રાસ પામવા લાગ્યા. તેટાણે અર્જુનની ધજામાં રહેલો હનુમાન્ પોતાની સંઘાતે રહેલા ભૂતો સહિત મોઢું ફાડી મોટો શબ્દ કરી તમારા સૈનિકોને ભય પમાડતો હતો. તેટલામાં તમારા સૈન્યમાં પણ શંખ, ભેરી, મૃદંગ તથા આનક નામના યુદ્ધવાદ્ય વાગવા લાગ્યા. એ રીતે થતા નાના વાદિત્રના શબ્દ, યોદ્ધાઓના શબ્દ, શસ્ત્રના ખણખણાટ, સિંહનાદ, તથા મનુષ્યના પોકાર સાથે ચાલન કરેલા મોટા રથેકરી ભીરૂને ભય વધારનાર તે મોટો શબ્દ થયો. તેટાણે અત્યંત પ્રસન્ન થયેલા અર્જુને આવી રીતે દાશાર્હ ભગવાન્ પ્રત્યે કહ્યું કેઃ—

॥ तस्मिंस्तुतुमुलेशब्देभीरूणांभयवर्धने ॥
॥ अतीवहृष्टोदाशार्हमब्रवीत्पाकशासनिः ॥

**इति श्रीमहाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि अर्जुनरणप्रवेशे गुर्जरभाषायां अष्टाशीतितमोऽध्यायः ॥ ८८ ॥**

अर्जुनउवाच ॥ चोदयाश्वान्हृषीकेशयत्रदुर्मर्षणःस्थितः ॥
॥ एतद्भित्त्वागजानीकंप्रवेक्ष्याम्यरिवाहिनीं ॥

અર્જુન કહે છે,—હે ઋષીકેશ, જ્યાં દુર્મર્ષણ ઉભો છે ત્યાં ઘોડાઓને હાંકો; એટલે તે ગજસૈન્યને ભેદી શત્રુની સેના પ્રત્યે પ્રવેશ કરૂં. સંજય કહે છે—હે ધૃત્તરાષ્ટ્ર, એ રીતે અર્જુને જેમને કહ્યું એવા મહાબાહુ કેશવ ભગવાને જે સ્થાનકે દુર્મર્ષણ ઉભો હતો તે સ્થાનકે અશ્વને ચલાવ્યા. તે વખતે એક એવા અર્જુનને ઘણાક સાથે રથ, હસ્તિ તથા મનુષ્યનો છે ક્ષય જેમાં એવો અત્યંત દારૂણ સંપ્રહાર પ્રવર્તમાન થયો. જેમાં અર્જુને વૃષ્ટિમાન્ મેઘની પેઠે બાણના વરસાદે કરી પર્વતોને મેઘ આચ્છાદન કરે તેમ શત્રઓને ઢાંકી દીધા. તેમજ તે સર્વ રથિઓએ પણ ઉતાવળથી હસ્તલાઘવીએકરી બાણસમુદાયથી શ્રીકૃષ્ણ તથા અર્જુનને ઢાંકી દીધા. એ રીતે યુદ્ધમાં શત્રુઓએ વારવા માંડેલા તેથી ક્રોધાયમાન થયેલા મહાબાહુ અર્જુને બાણેકરી તે રથિઓનાં મસ્તક કાયા ઉપરથી નિચે પાડવા માંડ્યા. ઉદ્‌ભ્રાંત છે નેત્ર જેમાં એવાં મુખવાળાં અને ડશા છે ઓષ્ઠ પુટ જેણે એવા કુંડળ તથા શિરસ્ત્રાણસહિત પડેલા સુંદર મસ્તકેકરી રણભૂમિ વ્યાપ્ત થઇ રહી. તે વખતે ચોતરફ પૃથ્વિમાં પડેલા યોદ્ધાઓનાં મુખ, જેવાં કમળનાં વન શોભે તેવાં શોભતાં હતાં. રૂધિરેકરી વ્યાપ્ત સુવર્ણનાં કવચ, વિજળીસહિત મેઘસમુદાયસરખાં દેખાતાં હતાં. હે રાજન્, પૃથ્વીતલવિષે પડતાં મસ્તકોનો, કાળેકરી પરિપક્વ એવાં પડતાં તાલ ફ્ળોનો જેવો શબ્દ થાય તેવો શબ્દ થતો હતો. અને કોઈ મસ્તક વગરનું ધડ, કંઇક ધનુષ્ ખેંચી ઉભેલું દેખાતું હતું. અને કોઈ એક ધડ ખડ્ગ ખેંચી હાથથી તેને ઉગામી ઉભેલું જોવામાં આવતું હતું. કુંતિપુત્ર અર્જુનને સંગ્રામમાં ન સહન કરી શકતા જયને ઇચ્છતા શ્રેષ્ઠ પુરૂષો મસ્તકો નીચે પડી જાય છે તેને પણ નથી જાણતા. તે વખતે ઘોડાઓનાં મસ્તક, હસ્તિની સૂંઢ અને શૂરવીરોના બાહુ તથા મસ્તકેકરી રણભૂમિ વ્યાપ્ત થઈ ગઈ હતી. હે પ્રભો, તમારા સૈન્યમાં યોદ્ધાઓને આ અર્જુન ક્યાંથી આવ્યા; અરે આ અર્જુન, આ અર્જુન, એ રીતે અર્જુનમય બધું દેખાતું હતું. કાળે મોહ પમાડેલા તમારી તરફના યોદ્ધાઓ જગતને અર્જુનરૂપ માની પરસ્પર એક બીજાને મારતા હતા. અને કેટલાક તો અર્જુન જાણી પોતાના આત્માનેજ હણતા હતા; અને પોકાર કરતા રૂધિરે કરી વ્યાપ્ત છે અંગ જેમનાં, બેભાન સરખા અત્યંત

વેદનાયુક્ત રણ શય્યામાં સુતેલા કેટલાક શૂરવીરો પોતાના બાંધવોને બોલાવ્તા હતા. ગોફણ, ભાલા, શક્તિ, ખડ્ગ, ફરશી, નિર્વ્યૂહ, નિસ્ત્રિંશ, ધનુષ્, તોમર, બાણ, વર્મ, આભરણ, ગદા તથા બાજુબંધસહિત બાણથી કપાયલા ભૂંગળસરખા મોટા સર્પની જેમને ઉપમા અપાય એવા શૂરવીરોના બાહુ ચોતરફ વેગથી ચેષ્ટા કરતા દેખાતા હતા. એવા ઘોરસંગ્રામમાં જે જે પુરૂષ અર્જુન સામે જતો હતો તે તે કાળસરખા અર્જુનના બાણેકરી નાશ પામતો હતો. રથમાર્ગમાં નૃત્ય કરતા તથા ધનુષ્ ખેંચતા અર્જુનનું અણુંમાત્ર પણ છિદ્ર કોઇ ન જોતું હતું. સાવધાન ઉતાવળથી બાણ નાંખતાં પાંડુપુત્રની લાઘવી જોઈ બીજા લોક વિસ્મય પામતા હતા. વળી અર્જુન માવતસહિત હસ્તિને, ઉપર બેસનાર સહિત અશ્વને અને સારથિસહિત રથિને બાણેકરી ભેદતા હતા. આકાશમાં ઉદય થતો સૂર્ય જેમ મોટા અંધકારને હણે તેમ અર્જુન બાણેકરી હસ્તિ સૈન્યને હણતો હતો. અંતકાળે પર્વતોએકરી વ્યાપ્ત જેવી પૃથ્વી દેખાય તેવું પડેલા હસ્તિઓએકરી તમારૂં સૈન્ય દેખાતું હતું. જેમ મધ્યાન્હના સૂર્યને પ્રાણીઓ દુઃખેકરી સામે જોઇ શકે નહિ, તેમ સંગ્રામમાં ક્રોધાક્રાંત અર્જુન સામે દુઃખે કરીને પણ શત્રુઓ જોઇ શકતા નહતા. હે પરંતપ; એ રીતે અત્યંત બાણથી પિડાયલું તમારા પુત્રનું સૈન્ય ભયભીત થઇ મોટા વાયુથી વિખરાઇ જેમ વાદળાં ભાગે તેમ ભાગવા લાગ્યું. એ રીતે તેણે નસાડેલું તમારા પૂત્રનું સૈન્ય તેની સામે જોવા પણ સમર્થ ન થતું હતું, તે વખતે તમારી તરફના યોદ્ધાઓ ચાબુક, ધનુષ્‌ની કોટી, હુંકારશબ્દ, લાકડી તથા પાનીના આઘાતેકરી ઘોડાઓને જલદી હાંકતાં પલાયન કરવા લાગ્યા. એ રીતે અર્જુને પીડીત કરેલા ઘોડેસ્વાર રથિયો તથા પાયદળ પણ પલાયન કરવા લાગ્યા. અને બાકી કેટલાક પાની, અંગુઠા તથા અંકુશેકરી હસ્તિઓને જલદી ચલાવતા પલાયન કરવા લાગ્યા. બાણેકરી સંમોહિત થયેલા બીજા તમારા યોદ્ધાઓ ઉત્સાહ રહિત તથા વિભ્રાંત છે મન જેમનું એવા થઇ તેનીજ સામે જવા લાગ્યા.

॥ शरैःसमोहिताश्चान्येतमेवाभिमुखाययुः ॥

॥ तवयोधाहतोत्साहाविभ्रांतमनसस्तदा ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि अर्जुनयुद्धे गुर्जरभाषायां एकोननवतितमोऽध्यायः ॥ ८९ ॥

धृतराष्ट्र उवाच ॥ तस्मिन्प्रभग्ने सैन्याग्ने वध्यमाने किरीटिना ॥
॥ के नु तत्र रणे वीराः प्रत्युदीयुर्धनंजयं ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, અર્જુને મારવા માંડેલા: સૈન્યના અગ્રભાગમાં ભંગાણુ પડયું, તેટાણે સંગ્રામમાં અમારી તરફના કયા શૂરવીર અર્જુન સામે ગયા. અથવા ફોગટ છે નિશ્ચય જેમનો એવા તે સર્વ શકટવ્યૂહમાં પ્રવેશ કરી નિર્ભય કિલ્લારૂપ દ્રોણુનો આશ્રય કરી બચ્યા ઉભા રહ્યા. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, હે અનઘ, તે રીતે અર્જુને ભંગાણુ પાડેલા અને હણાયા છે વીર જેમાંથી, મોટા ઉત્સાહરહિત પલાયન કરવામાં તત્પર એવા તમારા સૈન્યમાં તેટાણે અર્જુન સામે જોવા પણુ કોઇ સમર્થ ન થતો હતો. હે રાજન્, તેટલામાં અત્યંત ક્રોધાયમાન થયેલા સૂવર્ણુથી વિચિત્ર પ્રકારના કવચે કરી વિંટાયેલા સુવર્ણુની સંગ્રામમાં લડવાની ટોપી પેહેરેલા શૂરવીર તીવ્ર પરાક્રમવાળા તમારા પુત્ર દુઃશાસને, તે રીતે ભંગાણુ પાડેલા પોતાના સૈન્યને જોઈ યુદ્ધવાસ્તે અર્જુન સામે આવી મોટા હસ્તિનાં સૈન્યેકરી આ પૃથ્વીને જાણે ગળતો હોય નહિ! તેની પેઠે તેને વિંટી લીધા. તે વખતે હસ્તિઓની ઘંટાઓનો શબ્દ, શંખનો શબ્દ પ્રત્યંચાનો શબ્દ તથા હસ્તિઓના શબ્દે કરી પૃથ્વી, દિશાઓ તથા અંતરિક્ષ પણુ વ્યાપ્ત થઇ ગયું હતું. એવા તે ક્રૂર મુહૂર્ત્તમાં અંકુશથી પ્રેરણા કરેલા મોટી સૂંઢવાળા ક્રોધાયમાન પક્ષરહિત પર્વત સરખા પોતા સામે આવતા હસ્તિઓને જોઇ પુરૂષમાં સિંહરૂપ અર્જુન મોટો સિંહનાદ કરી શત્રુઓના તે હસ્તિસૈન્યને બાણેકરી ચોતરફથી મારવા લાગ્યા; વાયુએ વૃદ્ધિ પમાડેલા મોટી લેહેરવાળા મહા સમુદ્ર પ્રત્યે જેમ મગરમચ્છ પ્રવેશ કરે તેમ અર્જુને તે હસ્તિસૈન્યમાં પ્રવેશ કર્યો. પ્રલય સમયે અતિક્રમણુ કર્યો છે દિશાઓનો નિયમ જેણે એવો અત્યંત તપતો સૂર્ય જેમ સર્વ દિશાઓમાં દેખાય તેમ પારકા શેહેરને જીતનાર અર્જુન સર્વ દિશાઓમાં દેખાતા હતા. અશ્વની ખરીના શબ્દ, રથના પાટાનો શબ્દ, મનુષ્યનો પોકાર, પ્રત્યંચાનો શબ્દ, નાનાપ્રકારના વાદિત્રના શબ્દ, પાંચજન્યનો શબ્દ, દેવદત્તનો શબ્દ, તથા ગાંડીવના શબ્દેકરી મંદ છે વેગ જેમનો એવા નર તથા હસ્તિઓ બેભાનસરખા થઇ ગયા. સર્પસરખો છે સ્પર્શ જેમનો એવા બાણેકરી અર્જુને ભેદેલા હસ્તિઓ મોટો શબ્દ કરી પાંખ કાપેલા પર્વતોની પેઠે પૃથ્વીવિષે પડતા હતા. અર્જુને બાણેકરી દાંતના મૂળમાં તથા કટી-

વિષે હણેલા કેટલાક હસ્તિઓ વારંવાર ક્રૌંચ પક્ષીની પેઠે શબ્દ કરતા હતા. હસ્તિના સ્કંધ ઉપર બેઠેલા પુરૂષોનાં મસ્તકોને પણ ભલ્લ નામના સરળ બાણેકરી અર્જુન કાપતા હતા. એ રીતે અર્જુન કુંડલસહિત ધરણીતલવિષે પડતા મસ્તકોના સમુદાયેકરી, કમળસમૂહેકરી, જેમ નિવેદન કરે તેમ નિવેદન કરતા હતા. કવચવગરના વ્રણેકરી પીડિત રૂધિરેકરી વ્યાપ્ત પુરૂષો, યુદ્ધમાં ભમતા હસ્તિઓવિષે લટકતા દેખાતા હતા. અર્જુનેસારી રીતે યોજના કરેલા સારાં પીચ્છ બાંધેલા એક બાણેકરી એક વખતે ભેદેલા બે તથા ત્રણ યોદ્ધાઓ ધરણીતલવિષે પડતા હતા. નારાચ નામના બાણેકરી અત્યંત વિંધેલા મુખમાંથી રૂધિર વમન કરતા માવતસહિત કેટલાક હસ્તિઓ દ્રુમવાન્ પર્વત પડે તેમ પૃથ્વીવિષે પડતા હતા. તેમજ રથીઓના પણ પ્રત્યંચા, ધ્વજ, ધનુષ, ધુંસરી તથા દંડને ભલ્લ નામના બાણેકરી તે ભાગતા હતા, સંગ્રામમાં નૃત્ય કરતા અર્જુનનું ધનુષ્ મંડળાકારજ દેખાતું હતું. પણ તેને તે ક્યારે સાંધે છે, ક્યારે ખેંચે છે, ક્યારે મૂકે છે અને ક્યારે વહન કરે છે તે કોઇના જોવામાં પણ આવતું ન હતું. નારાચ નામના બાણથી અત્યંત વિંધાયેલા બીજા હસ્તિઓ રૂધિરનું વમન કરી મુહૂર્ત્તમાત્રમાં પૃથ્વીતલવિષે પડતા હતા. હે મહારાજ, પરમસંકુળ એવા તે યુદ્ધમાં ઉભા થતા એવા અગણિત માથાવગરનાં ધડ ચોતરફ દેખાતાં હતાં. તેમજ ધનુષ્, મોજા ખડ્ગ, બાજુબંધ, તથા સુવર્ણના આભરણયુક્ત કપાઇ ગયેલા અનેક બાહુ ચોતરફ જોવામાં આવતા હતા. ઉપસ્કર તથા બેસવાનાં સ્થાનકસહિત ભાગેલા છે દાંડા જેમાંથી, ભાગેલાં છે ચક્ર તથા આરા અને ધુંસરી જેમની એવા પડેલા રથ, ઢાલ, તથા ધનુષ્ ધરનાર, પડેલા પુરૂષ, માળાઓ, આભરણ, પડેલાં વસ્ત્ર, મોટા ધ્વજ, હણાએલા હસ્તિ, અશ્વ, તથા પાડેલા ક્ષત્રિયોએકરી ભયંકર છે દેખાવ જેનો એવી રણભૂમિ દેખાતી હતી. હે મહારાજ, એ રીતે અર્જુને મારવા માંડેલું દુઃશાસનનું સૈન્ય વ્યથાયુક્ત થઇ નાયકસહિત ભાગવા લાગ્યું. તેટાણે અર્જુનના બાણથી પીડિત થયેલો સૈન્યસહિત દુઃશાસન પણ મનમાં ત્રાસ પામી દ્રોણ મારા રક્ષક થશે એમ ઇચ્છા રાખી શકટવ્યૂહમાં જતો રહ્યો.

॥ ततोदुःशासनस्त्रस्तःसहानीकःशरार्दितः ॥

॥ द्रोणंत्रातारमाकांक्षन्शकटव्यूहमभ्यगात् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि दुःशासनसैन्यपराभवे गुर्जरभाषायां नवतितमोऽध्यायः ॥ ९० ॥

---

संजयउवाच ॥ दुःशासनबलंहत्वासव्यसाचीमहारथः ॥
॥ सिंधुराजंपरीप्सन्वैद्रोणानीकमुपाद्रवत् ॥

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર, એ રીતે દુઃશાસનના સૈન્યને હણી સિંધુરાજને પ્રાપ્ત થવા ઇચ્છતા મહારથિ અર્જુન, દ્રોણસૈન્ય સામે દોડ્યો. વ્યૂહના અગ્રભાગવિષે ઉભેલા દ્રોણ પાસે જઈ બે હાથ જોડી શ્રીકૃષ્ણના અનુમત પ્રમાણે આવી રીતે તે કહેવા લાગ્યો કે, હે બ્રહ્મન્ મારા કલ્યાણનું ચિંતન કરો અને તે થાય તેમ કહો. કારણ તમારા પ્રસાદથી દુઃખેકરી ભેદાય નહિ એવી તમારી સેનામાં હું પ્રવેશ કરવા ઇચ્છું છું. તમને પિતા ધર્મરાજ તથા શ્રીકૃષ્ણસરખા હું માનું છું. એ હું સત્ય કહું છું. માટે હે અનઘ, જે રીતે તમારે અશ્વત્થામા રક્ષણ કરવાલાયક છે તેજ રીતે નિરંતર હું પણ રક્ષણ કરવા લાયક છું. હે દ્વિપદાંશ્રેષ્ઠ, હે પ્રભો, તમારા પ્રસાદથી સંગ્રામમાં સિંધુરાજાને હું મારવા ઇચ્છુ છું વાસ્તે મારી પ્રતિજ્ઞાની રક્ષા કરો. સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર, એવાં અર્જુનનાં વચન સાંભળી ગર્વથી દ્રોણાચાર્યે આવી રીતે તેને કહ્યું કે—હે બીભત્સો, મને જીત્યાવગર તારાથી જયદ્રથને જીતવા શક્ય થવાય તેમ નથી. એમ કહી તેજ સમયે તેણે અત્યંત હાસ્ય કરી રથ, અશ્વ, ધ્વજ, તથા સારથિસહિત તેની ઉપર ઘણાક બાણ નાંખ્યા. હે વિશાંપતે, અર્જુને પણ બાણેકરી આવતા દ્રોણના બાણસમુદાયને વારી રાખી તેની સામે દોડી અત્યંત મોટા ભયંકર બાણેકરી માન આપી દ્રોણને ચરણમાં વિંધી ક્ષત્રધર્મનો આશ્રય કરી વળી નવ બાણેકરી તેને વિંધ્યા. દ્રોણે પણ આવતા તેના બાણને પોતાના બાણથી કાપી વિષ તથા અગ્નિસરખા બાણેકરી શ્રીકૃષ્ણ તથા અર્જુનને વિંધ્યા. તે વખતે મહાત્મા પાંડુપુત્ર અર્જુને તેના ધનુષ્ કાપવાનો વિચાર કર્યો. તેટલામાં તો અસંભ્રાંત એવા પરાક્રમી દ્રોણાચાર્યે બાણેકરી અર્જુનની પ્રત્યંચા કાપી તેના અશ્વ, ધ્વજ, તથા સારથિને વિંધી ગર્વથી તેની ઉપર પણ ઘણાક બાણ નાંખ્યા. તેટલામાં સર્વ અસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ અર્જુને મોટું ધનુષ્ સજ્જ કરી આચાર્યને વિશેષ જણાવવા સા-

રૂ ઓની પેઠે જલદી છસો બાણ નાંખ્યા. વળી સાતસો નાંખ્યા. ને પછી પાછાંવળે નહિ એવા હજાર, ત્યારપછી બીજા દશહજાર નાંખ્યા. વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર બલવાન્ અર્જુને સારી રીતે નાંખેલા તે બાણેકરી વિંધાયેલા મનુષ્ય, અશ્વ, તથા હસ્તિઓ પ્રાણરહિત થઈ સંગ્રામમાં પડતા હતા. તેમજ નાશ થયા છે સારથિ, અશ્વ, ધ્વજ તથા આયુદ્ધ જેમનાં એવા અર્જુનના બાણથી પીડિત થયેલા રથિઓ પ્રાણરહિત થઇ રથોમાંથી નિચે પડતા હતા. વજ્રથી ચૂર્ણ થયેલા પર્વતના અગ્રભાગ, વાયુએ નસાડેલા મેઘ તથા અગ્નિએ બાળેલા ઘર સરખા હસ્તિઓ પણ રણભૂમિમાં પડતા હતા. હિમાલયના પૃષ્ટભાગમાં બરફના પાણિથી હણાયલા હંસો જેમ પડે તેમ અર્જુનના બાણથી હણાયલા હજારો અશ્વ પડતા હતા. પ્રલય સમયના સૂર્યની કિરણો સરખાં પાંડવનાં અસ્ત્ર તથા બાણેકરી હણાયલા રથ, અશ્વ, હસ્તિ તથા પાયદળના ઓઘ આશ્ચર્યરૂપ એવા જળના ઓઘની પેઠે પડતા હતા. શ્રેષ્ટ કૌરવોને યુદ્ધમાં તપાવતા પાંડવરૂપી સૂર્યના બાણરૂપી કિરણજાળને દ્રોણરૂપી મેઘ બાણરૂપ વૃષ્ટિનાવેગેકરી, મેઘ જેમ સૂર્યકિરણોને ઢાંકે તેમ ઢાંકતા હતા. વળી દ્રોણાચાર્યે શત્રુઓના પ્રાણનું ભોજન કરનાર સારી રીતે મૂકેલા નારાચ નામના બાણેકરી અર્જુનને વક્ષસ્થળમાં વિંધ્યો. તેટાણે પૃથ્વીનો કંપ થવાથી જેમ પર્વત વિહ્વળ થાય તેમ તે બાણેકરી વિહ્વળ થયું છે સર્વ અંગ જેનું એવા અર્જુને ધૈર્ય રાખી બાણેકરી દ્રોણાચાર્યને વિંધ્યા. દ્રોણાચાર્યે પણ પાંચ બાણ વાસુદેવઉપર તથા તોતેર બાણ અર્જુનઉપર નાંખી ત્રણ બાણેકરી એનો ધ્વજ વિંધ્યો. હે રાજન્, વળી શિષ્યને વિશેષ પરાક્રમ દેખાડતા દ્રોણાચાર્યે નિમિષ માત્રમાં બાણના વરસાદથી અર્જુનને અદૃશ્ય કર્યા. તે વખતે એક બીજા પાછળ લાગેલા એવા દ્રોણાચાર્યના બાણનેજ અમે દેખતા હતા. અને આશ્ચર્ય થાય તે રીતે એમનું ધનુષ્ પણ મંડળાકારજ દેખાતું હતું, પણ ક્યારે તે ધનુષ સાંધે છે કે ક્યારે નાંખે છે તે કોઇના જાણવામાં આવતું ન હતું. એ રીતે દ્રોણે નાંખેલા ગૃધ્રના પીંચ્છ બાંધેલા ઘણાક બાણ સંગ્રામમાં વાસુદેવ તથા અર્જુનપ્રત્યે જતા હતા. એવા દ્રોણ તથા અર્જુનના યુદ્ધને જોઈ મહાબુદ્ધિમાન્ વાસુદેવ ભગવાન્, 'કામ હજી ઘણું કરવું છે' એમ વિચારી અર્જુનપ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, હે પાર્થ, હે પાર્થ, હે મહાબાહો, આપણો વખત જાય છે અને આ કામ ઘણું મોટું છે માટે દ્રોણને છોડી

દેઈ આપણે આગળ જઈએ. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી અર્જુન પણ હે કેશવ, 'જેવી આપની ઇચ્છા.' એમ કહી મહાબાહુ દ્રોણને પ્રદક્ષિણા કરી બીજી બાજુથી બાણ ફેંકતા આગળ ચાલ્યા. તેટાણે પોતે દ્રોણાચાર્યે તેને કહ્યું-હે પાંડવ, શત્રુને જીત્યાવગર તારે નિવૃત્ત થવું નહિ; એવો નિયમ છે અને આટાણે મને છોડીને ક્યાં જાય છે? એવાં દ્રોણનાં વચન સાંભળી તેને અર્જુને કહ્યું કે, હે આચાર્ય, તમે મારા ગુરૂ છો, શત્રુ નથી, ને હું તમારો શિષ્ય તેથી તમારા પુત્ર સરખો છું. તેમ યુદ્ધમાં તમને પરાજય પમાડે એવો લોકવિષે કોઇ પણ પુરૂષ છે નહિં. સંજય કહે છે-હે ધૃતરાષ્ટ્ર, એ રીતે કહેતાં જયદ્રથના વધવિષે ઉત્સાહવાન્ મહાબાહુ અર્જુન ઉતાવળથી તમારા સૈન્ય સામે દોડ્યા. એ રીતે તમારા સૈન્યમાં પ્રવેશ કરતાં તેની પાછળ તેના ચક્રરક્ષક મહાત્મા પાંચાલ્ય એવા યુધામન્યુ ને ઉત્તમૌજા પણ ગયા. તે સમયે હે મહારાજ, જય, સાત્વત એવા કૃતવર્મા, કાંબોજ તથા શ્રુતાયુ અર્જુનને વારવા લાગ્યા. અને તેમની પાછળ ચાલનાર દશહજાર રથ, અભિષાહ, શુરસેન, શિબિ, વસાતિયો, માવેલ્લક, લલિત્થ; કેકય, ચંદ્રક, નારાયણ એવા ગોપાળ, પૂર્વે સંગ્રામમાં કર્ણે જીતેલા શૂર સંમત કાંબોજગણ, પ્રસન્ન છે આત્મા જેમનો એવા તે બધા દ્રોણાચાર્યને આગળ કરી પુત્રના શોકેકરી સંતપ્ત, ક્રોધાયમાન થયેલા મૃત્યુ સરખા, યુદ્ધમાં પ્રાણત્યાગ કરનાર, કવચ પહેરેલા, વિચિત્રપ્રકારથી યુદ્ધ કરનાર યૂથપતિ હાસ્તની પેઠે તમારા સૈન્યને વહન કરનાર મોટા ધનુષવાળા પુરૂષમાં સિંહરૂપ અર્જુનને વારવા લાગ્યા. તે વખતે પરસ્પર પ્રાર્થના કરતા એવા તમારી તરફના યોદ્ધાઓનું તથા અર્જુનનું રૂવાટાં ઉભાં કરનાર મોટું યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. જેમાં જયદ્રથના વધને ઇચ્છતા સામે આવતા પુરૂષમાં શ્રેષ્ઠ અર્જુનને, ઊત્પન્ન થયેલા વ્યાધિને જેમ ક્રિયા રોકે તેમ એકઠા મળેલા તેઓએ રોકી રાખ્યા.

॥ जयद्रथवधप्रेप्सुमायांतंपुरुषर्षभं ॥
॥ न्यवारयंतसहिताःक्रियाव्याधिमिवोत्थितं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि द्रोणातिक्रमे गुर्जरभाषायां एकनवतितमोऽध्यायः ॥ ९१ ॥



**संजयउवाच ॥ सन्निरुद्धस्तुतैःपार्थोमहाबलपराक्रमः ॥**
**॥ द्रुतंसमनुयातश्चद्रोणेनरथिनांवरः ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, મોટું છે બળ તથા પરાક્રમ જેનું એવા રથિમાં શ્રેષ્ઠ અર્જુનને તેઓએ રોક્યા; અને જલદી દ્રોણ પણ તેની પાછળ આવ્યા. તે ટાણે સૂર્ય જેમ કિરણોને ફેલાવે તેમ તીક્ષ્ણ એવા બાણગણનો ફેલાવ કરતા અર્જુન, વ્યાધિગણ જેમ દેહને તપાવે તેમ તમારા સૈન્યને તપાવા લાગ્યા, તે કેવી રીતે કે અર્જુનના બાણથી વિંધાયલા અશ્વ, રથ, તથા માવતસહિત હસ્તિ પડવા લાગ્યા. છત્ર ઉડી ગયાં, રથ ચક્ર વગરના થઇ ગયા, અને તેના બાણથી પીડાયલાં સૈન્ય પણ ચોતરફ ભાગવા લાગ્યાં. એ રીતે થતા તે મોટા યુદ્ધમાં કંઇ પણ જાણવામાં આવતુ ન હતું. હે રાજન્, એ રીતે પરસ્પર એક બીજાને સાચવતે છતે પણ અર્જુન બાણે-કરી વારંવાર તમારી સેનાને કંપાવા લાગ્યા. સત્ય છે પ્રતિજ્ઞા જેની એવા અર્જુન, કરેલી પ્રતિજ્ઞાને સત્ય કરવાની ઇચ્છાથી રથિમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય સામે દોડ્યા. તે વખતે ગુરૂ એવા દ્રોણાચાર્યે મોટા ધનુષ્યવાળા પોતાના શિષ્ય ઉપર મર્મ ભેદનાર પચ્ચીશ બાણ નાંખ્યા. સર્વ શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુને પણ આવતા તેમના બાણના વેગને વિઘાતક એવા બાણ ફેંકતાં જલદી તેની સામે દોડી સામાં આવતાં તેના ભલ્લ બાણને બ્રહ્માસ્ત્ર સાંધી ભલ્લનામના સરળ બાણથી વિંધ્યા. તે ટાણે દ્રોણની શીક્ષાપ્રત્યે આશ્ચર્ય અમે જોયું, જે યત્ન કરતા યુવાવસ્થાવાળા અર્જુન એને વિંધી ન શક્યા. મોટો મેઘ જેમ અપરિમિત જળધારાને મૂકે તેમ દ્રોણરૂપી મેઘ, અર્જુનરૂપ પર્વતઉપર બાણવૃષ્ટિનો વરસાદ કરતો હતો. હે મારિષ, તેજસ્વિ એવા અર્જુને બ્રહ્માસ્ત્રેકરી બાણવૃષ્ટિને રોકી, બાણેકરી બાણનો નાશ કર્યો. વળી દ્રોણે પચ્ચીશ બાણ અર્જુનઉપર નાંખી સીતેર બાણેકરી વાસુદેવને બે બાહુ તથા વક્ષસ્થળમાં વિંધ્યા. બુદ્ધિમાન્ અર્જુને પણ હાસ્ય કરી તીક્ષ્ણ એવા બાણના ઓઘ નાંખતા દ્રોણાચાર્યને વારી રાખ્યા. એ રીતે દ્રોણાચાર્યે વિંધેલા રથીમાં શ્રેષ્ઠ વાસુદેવ તથા અર્જુન દુઃખેકરી સહન થાય નહિ એવા પ્રલયસમયના અગ્નિસરખા દ્રોણને અને તેના ધનુષ્યમાંથી નિકળેલા તીક્ષ્ણ એવા બાણને પણ છોડી દેઇ ભોજના સૈન્યને મારવા લાગ્યા. એ રીતે મૈનાક પર્વતસરખા દ્રોણને મૂકી કૃતવર્મા તથા કાંબોજ સુદક્ષિણ સામે દોડ્યા. તે ટાણે પુરૂષમાં સિંહરૂપ અવ્યગ્ર એવા ભોજે પણ ક્રોધથી સહન

થાય નહિ એવા કુરૂકુળમાં શ્રેષ્ઠ અર્જુનને ગૃધ્રના પીંછ બાંધેલા દશ બાણેકરી જલદી વિંધ્યા. હે રાજન્, અર્જુને સાત્વત એવા તેને સો બાણથી વિંધી વળી તેને મોહ પમાડતા હોય નહિ! તેની પેઠે બીજા ત્રણ બાણેકરી વિંધ્યો. ભોજે પણ અત્યંત હાસ્ય કરી માધવ એવા વાસુદેવને તથા અર્જુનને પચ્ચીશ પચ્ચીશ બાણેકરી વિંધ્યા. અર્જુને પણ તેનું ધનુષ્ કાપી અગ્નિની શિખાસરખા અને ક્રોધાયમાન થયેલા સર્પસરખા એકવીશ બાણેકરી એને વિંધ્યો; હે ભારત, મહારથિ કૃતવર્માએ પણ બીજું ધનુષ્ ગ્રહણ કરી પાંચ બાણથી જલદી અર્જુનને વક્ષસ્થળમાં વિંધી વળી તીક્ષ્ણ કરેલા પાંચ બાણેકરી તેને વિંધ્યા. અર્જુને પણ નવ બાણેકરી સ્તનના મધ્ય ભાગમાં તેને વિંધ્યો. એ રીતે કૃતવર્માના રથ પ્રત્યે વળગી રહેલા અર્જુનને જોઇ વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણે આપણો વખત જાય છે એવો મનમાં વિચાર કરી અર્જુનપ્રત્યે કહ્યું કે, કૃતવર્માઉપર દયા કર માં; અને સંબંધિપણું છોડી દેઈ એને મંથન કરી માર્ય. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી અર્જુન બાણેકરી કૃતવર્માને મોહ પમાડી વેગવાન્ અશ્વવડે કાંબોજની સેના સામે ગયા. એ રીતે કાંબોજની સેનામાં પ્રવિષ્ટ થયેલા અર્જુનને જોઈ ક્રોધાયમાન થયેલા કૃતવર્માએ બાણસહિત ધનુષ્યને હલાવી આવતા પાંચાલ્ય એવા અર્જુનના ચક્રરક્ષક યુધામન્યુ તથા ઉત્તમૌજાને સમીપ નાંખવાના બાણેકરી વારી રાખી તીક્ષ્ણ કરેલા ત્રણ બાણેકરી યુધામન્યુને અને ચારેકરી ઉત્તમૌજાને વિંધ્યો. તે બેઉએ પણ દશ દશ બાણેકરી એને વિંધી ત્રણ ત્રણ બાણેકરી એનો ધ્વજ તથા ધનુષ્ પણ કાપી નાંખ્યાં. તે ટાણે ક્રોધેકરી મૂર્છિત એવા કૃતવર્માએ બીજું ધનુષ્ ગ્રહણ કરી તે બેઉને ધનુષ્યવગરના કરી તેમની ઉપર બાણનો વરસાદ કર્યો, તે બેઉએ પણ બીજા ધનુષ્ સજ્જિત કરી તેને વિંધ્યો. તેટલામાં અર્જુન બીજા શત્રુની સેનામાં પેઠા પણ કૃતવર્માએ વારેલા તે બેઉ ચક્રરક્ષક પ્રવેશદ્વારને પ્રાપ્ત ન થયા હતા. તેથી પુરૂષમાં શ્રેષ્ઠ બેઉ તમારા સૈન્યમાં જવાનો યત્ન કરતા હતા, તે વખતે ઉતાવળથી તમારા સૈન્યને પીડતા શત્રુને નાશ કરનાર અર્જુને સમીપે પ્રાપ્ત થયો તોયપણ કૃતવર્માને માર્યો નહિં. તે રીતે આવતા તે અર્જુનને જોઇ અત્યંત ક્રોધાયમાન થયેલા શરવીર શ્રુતાયુધરાજાએ મોટું ધનુષ્ હલાવતાં સામે દોડી ત્રણથી અર્જુનને તથા સીતેર બાણેથી જનાર્દનને વિંધી અત્યંત

તીક્ષ્ણ કરેલા ક્ષુરપ્ર નામના બાણેકરી અર્જુનનો ધ્વજ પણ વિંધ્યો અત્યંત કોપાયમાન થયેલા અર્જુને સરળ એવા તેવું બાણેકરી અંકુશેકરી મોટા હસ્તિને વિંધે તેમ તેને વિંધ્યો. હે રાજન્, અર્જુનના તે પરાક્રમને શ્રુતાયુધરાજા સહન કરી શક્યો નહિં; તેથી તેણે અર્જુનઉપર નારાચ નામનાં સીતોતેર બાણ નાંખ્યાં. ક્રોધાયમાન થયેલા અર્જુને પણ તેનું ધનુષ્ કાપી ભાથો તોડી સરળ એવા સાત બાણથી વક્ષસ્થળમાં તેને વિંધ્યો. તે વખતે ક્રોધથી મૂર્છિત થયેલા તે રાજાએ બીજું ધનુષ્ ગ્રહણ કરી ઇન્દ્રપુત્ર અર્જુનને નવ બાણેકરી બે બાહુ તથા વક્ષસ્થળમાં વિંધ્યો. શત્રુને દમન કરનાર અર્જુને ગર્વથી હજારો બાણેકરી શ્રુતાયુધને પીડિત કર્યો; અને વળી મહા બળવાન્ તેણે જલદી એના ઘોડા તથા સારથિને વિંધી નારાચ નામના સીતેર બાણેકરી એને પણ વિંધ્યો. તે ટાણે પરાક્રમી શ્રુતાયુધરાજા હણાયલા અશ્વવાળા રથનો ત્યાગ કરી ગદા ઉગામી સંગ્રામમાં અર્જુન સામે દોડ્યો તે શૂરવીર શ્રુતાયુધ રાજા વરૂણનો પુત્ર હતો અને શીતળ છે જળ જેમાં એવી પર્ણાશા નામે મહાનદી તેની જનની હતી. હે રાજન્, તેણે પોતાના પુત્રવાસ્તે વરૂણને કહ્યું કે આ મારો પુત્ર લોકવિષે શત્રુઓએ અવધ્ય થાઓ. એવાં તેનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા વરૂણે તેને કહ્યું કે એને એટલો વર હું આપું છું જે આ દિવ્ય અસ્ત્ર આપું છું. તેથી એ અવધ્ય થશે. બાકી અમરપણું મનુષ્યોને કયારેય છે જ નહિં. હે સરિતાંવરે, ઉત્પન્ન થયેલા સર્વને મરવું તો અવસ્ય કરીને છેજ. તથાપિ આ હું અસ્ત્ર આપું છું તેના પ્રભાવથી સંગ્રામમાં શત્રુઓએ અસહ્ય એવો આ થશે. માટે તારા મનનો સંતાપ દૂર થાઓ. એમ કહી મંત્રેલી ગદા વરૂણે તેને આપી. જેને પ્રાપ્ત થઇ સર્વ લોકમાં શ્રુતાયુધ દુર્ધર્ષ થયો. વળી પાછું ભગવાન્ એવા વરૂણે તેને કહ્યું કે, જે યુદ્ધ ન કરતો હોય તેની ઉપર તારે આ મૂકવી નહિં. કારણ તેમ કરીશ તો તારી ઉપરજ પડશે. હે પ્રભો, ઉલટી રીતે નાખેલી આ મોકલનારને પણ હણે; પણ પોતાને કાળ પ્રાપ્ત થયો તેથી તેના કહેવા પ્રમાણે કર્યું નહીં. અને શૂરવીરને હણનાર તેણે યુદ્ધ ન કરતા એવા જનાર્દન ઉપર નાંખી તે વખતે પરાક્રમી શ્રીકૃષ્ણે સ્થૂલ એવા પોતાના ખભામાં તેને ગ્રહણ કરી પણ વાયુ જેમ વિંધ્યાચળને કંપાવી શકે નહિ તેમ તે શૌરિ એવા ભગવાનને કંપાવી શકી નહિ. ને કૃત્યાની પેઠે પાછી આવતી તેણે શૂરવીર એવા ઉભેલા ક્રોધી શ્રુતાયુધને હણ્યો.

એ રીતે તે ગદા શૂરવીર એવા શ્રુતાયુધને હણી પૃથ્વીવિષે પડી. તે રીતે એ ગદા નિવૃત્ત થઇ અને પોતાના આયુધેકરી શત્રુને દમન કરનાર શ્રુતાયુધ હણાયો તેને જોઈ સૈન્યોમાં મોટો હાહાકાર થવા લાગ્યો. હે નરાધિપ, યુદ્ધ ન કરતા એવા કેશવ ભગવાન્ ઉપર શ્રુતાયુધે ગદા નાંખી તેથી તે ગદાએ તેને માર્યો. એ રીતે વરૂણના કહ્યા પ્રમાણે મરણ પામેલો પ્રાણરહિત તે, સર્વ ધનુષ્ ધરનાર જોતાં પૃથ્વી વિષે પડ્યો. એ રીતે પડ્યો એવો તે પર્ણાશાનો પ્રિયપુત્ર વાયુથી ભંગાયેલ ઘણી શાખાવાળો વનસ્પતિ શોભે તેવો શોભતો હતો. એવી રીતે શત્રુને દમન કરનાર શ્રુતાયુધ હણાયો તેને જોઇ તમારા સર્વ સૈન્ય તથા સેનામાં જે મૂખ્ય હતા તે સર્વ ચોતરફ ભાગવા લાગ્યા. એટલામાં શૂરવાર એવો કાંબોજરાજાનો પુત્ર સુદક્ષણ, વેગવાન્ અશ્વેકરી શત્રુને નાશ કરનાર એવા અર્જુન સામે આવ્યો. તેટાણે હે ભારત, અર્જુને તેની ઉપર સાત બાણ નાંખ્યા તેઓ તે શૂરવીરને ભેદી પૃથ્વી વિષે પેઠા. સંગ્રામમાં ગાંડીવમાંથી નિકળેલા તીક્ષ્ણ બાણેકરી અત્યંત વિંધાયેલા તેણે ગૃધ્રના પીંચ્છ બાંધેલા દશ બાણેકરી અર્જુનને વિંધી ત્રણથી વાસુદેવને વિંધી વળી પાંચથી અર્જુનને વિંધ્યા. હે મારિષ, પાંડુપુત્ર અર્જુને પણ તેનું ધનુષ્ તથા ધ્વજ કાપી અત્યંત તીક્ષ્ણ કરેલા ભલ્લનામના બાણેકરી તેને પણ વિંધ્યો. શૂરવીર એવા તે સુદક્ષિણે પણ ત્રણ બાણથી અર્જુનને વિંધી સિંહનાદ કરી ક્રોધથી સર્વ લોહમયી ઘંટાસહિત ભયંકર શક્તિ અર્જુનઉપર નાંખી, પ્રજ્વલિત એવી તે શક્તિ મોટા ઉંબાડીયાની પેઠે તે મહારથિને પ્રાપ્ત થઇ તેને ભેદી તણખાસહિત તે પૃથ્વીવિષે પડી. એ રીતે શક્તિએકરી અત્યંત હણાયેલા મૂર્ચ્છાએકરી વ્યાપ્ત મોટા તેજવાળા અત્યંત પરાક્રમી એવા અર્જુન ક્રોધથી બે ગલોફાં ચાટી ગૃધ્રના પીંછ બાંધેલા નારાચનામના ચઉદ બાણેકરી એના અશ્વ, ધ્વજ, ધનુષ્ તથા સારથિને વિંધી બીજા ઘણાક બાણેકરી તેના રથના કટકા કરી ફોકટ છે સંકલ્પ તથા પરાક્રમ જેનું એવા તે કાંબોજ સુદક્ષિણને મોટી ધારવાળા બાણેકરી હૃદયમાં ભેદ્યો તેથી ભેદાયું છે કવચ જેનું, શીથિલ અંગવાળો, ભ્રષ્ટ થયો છે મુકુટ તથા બાજુબંધ જેના એવો સૂરવીર તે, યંત્રથી મૂકાયલો ઇન્દ્રધ્વજ જેમ પડે અને પર્વતની શીખરઉપર ઉત્પન્ન થયેલો ઘણી શાખાવાળો શોભિતો વસંતઋતુમાં વાયુએ ભાગેલો કર્ણિકારનો વૃક્ષ જેમ પડે તેમ પડ્યો. કાંબોજના આસ્તરણને ઉચિત પૃથ્વી-

વિષે સૂતેલો હતો. મસ્તકવિષે અગ્નિસરખી કાન્તિવાળી સુવર્ણની માળા પેહેરેલો અમૂલ્ય આભરણયુક્ત સુંદર અંગવાળો લાલ છે નેત્ર જેનાં એવો અર્જુને પાડેલો કાંબોજરાજાનો પુત્ર સુદક્ષિણ, તલેટીસહિત પડેલો પર્વત શોભે તેમ શોભતો હતો. એ રીતે હણાયેલા શ્રુતાયુધ તથા કાંબોજ, સુદક્ષિણને જોઇ તમારા પુત્રનાં સર્વ સૈન્ય ભાગવા લાગ્યાં.

॥ अशोभतमहाबाहुर्व्यसुर्भूमौनिपातितः ॥
॥ ततःसर्वाणिसैन्यानिव्यद्रवंतसुतस्यते ॥
॥ हतंश्रुतायुधंदृष्ट्वाकांबोजंचसुदक्षिणं ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि श्रुतायुधसुदक्षिणवधे गुर्जरभाषायां द्विनवतितमोऽध्यायः ॥ ९२ ॥

---

संजयउवाच ॥ हतेसुदक्षिणेराजन्वीरेचैवश्रुतायुधे ॥
॥ जवेनाभ्यद्रवन्पार्थंकुपिताःसैनिकास्तव ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, હે રાજન્, એરીતે સુદક્ષિણ તથા શૂરવીર શ્રુતાયુધ હણાયો ત્યારે કોપાયમાન થયેલા તમારા સૈનિકો વેગેકરી અર્જુન સામે દોડ્યા. હે રાજન્, અભિષાહ, શૂરસેન, શિબિ તથા વસાતિયો અર્જુનઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા. તેમના મધ્યમાં બીજા છ હજાર યોદ્ધાઓને બાણેકરી અર્જુને મંથન કર્યા તેથી ભય પામેલા તે જેમ વ્યાઘ્રને જોઇ ક્ષુદ્ર મૃગ ભાગે તેમ ભાગવા લાગ્યા. વળી પાછા ફરી તેઓએ સંગ્રામમાં શત્રુઓને હણતા તથા પારકાઓને જીતવા ઇચ્છતા અર્જુનને ચોતરફથી વિંટી લીધા. તે વખતે અર્જુને ગાંડીવમાંથી નિકળેલા બાણેકરી જલદી, પોતા સામે આવતા તેમનાં મસ્તક તથા બાહુ કાપી નાખ્યાં. અર્જુને પાડેલાં તે મસ્તક તથા બાહુએકરી તે રણભૂમિ અભ્ર છાયાની પેઠે કાગડા, ગૃધ્ર તથા બગલાઓએકરી ઢંકાઈ ગઇ. એ રીતે અર્જુને મારવા માંડેલા તેમને જોઇ બળવાન્, સ્પર્દ્ધા કરનાર શૂરવીર, કુલીન, બાહુબળ યુક્ત, ઉતાવળા મોટા યશને ઇચ્છતા તમારા પુત્ર વાસ્તે અર્જુનના વધની ઇચ્છા રાખનાર ધનુષ્ ધરનાર તથા ક્રોધાયુક્ત એવા શ્રુતાયુ તથા ચ્યુતાયુએ સવ્ય તથા દક્ષિણ બાજુથી બાણનો વરસાદ કરતાં વળી બીજા હજારો બાણેકરી જેમ મેઘ જળે કરી

તળાવને ભરી દે, તેમ અર્જુનને ઢાંકી દીધા. અને ક્રોધ પામેલા રથિમાં શ્રેષ્ટ શ્રુતાયુષે તો પાયેલ એવા તીક્ષ્ણ ભાલાએકરી અર્જુનને હણ્યા. એ રીતે બળવાન્ શત્રુએ અત્યંત વિંધેલા શત્રુનો નાશ કરનાર અર્જુન, સંગ્રામમાં કેશવ ભગવાનને મોહ પમાડતા પોતે પરમ મોહને પ્રાપ્ત થયા. એજ વખતે મહારથિ ચ્યુતાયુએ અત્યંત તીક્ષ્ણ એવા શૂળેકરી અર્જુનને વિંધ્યા. તેણે તો એવું કીધું કે, મહાત્મા પાંડુપુત્ર અર્જુનને ક્ષત ઉપર ક્ષાર મૂક્યો તેથી અત્યંત વિંધાએલા અર્જુન, ધ્વજના દંડને પકડી બેશી રહ્યા, હે વિશાંપતે, એ ટાણે અર્જુન હણાયા એમ માની તમારા સર્વ સૈન્યમાં મોટો સિંહનાદ થવા લાગ્યો. એ રીતે બેભાન થયેલા અર્જુનને જોઈ અત્યંત સંતપ્ત થયેલા શ્રીકૃષ્ણ પણ મનોહર એવી વાણીએકરી અર્જુનની આશ્વાસના કરવા લાગ્યા. તેટલામાં વળી રથિમાં શ્રેષ્ઠ, પ્રાપ્ત થયું છે લક્ષ જેમને એવા તે શ્રુતાયુ તથા ચ્યુતાયુ, અર્જુન તથા વૃષ્ણિ કુળમાં ઉત્પન્ન થયેલા વાસુદેવ ઉપર ચોતરફથી બાણનો વરસાદ કરવા લાગ્યા. અને ચક્ર, કૂબડા, અશ્વ, ધ્વજ, તથા પતાકાસહિત અર્જુનના રથને પણ તેમણે અદૃશ્ય કર્યો. એ મોટું આશ્ચર્યસરખું થયું. હે ભારત, ત્યારે યમરાજાના ઘરપ્રત્યે જઇ જેમ પાછો આવ્યો હોય તેમ ધિરેથી સંજ્ઞા પામેલા અર્જુને, બાણના સમુદાયથી કેશવસહિત ઢંકાઇ ગયેલા પોતાના રથને જોઇ તેમજ પ્રદીપ્ત અગ્નિસરખા પોતા સામે ઉભેલા તે બેઉ શત્રુને પણ જોઇ મહારથિ એવા તેણે ઇન્દ્રાસ્ત્ર સાંધ્યું. તેમાંથી ગ્રંથિ વગરના હજારો બાણ ઉત્પન્ન થયા. તેઓ, મોટા ધનુષ્યવાળા તેમને તથા તેમના મૂકેલા બાણોને હણવા લાગ્યા. એ રીતે અર્જુનના બાણે વિદારણ કરેલા તેમના બાણ આકાશમાં વિચરતા હતા. એવી રીતે પાંડુપુત્ર અર્જુન, બાણના વેગથી જલદી તેમના બાણને હણી મહારથિઓ સાથે યુદ્ધ કરતા તે તે ઠેકાણે પ્રસ્થાન કરતા હતા. અને અર્જુનના બાણનાઓઘેકરી બાહુ તથા મસ્તક વગરના થયેલા તે શ્રુતાયુ તથા ચ્યુતાયુ વાયુએ પાડેલા બે વૃક્ષોની પેઠે રણભૂમિ પ્રત્યે પ્રાપ્ત થયા. એ રીતે શ્રુતાયુષ્ તથા ચ્યુતાયુષનું મરણ સમુદ્રના શોષણની પેઠે લોકને વિસ્મયકારક થતું હતું. પછી તે બેઉની પાછળ ચાલનાર પચાસ રથને પણ હણી શ્રેષ્ઠ શ્રેષ્ઠને હણતા અર્જુન, ભારતી સેનાપ્રત્યે જવા લાગ્યા. હે ભારત, શ્રુતાયુષ્ તથા ચ્યુતાયુષ્ બેઉ હણાયા તેને જોઇ અત્યંત ક્રોધાયમાન થયેલા પુરૂષમાં શ્રેષ્ઠ પિતાના દુઃખથી

